‘‘અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)
તમને જે આપે, તેને લઈ લો !
અને જેનાથી તમને રોકે, તેનાથી અટકી જાવ !’’
(અલ્ કુર્આન)

# મઆરિફુલ્ હદીષ

## નબવી હદીષોનું એક નવીન, સર્વગ્રાહી અને સુંદર સંકલન

(ગુજરાતી તરજુમા તથા વિવરણ સહિત)

## (ભાગ–૨)

## કિતાબુર્રિકાક તથા કિતાબુલ્ અખ્લાક


: સંપાદક :

હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નો’માની સા.
(રહ્‌મતુલ્લાહિ અલય્હ)

: ભાવાનુવાદ :

(હઝ. મવ.) યાકૂબ ઈખરવી (સા.–દા. બ.)



: પ્રકાશન વિભાગ :

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

કિતાબનું નામ : **મઆરિફુલ્ હદીષ : (ભાગ–૨)**

સંપાદક : **હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નો'માની સા. (રહ્મતુલ્લાહિ અલય્હ)**

ભાવાનુવાદ : **(હઝ. મવ.) યાકૂબ ઈખરવી (સા.–દા.બ.)**

આવૃત્તિ : **પહેલી**

પ્રત : **૧૦૦૦**

પ્રકાશન નં. : **૬૦૫**

પ્રકાશન વર્ષ : **૧૪૪૨ / ૨૦૨૦**

મૂલ્ય : **અમલ**

**પ્રકાશક :**

**પ્રકાશન વિભાગ**
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. **કંથારીઆ**–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

**PUBLICATION DEPARTMENT**
Darul Uloom Bharuch, Mahmood Nagar
At. Po. **Kantharia**-392 015,
Ta. Dist. Bharuch (Guj.-India)

# અનુવાદકની કથની

**બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ**

નાચીઝ ગુનેહગારે આજથી ૧૮–૧૯ વર્ષ પૂર્વે પ્રથમ હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી સાહબ (રહ્મતુલ્લાહિ અલૈહ)ના બયાનાત **''તસ્હીલુલ્ મવાઈઝ''** ભાગ **–૧, ૨** ના **૫૨** (બાવન) બયાનાતનો અને ત્યાર પછી **હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નો'માની સાહબ (રહ્મતુલ્લાહિ અલૈહ)**ની મશહૂર કૃતિ **''મઆરિફુલ્ હદીષ''**ના ભાગ– ૧, ૨, ૩ નો સંપૂર્ણ અને ભાગ–૪ નો આંશિક ગુજરાતી ભાવાનુવાદ કર્યો.

આ ખિદમત દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ–ભરૂચ મહમૂદનગર, મુ. પો. કંથારીઆના ''પ્રકાશન વિભાગ'' હેઠળ અંજામ અપાઈ હતી. તદુપરાંત, એથી પણ અગાઉ એક અરબ આલિમની કિતાબનો **''જન્નતી તોહફો''**ના નામથી તથા **''ઇસ્લામી તા'લીમ''** ભાગ–૧ નો ગુજરાતી તરજુમો મજકૂર–ઉપરોક્ત વિભાગ હેઠળ નાચીઝે કર્યો હતો.

એ તક આપવા બદલ સંસ્થા તથા પ્રકાશન વિભાગના ઝિમ્મેદારોનો શુક્રગુઝાર છું. જઝાહુમુલ્લાહુ તઆલા ખય્રલ્ જઝાઅ્.....

મઆરિફુલ્ હદીષ વિશે ખૂદ લેખક સાહેબે જરૂરી હિદાયતો લખી હોવાથી નાચીઝ અનુવાદક પોતે કંઈ લખતો નથી.

હા! મુસન્નિફ તથા કિતાબ વિશે જાણીતા ઈસ્લામી વિચારક'ને બુઝુર્ગ મવલાના અબુલ્ હસન અલી નદવી (રહ્મતુલ્લાહિ અલૈહ)ના અભિપ્રાય નોંધુ છું.

ફરમાવ્યું : મવલાના મુહમ્મદ મન્ઝૂર નો'માની (રહ્મતુલ્લાહિ અલૈહ) તે રબ્બાની આલિમોમાંથી હતા, જેમના પ્રતાપે અલ્લાહ તઆલાએ આ દેશને સ્પેન બનવાથી બચાવી લીધો. *(અલ્ ફુરકાન માસિક, સપ્ટેમ્બર ૨૦૧૫, પેજ–૫૮)*

મવલાના ઈમરાનખાં ભોપાલી (રહ્મતુલ્લાહિ અલૈહ) પરના ૧૯૬૦ ઈસ્વી સનમાં લખેલ પત્રમાં લખે છે : દારુલ ઉલૂમ (નદ્વા–લખનૌ)ની મહાન ખુશનસીબીને ઈકબાલમંદી છે કે તેણે મવલાના મુહમ્મદ મન્ઝૂર સાહબ

જેવા ખ્યાતનામ આલિમ અને ઠોસ ઈલ્મ ધરાવતા મુતકલ્લીમ (અકાઈદના નિષ્ણાંત) તથા મુહદ્દિષ (હદીષના વિશેષજ્ઞ)ને હદીષના દર્સ–સબક માટે પ્રાપ્ત કરી લીધા. તેમની હાજરી હિન્દ તથા પાકિસ્તાન, (બાંગ્લાદેશ)ની મોટામાં મોટી સંસ્થા અને જામિઅહ (મહા વિદ્યાલય) માટે ગર્વ પ્રતિષ્ઠાનું કારણ હતી. આ હકીકત છે કે હું તેમને દેવબંદની હદીષની મસ્નદ–ગાદી માટે અન્ય દરેક આલિમથી વિશેષ અગત્યના માનુ છું. અલ્લાહ તઆલાએ તેમને એવી ઘણી બધી લાયકાતો અને ખૂબીઓ આપી છે, જેના લઈ સવિશેષ હદીષ પઢાવવા માટે તેમનાથી શ્રેષ્ઠ માણસ મળવા મુશ્કેલ છે.

ફરી તેમનો ઈખ્લાસ–નિખાલસતા, વિચારોની સચોટતા, મુઆમલાતની સૂઝબૂઝ, નિર્ણય શક્તિ, સાથ–સહકારની લાગણી અને વિશાળ માનસ એવી અલ્લાહ તઆલાએ બખ્શેલી સલાહિય્યતો છે કે તેમનું વુજૂદ–અસ્તિત્વ દારુલ ઉલૂમ, નદવાના આ સંકુલમાં પ્રત્યેક રીતે ઉપયોગી અને અત્યંત કિંમતી છે. *(અલ્ ફુરકાનનો બાની–એ–અલ્ ફુરકાન નંબર, પેજ–૬૫૬)*

કિતાબ વિશે ફરમાવ્યું : જેમણે મવલાનાની કિતાબો પઢી છે સવિશેષ **‘મઆરિફુલ્ હદીષ’**ને જે નદવાની મસ્જિદમાં અસરની નમાઝ પછી સંભળાવવામાં આવે છે તે કમસે કમ ઉર્દૂ લિટરેચર–સાહિત્યમાં બેનઝીર–અજોડ કિતાબ છે. તેમાં જે રીતે હદીષ અને સુન્નત (નબવી કથન અને વર્તન)ને પેશ કરવામાં આવ્યા છે, જે રીતે તેમનાથી બોધ લેવા અને હદીષોનાં વિવિધ પાસાંઓ તથા છૂપા ખુણાઓને પ્રકાશિત કરાયાં છે તે બેમિષાલ–અનુપમ છે. (તેમની કિતાબોને) પોતાનાં ધ્યેય, ઉત્તમ સંકલન, ઉત્તમ વ્યાખ્યા, શ્રેષ્ઠ રજૂઆત, સુંદર સમજૂતી, માનવ સમજોની રિઆયતનાં કારણે અલ્લાહ તઆલાની તૌફિકથી જ તા’બીર કરી શકીએ છીએ.

*(અલ્ ફુરકાનનો બાની–એ–અલ્ ફુરકાન નંબર, પેજ–૯૯)*

*કમતરીન :*

**(મવ.) યાકૂબ ઈખરવી (સા.)** (ગુફ્િ–ર લહૂ)
આશિયાના નગર, મુ. પો. શેરપુરા.
૨૦, મુહર્રમુલ હરામ, ૧૪૪૨ હિજરી
મુતાબિક ૯, સપ્ટેમ્બર, ૨૦૨૦ ઈસવી

બિસ્મિહી તઆલા

# પ્રકાશકીય

**હામિદંવ્ વ મુસલ્લિયા.....**

ઈસ્લામમાં કુર્આને મજીદ પછી જે ચીજને બુનિયાદી અને વિશેષ મહત્ત્વ અને અગત્ય પ્રાપ્ત છે, તે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીષ અને સુન્નત છે. ઈસ્લામી શરીઅતનો આ બીજા નંબરનો મુખ્ય સ્રોત છે.

હદીષના વિવિધ સંગ્રહો અત્યાર સુધી પ્રગટ થઈ ચૂક્યા છે, તે પૈકી એક છે : **''મઆરિફુલ્ હદીષ''**.... આ હદીષગ્રંથ પ્રખર આલિમે દીન, મુસ્લિમ સ્કૉલર, લબ્ધપ્રતિષ્ઠ વિવેચનકાર અને ઈસ્લામી સાહિત્ય–જગતના જાણીતા–માનીતા કલમવીર હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નો'માની સા. (રહ.)ની મશહૂર, મકબૂલ, શાહકાર, શાનદાર, જાનદાર અને શિરમોર કૃતિ છે. મવલાના મર્હૂમનું આ એક એવું મહાન, ઉચ્ચ, ઉત્તમ, રશ્કપાત્ર અને કદ્રપાત્ર ઈલ્મી કારનામું છે, જે મુસ્લિમોના સામાજિક, સાંસારિક અને કૌટુંબિક જીવનમાં દિવ્ય અને પાવક પ્રકાશ પાથરતું રહેશે, ઈન્શાઅલ્લાહ. આ એક એવો અનમોલ, અનુપમ, અનન્ય, આધારભૂત અને અભ્યાસપૂર્ણ હદીષસંગ્રહ છે, જેને મુસ્લિમ સમાજના દરેક વર્ગ–અવામ અને ખવાસ–તરફથી ગેર મા'મૂલી લોકપ્રિયતા, સ્વીકૃતિ, આવકાર અને સન્માન પ્રાપ્ત થયાં છે. હળવી અને હૃદયસ્પર્શી શૈલીમાં લખાયેલી આ અમલપ્રેરક, જ્ઞાનવર્ધક અને રૂહપોષક કૃતિએ ઈસ્લામી સાહિત્યમાં એક વિશિષ્ટ, આગવું અને આદરપાત્ર સ્થાન કંડારી લીધું છે. સહીહ અહાદીષથી સુશોભિત અને સુસજ્જ હદીષના આ પુષ્પગુચ્છમાં જીવનનાં વિવિધ વિભાગો અને વિભિન્ન ક્ષેત્રો માટે નબવી ફરમાનો દ્વારા પ્રેરક અને તલસ્પર્શી માર્ગદર્શન પૂરું પાડવામાં આવ્યું છે. આ જ કારણ છે કે આ પ્રેરણાદાયક હદીષ સંપુટ દ્વારા સમાજનો દરેક વર્ગ સમાનપણે લાભ ઉઠાવી શકે છે અને ભરપૂર લાભ ઉઠાવી રહ્યો છે અને લાભ ઉઠાવતો રહેશે, ઈન્શા અલ્લાહ. આ એક એવી જીવનપદ્ધતિ (The system of life) છે, જેના વાંચન અને અધ્યયન દ્વારા માનવી પોતાનાં જીવનને નૈતિક મૂલ્યો, ધાર્મિક સંસ્કારો અને માનવીય કર્તવ્યોથી સમૃદ્ધ અને ઉજ્જવળ કરી શકે છે. આ એક એવો જીવનદર્પણ છે, જેને નજર સમક્ષ રાખીને પ્રત્યેક મુસ્લિમ પોતાની વિકટ રોજિંદી જીવનસમસ્યાઓનાં ગૂઢ સમાધાનો મેળવી શકે છે અને આખિરતની કામિયાબી અને સરફરાઝીથી

હમકિનાર થઈ શકે છે.

કિતાબની આવી અનેક ખૂબીઓ, વિશેષતાઓ, લાક્ષણિકતાઓ, ઉપયોગિતાઓ અને મહત્તાઓને કારણે જ વિવિધ ભાષાઓમાં એનાં ભાષાંતરો થયાં છે અને એની વિવિધભાષી આવૃત્તિઓ પ્રકાશિત થઈ ચૂકી છે...

પ્રતિષ્ઠિત આલિમે દીન અને બહુશ્રુત લેખક આદરણીય **હઝરત મવલાના યાકૂબ ઈખરવી સા. (દા.બ.)**ને હાર્દિક મુબારકબાદ અને અભિનંદન આપવાં ઘટે કે આપ માનવંતે પુષ્કળ પરિશ્રમ અને પુરુષાર્થના અંતે ગુર્જર મુસ્લિમ સમાજના કરકમળમાં આવો ઉપયોગી, ઉત્તમ અને ઉત્કૃષ્ટ હદીષસંગ્રહ પેશ ફરમાવ્યો છે. "મઆરિફુલ્ હદીષ"ના બધા જ ભાગ પ્રકાશિત કરવાનો ઉપક્રમે અને ભાવિ પ્રોગ્રામ છે. આ બીજો ભાગ વાચકવર્ગની ખિદમતમાં પ્રસ્તુત કરાયો છે. અન્ય ભાગ ભવિષ્યમાં ક્રમશઃ પ્રગટ થતા રહેશે, ઈન્શા અલ્લાહ... ખરેખર, મવલાનાએ આ ઈન્કિલાબી કૃતિનો ગુજરાતી ભાવાનુવાદ કે છાયાનુવાદ કરી મુસ્લિમ બિરાદરો પર ભારે ઉપકાર કર્યો છે. તદુપરાંત, આવા ઈષ્ટ અને શિષ્ટ સંગ્રહને પ્રકાશિત કરવાની વ્યવસ્થા કરવા બદલ **હઝરત મવલાના સિરાજુદ્દીન ભાદી સા. મ.ઝિ.** (મુદર્રિસ : દારુલ ઉલૂમ કંથારીઆ), **હઝરત મવલાના મુફ્તી ઇમ્તિયાઝ વલણવી સા.** (મુહતમિમ વ ઉસ્તાઝે હદીષ : દારુલ ઉલૂમ સઆદતે દારૈન, સિતપોણ), **હઝરત મવલાના યાકૂબ આદમ વલણવી સા.** (ઉસ્તાઝે હદીષ : દારુલ કુર્આન વલ્ હદીષ, ટંકારીઆ), **હઝરત મવલાના અહમદ મવલાના અબ્દુલ્લાહ સિતપોણી સા.** (મુદર્રિસ : મદ્રસ–એ–ફૈઝે આમ, પાલેજ), **હઝરત મવલાના અમ્માર મવલાના અબ્દુલ્લાહ સિતપોણી** (મુદર્રિસ : મદ્રસ–એ–ફૈઝે આમ, પાલેજ) તેમજ **હઝરત મવલાના અબ્દુલ મજીદ સા. વલણવી** (મુદર્રિસ : મદ્રસ–એ–ફૈઝે આમ, પાલેજ)ને પણ મુબારકબાદ આપવા ઘટે. આ સર્વે મહાનુભાવો સહિત પ્રકાશનનો ખર્ચ વહન અને સહન કરનાર મુસ્લિમ સખી સજ્જનો પણ શુક્રિયહને પાત્ર છે. દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆનો **''પ્રકાશન વિભાગ''** આ તમામ મુહસિનોનો ઋણ–સ્વીકાર કરી આભાર વ્યક્ત કરે છે. જઝાહુમુલ્લાહુ ખય્રા !

અલ્લાહ તઆલા સૌના સહિયારા પ્રયાસોને શર્ફે કબૂલ અતા ફરમાવે અને ફલાહે દારૈનનું નિમિત્ત બનાવે, આમીન !

પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ,
કંથારીઆ, ભરૂચ

અલ્પજ્ઞ,
**હસન ભડકોદ્રવી**

# ...અનુક્રમણિકા...

*‘નુક્તા સંજારાં સલાએ આમ દેહ,*
*અઝ નબિય્યે ઉમ્મિયે પયગામ દેહ !’*

# પેશકશ–અર્પણ

તે સૌ દીની ભાઈઓની ખિદમતમાં, –જેઓ નબીએ ઉમ્મી સય્યિદુના હઝરત મુહમ્મદે અરબી (ફિદાહૂ ઉમ્મી વ અબી વ રૂહી વ કલ્બી) સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ઈમાન ધરાવે છે–અને આપના માર્ગદર્શન તથા આદર્શ નમૂનાની પેરવીમાં જ પોતાની તથા સઘળી અવલાદે આદમ (અલયહિસ્સલામ)ની નજાત–મુક્તિનો વિશ્વાસ રાખે છે–અને એટલા માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તાલીમ અને જીવન પદ્ધતિની સહીહ જાણકારી પ્રાપ્ત કરવા ચાહે છે. આવો ! ઈલ્મ તથા ખ્યાલના જ રસ્તેથી નબવી મજલિસમાં હાજરી આપી, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નૂરાની ઈર્શાદાત–અમૃત વચનો સાંભળીએ તથા એ પ્રકાશ–પૂંજથી પોતાનાં દિલોના અંધારાં ઉલેચીએ !

*આજિઝ અને ગુનેહગાર,*

**(હઝ. મવ.) મુહમ્મદ મન્ઝૂર નો’માની (સા.)**
(અફલ્લાહુ અન્હૂ)

* * *

નોંધ : ગુજરાતી ભાવાનુવાદમાં લફ્ઝી–શાબ્દિકને બદલે મુહાવરી–લોકભોગ્ય ભાષાનો પ્રબંધ રાખવામાં આવ્યો છે.

અલ્લાહ રબ્બુલ આલમીન એને કબૂલ ફરમાવી લોકપ્રિય અને લાભદાયી બનાવે, આમીન બિ–જાહિન્નબિય્યિલ્ અમીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ).

**–કમતરીન (મવ.) યાકૂબ ઈખરવી (સા.)**
(ગુફિ–ર લહૂ)

તા. ૨૧, રબીઉસ્સાની, ૧૪૨૦ હિજરી, મુતાબિક ૪–૮–’૯૯ ઈસવી

# પ્રસ્તાવના

**બિસ્મિલ્લાહિર્રહ્‌માનિર્રહીમ**

**અલ્લાહુમ્મ મિન્ક વ-લ-ક.**

'મઆરિફુલ્ હદીષ' ભાગ-૧માં ઈમાન અને આખિરતથી સંબંધિત ૧૪૦ હદીષોની શર્હ-વિવરણ થઈ ચૂક્યું છે. આ બીજા ભાગમાં (જે 'કિતાબુર્રિકાક' તથા 'કિતાબુલ્ અખ્લાક' પર આધારિત છે,) ૨૬૦ હદીષોની શર્હ કરવામાં આવી છે.

નાચીઝ સંપાદકનો ખ્યાલ છે કે ઈમાન બિલ્લાહ, ઈમાન બિર્રસૂલ અને ઈમાન બિલ્ આખિરતની હદીષો પછી દીની અને રૂહાની તરબિયત તથા સીરતની તા'મીર-વ્યક્તિત્વ ઘડતરમાં સૌથી વધારે અસરકારક તે હદીષો હોય છે, જેમને હદીષના ઈમામો પોતાની કિતાબોનાં રિકાક તથા અખ્લાકનાં પ્રકરણોમાં નોંધે છે, તેથી નાચીઝે આ બીજા ભાગમાં તે જ હદીષોને સંકલન કરીને પેશ કરી છે.

આ બીજા ભાગમાં રિકાકના સિલસિલાની ૧૦૦ અને બાકી ૧૬૦ હદીષો અખ્લાકના સિલસિલાની છે. રિકાકથી મુરાદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં તે ઈર્શાદો, તે બયાનો અને નસીહતો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં તે હાલાત તથા બનાવો છે, જેને પઢવા તથા સાંભળવાથી દિલમાં નરમી, ડર તથા સોઝની કૈફિયત પેદા થાય છે અને દુનિયાની અગત્ય નજરમાં ઘટે છે તથા આખિરતની ફિક્ર વધે છે. તદુપરાંત, આ દુન્યવી જિંદગીમાં એક મો'મિનનું દષ્ટિબિંદુ તથા ઉદ્દેશ્ય શાં હોવાં જોઈએ અને કઈ રીતે તેણે અહીં જીવન વિતાવવું જોઈએ ? કઈ બાબતોમાં દિલ લગાડવું જોઈએ અને કઈ બાબતોથી દિલ તથા નજરને હટાવી લેવી જોઈએ !

માનવીના વુજૂદ-અસ્તિત્વમાં સૌથી મહત્ત્વની તથા મૂળ કાર્યકર્તા શક્તિ તે છે, જેને કલ્બ (દિલ) કહે છે. તેનું રુખ જો સહીહ હોય તો માનવીનું સંપૂર્ણ જીવન સહીહ રુખ પર ચાલે છે અને તેનું રુખ જો ગલત હોય તો પૂરી જિંદગી ગલત થઈ જાય છે ! રિકાકની હદીષોનું મૂળ કાર્ય આ જ છે કે તે દિલના રુખને ઠીક કરે છે અને તેના સહીહ થયા પછી જ તે ઉચ્ચ અખ્લાક-સંસ્કાર પેદા થઈ શકે છે, જેનાથી સજીને માનવી અલ્લાહ તઆલાનો ખલીફા બને છે અને જેમને માનવ સમાજમાં સંપૂર્ણ રીતે જન્માવવાને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના નબી હોવાનો અગત્યનો હેતુ બતાવ્યો છે. 'ઈન્નમા બુઈષ્તુ લિ-ઉતમ્મિમ્ મકારિમલ્ અખ્લાક.' (કન્ઝુલ ઉમ્માલ, પેજ-૫, ભાગ -૨) અર્થ : મને એટલા જ માટે મોકલવામાં આવ્યો છે કે મારી મારફત ઉમદા અખ્લાક-સુસંસ્કારની પૂર્તિ થાય !' સારાંશ કે નાચીઝે પોતાના આ ખ્યાલના લઈ આ બીજા ભાગમાં 'રિકાક' તથા

'અખ્લાક'ની હદીષોને સંકલન કરીને પેશ કરી છે.

હદીષોનાં સંકલન, અનુવાદ, વિવરણ તથા શીર્ષકોમાં તે જ રિઆયતોનો ખ્યાલ રખાયો છે તથા તે જ ઉસૂલો–સિદ્ધાંતોની પાબંદી કરવામાં આવી છે, જેનું પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં વર્ણન થઇ ચૂક્યું છે, તેથી અહીં તેને દોહરાવવાની જરૂર નથી.

## પોતાના તૌફીકવાન પઢનારાઓથી અંતિમ ગુઝારિશ

જે પ્રથમ ભાગમાં પણ કરવામાં આવી હતી અને અત્રે પણ એ જ છે કે નબવી હદીષોનો અભ્યાસ ફક્ત માહિતીના વધારા માટે તથા જ્ઞાનના સેરસપાટા રૂપે કદાપિ કરવામાં ન આવે, બલકે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે પોતાનો ઈમાની સંબંધ તાજો કરવા, રુશ્દો– હિદાયત મેળવવા તથા અમલ–આચરણની નિય્યતથી કરવામાં આવે. સાથે અભ્યાસ વેળા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મહાનતા તથા મુહબ્બતને દિલમાં જગાડવામાં આવે અને એવા અદબ તથા ધ્યાનથી (હદીષોને) પઢવા કે સાંભળવામાં આવે કે જાણે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બરકતવંત મજલિસમાં આપણે હાજર છીએ, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવી રહ્યા છે અને આપણે સાંભળી રહ્યા છીએ ! જો તેમ કરવામાં આવ્યું તો દિલ–આત્માને તે અનવાર, બરકાત તથા તે ઈમાની કૈફિયતો(નો કંઈક ને કંઈક ભાગ) ઈન્શાઅલ્લાહુ તઆલા અવશ્ય નસીબ થશે, જે નબવી યુગનાં તે ભાગ્યશાળીઓને પ્રાપ્ત થયો હતો, જેમને અલ્લાહ તઆલાએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ડાયરેક્ટ રૂહાની અને ઈમાની લાભ ઉઠાવવાની દોલતથી નવાઝ્યા હતા.

આખરી વાત અલ્લાહની હમ્દ–વખાણ છે. યાચના ! અલ્લાહ તઆલાની રહમત તથા તેના બંદાઓની દુઆઓનો હાજતમંદ તથા તલબગાર આજિઝ અને ગુનેહગાર બંદો

**મુ. મન્ઝૂર નો'માની (અફલ્લાહુ અન્હૂ)**
ઝુલહિજ્જહ ૧૩૭૬ હિ.
**યાકૂબ ઇખરવી (ગુફિ–ર લહૂ)**
રબી. આખર ૧૪૨૯ હિજરી
*(સંક્ષિપ્તમાં) અનુવાદક :*
**કમતરીન (મવ.) યાકૂબ ઈખરવી (સા.) (ગુફિ–ર લહૂ)**
૨૭, સફર, ૧૪૨૧ હિજરી
મુતાબિક ૧, જૂન, ૨૦૦૦ ઈસ્વી.

## કિતાબુર્રિકાક

હદીષની કિતાબોમાં જે રીતે કિતાબુલ્ ઈમાન, કિતાબુસ્સલાત વગેરે પ્રકરણો હોય છે, એમાં જ એક પ્રકરણ 'કિતાબુર્રિકાક'નું હોય છે, જેના મા–તહત–હેઠળ તે હદીષો નોંધવામાં આવે છે, જેનાથી દિલમાં નરમી તથા સોઝની કૈફિયત પેદા થાય. દુનિયાની દિલચસ્પી ઘટે તથા આખિરતની ફિક્ર વધે. માનવી અલ્લાહ તઆલાની ખુશ્નૂદી તથા આખિરતની સફળતાને પોતાનો જીવનધ્યેય બનાવે. એના જ મા–તહત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં પ્રભાવશાળી બયાનો તથા નસીહતો પણ દર્જ કરાયાં છે.

એ હકીકત છે કે હદીષ સંગ્રહમાં સૌથી વધુ અસરકારક તથા જિંદગીના વહેણને બદલવામાં અગ્ર ભાગ ભજવનાર એ જ હિસ્સો હોય છે, જેને હદીષની કિતાબોમાં 'કિતાબુર્રિકાક'નું શીર્ષક અપાય છે. તેની એ કારણે વિશેષ અગત્યતા હોય છે અને કહી શકાય છે કે હકીકી ઈસ્લામી તસવ્વુફ–સૂફી પંથ, ગૂઢ વિદ્યાનો એ જ પાયો–બુનિયાદ છે ! અલ્લાહ તઆલા આ નૂરાની ઈર્શાદોના ફૈઝથી આપણને પણ માલામાલ ફરમાવે, આમીન !

### અલ્લાહ તઆલાનો ડર અને આખિરતની ચિંતા :

ઈમાન પછી માનવીની જિંદગીને સંવારવા તથા સફળતા સુધી પહોંચાડવામાં જો કે સૌથી વધુ દખલ અલ્લાહ તઆલાનો ખૌફ તથા આખિરતની ફિક્રનો છે, તેથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની ઉમ્મતમાં એ બન્નેને પેદા કરવાની ખાસ–વિશેષ કોશિશ ફરમાવી. ક્યારેક એ ખૌફ અને ફિક્રના ફાયદા તથા ફઝીલતો બયાન ફરમાવતા અને ક્યારેક અલ્લાહ તઆલાના કહર–ગલબા, પ્રભુત્વ તથા જલાલ–હૈબત અને આખિરત–પરલોકના તે ભયાનક હાલાતની યાદ અપાવતા, જેમની યાદથી એ બન્ને કૈફિયતો પેદા થાય છે.

હઝરત હન્ઝલહ (રદિયલ્લાહુ અન્હૂ) મશહૂર સહાબીની હદીષથી પણ (જે આગામી પેજ પર આપ પઢશો) એ જ જણાય છે કે રસૂલુલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસોનો ખાસ વિષય જાણે એ જ હતો અને સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) જ્યારે આપની સેવામાં હાજર થઈ આખિરત તથા જન્નત–દોઝખ વિશે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈર્શાદો સાંભળતા, તો તેમનો એ હાલ થઈ જતો કે જાણે જન્નત–દોઝખ તેમની આંખો સામે છે. હદીષના હાલના સંગ્રહમાંથી જ જો એવી હદીષો ભેગી કરાય, તો શંકા વિના એક પૂરી કિતાબ એ જ હદીષોથી તૈયાર થઈ શકે છે. અત્રે થોડીક જ હદીષો એ સિલસિલાની લખવામાં આવે છે.

## જો આલમે ગૈબ–અદશ્ય જગત આપણને દેખાવા લાગે :

(۱) عَنْ اَبِىْ هُرَيْرَةَ قَالَ أَبُو الْقَاسِمِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَالَّذِىْ نَفْسِىْ بِيَدِهٖ لَوْ تَعْلَمُوْنَ مَا اَعْلَمُ لَبَكَيْتُمْ كَثِيْرًا وَّلَضَحِكْتُمْ قَلِيْلًا. (رواه البخارى)

(૧) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ) રિવાયત કરે છે, સય્યિદુના અબુલ કાસિમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કસમ છે તે ઝાતે પાકની, જેના કબજામાં મારો જાન છે, જો અલ્લાહ તઆલાના કહર અને જલાલ તથા કિયામત અને આખિરતના ધ્રુજારી ઉપજાવનારા ભયાનક હાલાત વિશે તમે તે સઘળું જાણી લો, જે હું જાણું છું; તો તમારું હસવાનું ખૂબ ઘટી જાય અને રડવાનું ખૂબ વધી જાય !'

(બુખારી શરીફ)

**સ્પષ્ટીકરણ** : મતલબ આ છે કે અલ્લાહ તઆલાની શાને બેનિયાઝી અને કહરો–જલાલ તથા કિયામત અને આખિરતના ભયાનક કંપાવનારા હાલાત જે અલ્લાહ તઆલાએ મારા પર ખોલી આપ્યા છે, જો તમને પણ સંપૂર્ણ રીતે તેની જાણ થઈ જાય, તમારી આંખો તેને જોતી તથા તમારા કાન તેને સાંભળતા થઈ જાય, જેને હું જોઉં અને સાંભળું છું, તો તમારાં ચેન–સુકૂન ખત્મ થઈ જાય, તમે ખૂબ ઓછું હસો તથા ખૂબ વધારે રડો. એની વધારે વિગત હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)ની આગલી હદીષથી માલૂમ થશે.

(٢) عَنْ اَبِیْ ذَرٍّ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّی اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِنِّیْ اَرٰی مَالَاتَرَوْنَ وَاَسْمَعُ مَالَاتَسْمَعُوْنَ اَطَّتِ السَّمَاءُ وَحُقَّ لَهَا اَنْ تَاِطَّ وَالَّذِیْ نَفْسِیْ بِیَدِهٖ مَا فِيْهَا مَوْضِعُ اَرْبَعِ اَصَابِعَ اِلَّا وَمَلَكٌ وَاضِعٌ جَبْهَتَهٗ سَاجِدًا لِلّٰهِ ، وَاللهِ لَوْتَعْلَمُوْنَ مَا اَعْلَمُ لَضَحِكْتُمْ قَلِيْلًا وَّ لَبَكَيْتُمْ كَثِيْرًا وَّمَا تَلَذَّذْتُمْ بِالنِّسَاءِ عَلَی الْفُرُشَاتِ وَلَخَرَجْتُمْ اِلَی الصُّعُدَاتِ تَجْأَرُوْنَ اِلَی اللهِ ، قَالَ اَبُوْذَرٍّ يَالَيْتَنِیْ كُنْتُ شَجَرَةً تُعْضَدُ. (رواه احمد والترمذی وابن ماجه)

(૨) **તરજુમો** : હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : હું ગૈબી જગતની તે વસ્તુઓ જોઉં છું, જે તમે નથી જોતા અને તે અવાજો સાંભળું છું, જે તમે નથી સાંભળતા. આસમાન ચરચરી રહ્યું છે અને હક છે કે તે ચરચરે. કસમ છે તે જલાલવાળા રબની, જેના કબજામાં મારો જાન છે, આસમાનમાં ચાર આંગળી જેટલી જગ્યા પણ (એવી) નથી, જ્યાં કોઇ ને કોઇ ફરિશ્તો અલ્લાહ તઆલાની જનાબમાં પોતાનું માથું નાખીને સિજદામાં ન પડયો હોય. જો તમે તે વાતો જાણત, જે હું જાણું છું તો તમે ખૂબ ઓછું હસત તથા ખૂબ વધારે રડત અને પથારીઓ પર બીવીઓથી પણ લુત્ફ ન ઉઠાવી શકત અને અલ્લાહથી રડતા–કકળતા જંગલોમાં ચાલ્યા જાત !' (આ હદીષ વર્ણવીને) અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ) ફરમાવે છે : 'કાશ ! હું કોઇ ઝાડ હોત, જેને કાપી નાખવામાં આવત.'

(મુસ્નદે અહમદ, જામિઅ તિરમિઝી, સુનને ઇબ્ને માજહ)

**ખુલાસો** : જેમ કે પહેલા ભાગમાં વિગતે વર્ણન થઇ ચૂક્યું છે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું મૂળ કાર્ય તથા સ્થાન એ જ છે કે અલ્લાહ તઆલા જે ગૈબી હકીકતો તેમના પર ખોલે તથા જે હુકમોની વહી મોકલે, તે અલ્લાહ તઆલાના અન્ય બંદાઓને પહોંચાડે અને તેમના પર ઈમાન લાવનાર ઉમ્મતીઓનું સ્થાન તથા કાર્ય આ છે કે, તેમના પર ભરોસો અને યકીન રાખીને તે સૌ વાતોને જાણે–માને અને તે જ હકીકતોને

પોતાનાં જીવનની બુનિયાદ બનાવે.

અલ્લાહ તઆલાએ આમ માનવીઓને ઇલ્મ–જ્ઞાનમાં જે સાધનો બુદ્ધિ, ઈન્દ્રિયો વગેરે આપ્યાં છે, તેમની પહોંચ ફક્ત આ દશ્યજગત–દુનિયા સુધી જ સીમિત છે, અદશ્ય–ગૈબી જગત સુધી તેમની પહોંચ નથી, તેથી ગૈબી હકીકતોની શોધ તથા તેમના વિશે ઇલ્મ તથા યકીન મેળવવાનો રસ્તો આપણાં માટે એ જ છે કે અલ્લાહ તઆલાના રસૂલોના જોવા–સાંભળવા તથા ખબરો પર આપણે વિશ્વાસ રાખીએ અને યકીન કરીએ, એનું જ નામ ઈમાન છે.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષ શરીફમાં ગૈબી જગતનાં પોતાના ડરામણા કશ્ફનું વર્ણન ફરમાવ્યું છે કે, અલ્લાહ તઆલાના જલાલ–હૈબત તથા ફરિશ્તાઓની વિપુલતાથી આસમાન ચરચર કરી રહ્યું છે અને ચાર આંગળી જેટલી જગ્યા પણ તેમાં એવી નથી, જ્યાં કોઈ ફરિશ્તો સિજદામાં ન હોય. અલ્લાહુ અકબર ! અલ્લાહુ આ'ઝમ ! ! અલ્લાહુ અજલ્લ ! ! ! આગળ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જો તમે પણ તે વાતો જાણી લો, જે હું જાણું છું, અને જોઉં– સાંભળું છું તો તમે આમ ખુશ ન રહી શકો. પથારીઓ પર બીવીઓથી લુત્ફ ઉઠાવવાનો પણ તમને હોશ ન રહે; (બલકે) ઘરોમાંથી નીકળી જંગલોમાં અલ્લાહ તઆલાની સાથે આહો–ઝારી કરતા ફરો ! હદીષના રિવાયતકર્તા હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ) પર આ હદીષની એટલી બધી અસર થતી કે કેટલીક વાર આ હદીષ બયાન કરતાંવેંત તેમના દિલથી આ અવાજ ઝબાનથી નીકળી જતો હતો કે, 'હે કાશ ! હું એક ઝાડ હોત, જેને જડમૂળથી કાપી નાખવામાં આવત અને ફરી આખિરતમાં હિસાબ માટે મને પેશ કરવામાં ન આવત !'

**ફાયદો** : અલ્લાહ તઆલાને માનવીઓથી જમીનની ખિલાફતનું કામ લેવું છે અને તે ત્યારે જ શક્ય છે કે માનવી આ દુનિયામાં સંતોષથી રહી શકે. તે માટે એવી હકીકતો તથા વસ્તુઓને (જેના જાહેર થવાથી માનવી સંતોષથી નથી રહી શકતો) પર્દ–એ–ગૈબમાં રાખવામાં આવી છે. કબ્ર કે

દોઝખનો અઝાબ અને કિયામતનાં બિહામણાં દશ્યો જો આ દુનિયામાં આપણાં જેવા માણસોની સામે ખોલી દેવામાં આવે અને આપણે તેને આંખોથી જોઈ શકીએ તો પછી આપણે આ દુનિયામાં કોઈ કામ નથી કરી શકતા; બલકે લાંબું જીવી પણ નથી શકતા, પરંતુ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અલ્લાહ તઆલાને જે કામ લેવું હતું તેના માટે જરૂરી હતું કે, આપની સમક્ષ તે વસ્તુઓ ખોલી દેવામાં આવે અને એક પ્રકારે તે હકીકતોનું દર્શન આપને કરાવી દેવામાં આવે, જેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં તે અય્નુલ્ યકીન–દર્શનીય શ્રદ્ધા તથા હક્કુલ્ યકીન પેદા થઈ જાય, જેની આપની ઉચ્ચ પદવી તથા મહાન કાર્યના માટે આવશ્યકતા હતી, તે માટે એ પ્રકારની ઘણી ગૈબી હકીકતો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે ખોલવામાં આવી. તદુપરાંત, આપના મુબારક દિલને તે અસામાન્ય શક્તિ પણ આપી કે (ગૈબી હકીકતો) ખૂલવા અને જોવા છતાંય આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની ઝિમ્મેદારીઓને ઉમદા રીતે અંજામ આપી શકે તથા દુનિયામાં એવી સર્વગ્રાહી અને સમતોલ જિંદગી ગુજારી શકે, જે કિયામત સુધી આવનાર દરેક વર્ગ અને દરેક પ્રકારના માનવીઓ માટે નમૂનો બની શકે.

સલ્લલ્લાહુ તઆલા અલય્હિ વ સલ્લમ !

## બેપરવાઈને દૂર કરવા માટે મોતને વધુ યાદ કરો :

(٣) عَنْ اَبِیْ سَعِیْدٍ قَالَ خَرَجَ النَّبِیُّ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ لِصَلٰوةٍ فَرَاٰی النَّاسَ کَاَنَّهُمْ یَکْتَشِرُوْنَ قَالَ اَمَا اِنَّکُمْ لَوْ اَکْثَرْتُمْ ذِکْرَهَاذِمِ اللَّذَّاتِ لَشَغَلَکُمْ عَمَّا اَرٰی اَلْمَوْتِ فَاَکْثِرُوْا ذِکْرَهَاذِمِ اللَّذَّاتِ الْمَوْتِ فَاِنَّهٗ لَمْ یَاْتِ عَلَی الْقَبْرِ یَوْمٌ اِلَّا تَکَلَّمَ فَیَقُوْلُ اَنَا بَیْتُ الْغُرْبَةِ وَاَنَا بَیْتُ الْوَحْدَةِ وَاَنَا بَیْتُ التُّرَابِ وَاَنَا بَیْتُ الدُّوْدِ وَاِذَا دُفِنَ الْعَبْدُ الْمُؤْمِنُ قَالَ لَهُ الْقَبْرُ مَرْحَبًا وَّاَهْلًا اَمَا اِنْ کُنْتَ لَاَحَبَّ مَنْ یَّمْشِیْ عَلٰی ظَهْرِیْ اِلَیَّ فَاِذَا وُلِّیْتُكَ الْیَوْمَ وَصِرْتَ اِلَیَّ

فَسَتَرٰى صَنِيْعِىْ بِكَ قَالَ فَيَتَّسِعُ لَهٗ مَدَّ بَصَرِهٖ وَيُفْتَحُ لَهٗ بَابٌ اِلَى الْجَنَّةِ وَاِذَا دُفِنَ الْعَبْدُ الْفَاجِرُ اَوِالْكَافِرُ قَالَ لَهُ الْقَبْرُ لَامَرْحَبًا وَّلَا اَهْلًا اَمَا اِنْ كُنْتَ لَاَبْغَضَ مَنْ يَّمْشِىْ عَلٰى ظَهْرِىْ اِلَىَّ فَاِذَا وُلِّيْتُكَ الْيَوْمَ وَصِرْتَ اِلَىَّ فَسَتَرٰى صَنِيْعِىْ بِكَ قَالَ فَيَلْتَئِمُ عَلَيْهِ حَتّٰى تَخْتَلِفَ اَضْلَاعُهٗ قَالَ وَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بِاَصَابِعِهٖ فَاَدْخَلَ بَعْضَهَا فِىْ جَوْفِ بَعْضٍ قَالَ وَيُقَيِّضُ لَهٗ سَبْعُوْنَ تِنِّيْنًا لَوْ اَنَّ وَاحِدًا مِنْهَا نَفَخَ فِى الْاَرْضِ مَا اَنْبَتَتْ شَيْئًا مَابَقِيَتِ الدُّنْيَا فَيَنْهَسْنَهٗ وَيَخْدِشْنَهٗ حَتّٰى يُفْضٰى بِهٖ اِلَى الْحِسَابِ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّمَا الْقَبْرُ رَوْضَةٌ مِّنْ رِيَاضِ الْجَنَّةِ اَوْحُفْرَةٌ مِّنْ حُفَرِ النَّارِ. (رواہ الترمذی)

(૩) હઝરત અબૂ સઈદ ખુદ્‍રી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક દિવસ નમાઝ માટે ઘરેથી મસ્જિદે તશરીફ લાવ્યા, તો આપે લોકોને એ હાલમાં જોયા કે જાણે (ત્યાં મસ્જિદમાં જ) તેઓ ખિલખિલાટ હસી રહ્યા છે (અને તે નિશાની હતી ગફલતના વધારાની), તેથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (તેમની હાલતની ઈસ્લાહના માટે) ફરમાવ્યું : હું તમને જણાવું છું કે જો તમે લોકો લઝ્ઝતોને તોડી નાખનારી ચીજ–મૌતને વધુ પ્રમાણમાં યાદ કરો, તો તે તમને આ બેપરવાઈમાં ન સપડાવા દે, તેથી મોતને વધારે યાદ કર્યા કરો. તે પછી ફરમાવ્યું : હકીકત એ છે કે કબર (એટલે પૃથ્વીનો તે ભાગ જે મરવા પછી માનવીનું અંતિમ ઠેકાણું બને છે) દરરોજ પુકારે છે (જાહેર આ છે કે બોલવાની ઝબાનથી પુકારે છે અને તેને તેઓ જ સાંભળી શકે છે, જેને અલ્લાહ તઆલા સંભળાવવા ચાહે અને આ મતલબ પણ હોઈ શકે છે કે, દરરોજ કબર હાલની ઝબાનથી પુકારે છે) કે 'હું પરદેશીપણા તથા એકાંતનું ઘર છું. હું માટી તથા કીડાઓનું ઘર છું' (અને કબરની ઝબાને હાલની આ પુકારને તો પ્રત્યેક તે બંદો પ્રતિ પળે સાંભળી શકે છે, જેને અલ્લાહ તઆલાએ ઝબાને હાલની વાતો સાંભળવા કાન આપ્યા હોય !) (તે પછી આપ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમએ વિગત બયાન ફરમાવી કે, મૃત્યુ પછી જ્યારે માનવી જમીનને હવાલે થાય છે, તો ઈમાન અને અમલના તફાવતના લઈ જમીનનો વર્તાવ તેની સાથે કેટલો વિવિધ હોય છે, જેમ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :) જ્યારે તે બંદો જમીનને સોંપાય છે, જે હકીકી ઈમાન–ઈસ્લામવાળો હોય, તો જમીન (કોઈ સ્નેહી અને માનવંત મહેમાનની જેમ તેનું સ્વાગત કરે છે, અને) કહે છે : ખુશ આમદિદ, ખૂબ આવ્યા અને પોતાના ઘરે આવ્યા. તમને જાણ થાય કે જેટલા લોકો મારા પર ચાલતા હતા, તેમાં સૌથી વધારે પ્યારા મને તમે જ હતા. આજે જ્યારે તમે મારે હવાલે થયા અને મારી પાસે આવ્યા છો, તો જુઓ કે (તમારી સેવા અને રાહત પહોંચાડવા માટે) હું શું શું કરું છું ? પછી તે જમીન તે મો'મિન બંદા માટે નિગાહ–નજર જાય ત્યાં સુધી વિશાળ–પહોળી થઈ જાય છે અને તેના માટે જન્નતની તરફ એક દરવાજો ખોલી દેવામાં આવે છે અને જ્યારે કોઈ સખત બદકાર પ્રકારનો માનવી અથવા (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે) ઈમાન ન લાવનાર માનવી જમીનને હવાલે થાય છે, તો જમીન તેને કહે છે કે : જેટલા માનવી મારા પર ચાલતા હતા, તું મને તે સૌથી વધારે નાપસંદ હતો. આજે જ્યારે તું મને સોંપાયો છે અને મારા કબજામાં આવ્યો છે, તો હવે તું જોઈશ કે હું તારી સાથે કેવો વર્તાવ કરું છું. (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :) પછી તે જમીન ચારેય બાજુથી તેને ભીંચે છે અને દબાવે છે ત્યાં સુધી કે તેની પાંસળીઓ આમથી તેમ થઈ જાય છે.' અબૂ સઈદ (રદિયલ્લાહુ અન્હૂ)નું બયાન છે કે, (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના એક હાથની આંગળીઓમાં બીજા હાથની આંગળીઓ નાખીને અમને તેનો નકશો બતાવ્યો.) ત્યાર પછી ફરમાવ્યું : પછી તેના પર સિત્તેર અઝદહા–અજગર મુસલ્લત–નિયુક્ત કરી દેવાય છે, જો તેમાંનો એક પણ જમીન પર ફૂંક મારે તો કિયામત સુધી જમીન કોઈ હરિયાળી ન ઉગાડી શકે ! ત્યાર પછી તે અઝદહા–અજગર તેને બરાબર કરડતા–નોચતા રહેશે, ત્યાં સુધી કે કિયામત અને હશ્ર પછી તેને હિસાબની જગ્યાએ પહોંચાડી દેવામાં આવે.' અબૂ સઈદ (રદિયલ્લાહુ અન્હૂ) બયાન

કરે છે કે, અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ પણ ફરમાવ્યું કે, એ સિવાય (બીજી વાત) નથી કે કબ્ર યા તો જન્નતના બગીચાઓમાંથી એક બગીચો છે અથવા દોઝખની ખંદકોમાંથી એક ખંદક છે.'

(જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : કબ્રના અઝાબ તથા સવાબ વિશે પૂરી વિગતે ચર્ચા ભાગ–૧ માં થઇ ચૂકી છે તથા તેમાં બુદ્ધિની ખામીથી જે પ્રશ્નો તથા શંકાઓ જાગે છે, તેનો જવાબ પણ ત્યાં અપાઇ ચૂક્યો છે. ત્યાં એ પણ જણાવાઇ ચૂક્યું છે કે કબ્રથી બરઝખનું રહેઠાણ મુરાદ છે, ભલે તે ઉર્ફી કબ્ર હોય કે બીજું કંઇ. ત્યાં એ પણ બતાવાઇ ચૂક્યું છે કે સવાબ અથવા અઝાબની વિગતોમાં જ્યાં જ્યાં હદીષોમાં સિત્તેર યા એવો જ કોઇ મોટો આંકડો આવ્યો છે, તો એથી મુરાદ ફક્ત વિપુલતા તથા વધારો પણ હોઇ શકે છે.

ખૈર, અત્રે તો હદીષની રૂહ, તેની સ્પિરીટની જાણકારી મેળવી કે, બંદાએ અલ્લાહ તઆલાથી તથા આખિરતના પોતાના અંજામથી કોઇપણ સમયે ગાફિલ–બેપરવા ન થવું જોઇએ અને મોત તથા કબ્રને યાદ કરીને તથા યાદ રાખીને ગફલતનો ઈલાજ કરતા રહેવું જોઇએ. એમાં શંકા નથી કે એ બે–ખતા ઈલાજ છે. સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)માં જે તકવો, ખૌફે ખુદા તથા આખિરતની જે ચિંતા હતી, તે એ જ નબવી નુસખાના કારણે હતી અને આજે પણ એ ગુણો અલ્લાહ તઆલાના તે જ બંદાઓમાં દેખાય છે, જેમણે મોત તથા કબ્રની યાદને પોતાનો વઝીફો બનાવી રાખ્યો છે. અલ્લાહ તઆલા આપણ સૌને પણ એ નુસખાનો ઉપયોગ કરી અલ્લાહ તઆલાના ડર તથા આખિરતની ચિંતાને પોતાના જીવનની બુનિયાદ બનાવવાની તૌફીક આપે, આમીન !

(۴) عَنْ اُبَيِّ بْنِ كَعْبٍ قَالَ كَانَ النَّبِيُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِذَا ذَهَبَ ثُلُثَا اللَّيْلِ قَامَ فَقَالَ يَا اَيُّهَا النَّاسُ اُذْكُرُوا اللهَ اُذْكُرُوا اللهَ جَاءَتِ الرَّاجِفَةُ تَتْبَعُهَا الرَّادِفَةُ جَاءَ الْمَوْتُ بِمَا فِيْهِ جَاءَ الْمَوْتُ بِمَا فِيْهِ. (رواه الترمذی)

(૪) **તરજુમો** : હઝરત ઉબય બિન કઅબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો નિયમ હતો કે, જ્યારે રાત્રિના બે ભાગ પસાર થઈ જતા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઊઠતા અને ફરમાવતા : હે લોકો ! અલ્લાહ તઆલાને યાદ કરો, અલ્લાહ તઆલાને યાદ કરો ! નજીક આવી ગયો છે હલાવી નાખનાર કિયામતનો ધરતીકંપ (પ્રથમ સૂર) અને તેની પાછળ આવી રહ્યો છે બીજો (હશ્રનો સૂર). મોત તે સૌ હાલાતને સાથે લઈને માથા પર આવી ચૂક્યું છે, જે તેની સાથે આવે છે. મોત પોતાની સંબંધકર્તા વસ્તુઓની સાથે માથા પર આવી ચૂક્યું છે. (તિરમિઝી)

**ખુલાસો** : રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રાતના મા'મૂલાત–નિત્યક્રમ વિશે જે વિવિધ હદીષો વર્ણવાઈ છે, તે સૌને સામે રાખતાં જણાય છે કે આપનો બહુધા નિત્યક્રમ તથા સામાન્ય મુબારક આદત એ હતાં કે, શરૂમાં રાતના ત્રીજા ભાગ સુધી પોતાનાં ખાસ કામો તથા ઈશાની નમાઝ વગેરેથી ફારિગ થતા હતા. તે પછી કંઈક આરામ ફરમાવતા હતા અને પછી તહજ્જુદના માટે ઊભા થઈ જતા હતા અને જ્યારે રાતનો અંતિમ ત્રીજો ભાગ રહી જતો, તો ઉપરોક્ત હદીષ મુજબ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના સંબંધીઓ તથા આમ ઈમાનવાળાઓને જગાડી દેવા ચાહતા હતા અને ઊંઘના ગલબા–વર્ચસ્વને દૂર કરવા માટે ત્યારે તેમને કિયામતની કંપાવનારી ભયાનક્તાઓ તથા મોતની અમાપ સખતીઓની યાદ અપાવતા હતા. નિઃશંક, ગફલતની ઊંઘ ઉડાડવા, અલ્લાહ તઆલાના બંદાઓમાં ખૌફ અને ચિંતા જન્માવીને અલ્લાહ તઆલાની તરફ મુતવજ્જેહ કરવા તથા ઝિક્રો–ઈબાદતમાં મશગૂલ કરી દેવાના માટે એ નુસખો ખૂબ અકસીર છે. આજે પણ જે માણસને આખરી રાતમાં તહજ્જુદ માટે ઊઠવું મુશ્કેલ હોય, તે જો ત્યારે મોત, કબ્ર તથા કિયામતની સખતીઓને યાદ કરી લે તો અનુભવ છે કે ઊંઘનો (તથા ગફલતનો) ગલબો દૂર થઈ જાય છે.

## ડર તથા ચિંતાવાળા જ કામિયાબ થવાવાળા છે :

(٥) عَنْ اَبِیْ هُرَيْرَةَ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ خَافَ اَدْلَجَ وَمَنْ اَدْلَجَ بَلَغَ الْمَنْزِلَ اَلَا اِنَّ سِلْعَةَ اللّٰهِ غَالِيَةٌ اَلَا اِنَّ سِلْعَةَ اللّٰهِ الْجَنَّةُ.

(رواه الترمذی)

(૫) **તરજુમો :** હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, જે માનવી ડરે છે તે શરૂ રાતમાં ચાલી પડે છે અને જે શરૂ રાતમાં ચાલી પડે છે તે આફિયતની સાથે પોતાની મંઝિલ પર પહોંચી જાય છે. યાદ રાખો, અલ્લાહ તઆલાનો સોદો સસ્તો નથી, ખૂબ મોંઘો અને કિંમતી છે. યાદ રાખો, અલ્લાહ તઆલાનો તે સોદો જન્નત છે. (તિરમિઝી શરીફ)

**ખુલાસો :** અરબમાં આમ રિવાજ હતો કે મુસાફિરોના કાફલા (સમૂહો) રાતના આખરી ભાગમાં પ્રવાસ કરતા હતા અને તેના કારણે ધાડપાડુઓના હુમલા પણ સામાન્યતઃ સેહરીના સમયે જ થતા હતા. તેના સ્વાભાવિક પરિણામે જે મુસાફિર કે કાફલાને ડાકુઓના હુમલાનો ભય રહેતો, તેઓ અંતિમ ભાગના બદલે શરૂ રાતમાં નીકળી પડતા અને એ ઉપાયથી ખૈરો–આફિયતથી મંઝિલે પહોંચી જતા. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ઉદાહરણથી સમજાવ્યું કે, જે રીતે ડાકુઓના હુમલાથી ડરતા મુસાફિર પોતાના આરામ તથા ઊંઘને કુરબાન કરીને ચાલી નીકળે છે, એ જ રીતે પરિણામની ચિંતા કરનાર અને દોઝખથી ડરનાર આખિરતના મુસાફિરને જોઈએ કે તે પોતાની મંઝિલ (જન્નત) સુધી પહોંચવા માટે પોતાના આરામ, લઝ્ઝતો તથા ખ્વાહિશોને કુરબાન કરે અને મંઝિલ પ્રતિ ઝડપથી ચાલે.

આગળ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બતાવ્યું કે, 'બંદો અલ્લાહ તઆલાથી જે કંઈ લેવા ચાહે છે, તે કોઈ સસ્તી કમ–કિંમત વસ્તુ નથી કે એમ જ મફતમાં મળી જાય, બલકે તે અતિ મોંઘી અને ખૂબ

કિંમતી વસ્તુ છે. તે જાન–માલ અને મનેચ્છાઓની કુરબાની દેવાથી જ મેળવી શકાય છે અને તે વસ્તુ જન્નત છે. એ જ વાત કુર્આને મજીદની આ આયતમાં પણ વર્ણવાઈ છે : **'ઇન્નલ્લાહશ્તરા મિનલ્ મુઅ્મિની–ન અન્ફુસહુમ્ વ અમ્વાલહુમ્ બિઅન્ન લહુમુલ્ જન્નહ !'** અર્થ : બેશક, અલ્લાહ તઆલાએ મો'મિનોનાં જાન–માલને જન્નતના બદલામાં ખરીદી લીધાં છે ! તેઓ પોતાનાં જાન–માલને રાહે ખુદામાં કુરબાન કરી દે, તો જન્નતના હકદાર ઠરશે. જાણે જન્નત તે સોદો છે, જેની કિંમત બંદાઓનાં જાન તથા માલ છે.

## મોત તથા આખિરતની તૈયારી કરનારાઓ જ હોશિયાર તથા દીર્ઘ દષ્ટિવાળા છે ! :

(٦) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ رَضِیَ اللّٰهُ عَنْهُمَا قَالَ رَجُلٌ يَا نَبِیَّ اللّٰهِ مَنْ اَكْيَسُ النَّاسِ وَاَحْزَمُ النَّاسِ قَالَ اَكْثَرُهُمْ ذِكْرًا لِلْمَوْتِ وَاَكْثَرُهُمْ اِسْتِعْدَادًا اُولٰئِكَ الْاَكْيَاسُ ذَهَبُوْا بِشَرَفِ الدُّنْيَا وَكَرَامَةِ الْاٰخِرَةِ.

(رواه الطبرانی فی المعجم الصغير)

(૬) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક માણસે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું કે, હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! બતાવો કે, માનવીઓમાં કોણ વધારે હોશિયાર તથા દૂરંદેશ–તીવ્ર બુદ્ધિવાળો છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તેઓ, જે મોતને ખૂબ યાદ રાખે છે તથા તેના માટે વધુથી વધુ તૈયારી કરે છે. તે લોકો એવા છે, તેઓ જ બુદ્ધિશાળી તથા હોશિયાર છે. તેમણે દુનિયાની ઈઝ્ઝત પણ મેળવી અને આખિરતનાં માન–ઈકરામ પણ !' (મુઅ્જમે સગીર લિત્તબરાની)

**ખુલાસો** : જ્યારે એ હકીકત છે કે અસલ જિંદગી આખિરતની જ જિંદગી છે, જે કદી ફના થનાર નથી, તો એમાં શી શંકા કે અકલમંદ તથા દૂર

સુધી જોનાર અલ્લાહ તઆલાના તે જ બંદા છે, જે હંમેશા મોતને સામે રાખીને તેની તૈયારી કરતા રહે છે અને એથી ઊલટું તે લોકો ખૂબ અવિચારી તથા મૂર્ખ છે, જેમને મોતનું સંપૂર્ણ યકીન છે, છતાં તેઓ મોત તથા તેની તૈયારીઓથી બેપરવા થઈ દુનિયાની લઝ્ઝતોમાં જ લાગેલા રહે છે.

(٧) عَنْ شَدَّادِ بْنِ اَوْسٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَلْكَيِّسُ مَنْ دَانَ نَفْسَهٗ وَعَمِلَ لِمَا بَعْدَ الْمَوْتِ وَالْعَاجِزُ مَنْ اَتْبَعَ نَفْسَهٗ هَوَاهَا وَتَمَنّٰى عَلَى اللّٰهِ. (رواه الترمذى وابن ماجه)

(૭) **તરજુમો** : શદાદ બિન ઔસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હોશિયાર અને શક્તિવાન તે છે, જે પોતાના નફસને કાબૂમાં રાખે અને મોત પછીના માટે (એટલે આખિરતની મુક્તિ તથા સફળતા માટે) અમલ કરે અને નાદાન તથા અશક્ત તે છે, જે સ્વજાતને, પોતાની મનેચ્છાઓને તાબે કરી દે (અલ્લાહના આદેશો પર ચાલવાને બદલે પોતાના નફસની માંગો પર ચાલે) અને અલ્લાહ તઆલાથી ઉમ્મીદો બાંધે.' (તિરમિઝી, ઈબ્ને માજહ)

**ખુલાસો** : દુનિયામાં ચાલાક અને કામિયાબ તેને સમજવામાં આવે છે, જે દુનિયા કમાવામાં ચુસ્ત અને ચાલાક હોય. બન્નેય હાથથી ખૂબ દુનિયા સમેટતો હોય અને જે કરવા ચાહે તે કરી શકતો હોય. જ્યારે મૂર્ખ અને કમઝોર તેને માનવામાં આવે છે, જે દુનિયા કમાવામાં તેજ તથા ચાલાક ન હોય અને દુનિયાદારો જે આ દુનિયાની જિંદગીને જ સઘળું કાંઈ સમજે છે, તેમણે એમ જ સમજવું પણ જોઈએ. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષમાં બતાવ્યું કે, મૂળ જિંદગી આ દુનિયાની ચાર દિવસની જિંદગી નથી, બલકે આખિરતની કદી ન ખતમ થનાર જિંદગી જ અસલ જિંદગી છે અને તે જિંદગીમાં સફળતા તેઓના જ માટે છે, જે આ દુનિયામાં અલ્લાહ તઆલાની તાબેદારી તથા બંદગીવાળી જિંદગી ગુઝારે. માટે વાસ્તવમાં અક્કલવાન તથા કામિયાબ અલ્લાહ તઆલાના તે જ બંદાઓ છે,

જેઓ આખિરતની તૈયારીમાં લાગેલા છે અને જેમણે પોતાના નફસ પર કાબૂ મેળવીને તેને અલ્લાહ તઆલાનો તાબેદાર બનાવી રાખ્યો છે.

જ્યારે એથી ઊલટું જે મૂર્ખાઓનો હાલ એ છે કે તેમણે પોતાને નફસનો બંદો–દાસ બનાવી લઈ દુનિયામાં અલ્લાહ તઆલાના અહકામને બદલે પોતાની મનેચ્છાઓ પર ચાલે છે અને તે છતાં અલ્લાહ તઆલાથી સારા નતીજાની આશાઓ સેવે છે, તેઓ બેશક, મહા મૂર્ખ અને સદા નિષ્ફળ રહેનારા છે. ભલે દુનિયા કમાવામાં તેઓ ચાલાક તથા ફૂર્તિલા દેખાતા હોય. નાદાન આટલી મોટી વાત પણ નથી સમજતા કે ઘઉંથી ઘઉં (અને થોર કે બાવળને કાંટા જ) ઊગી શકે છે !

આ હદીષમાં તેઓને ખાસ ચેતવણી આપવામાં આવી છે, જેઓ પોતાના અમલી જીવનમાં અલ્લાહ તઆલાના આદેશો તથા આખિરતના અંજામથી બેપરવા થઈને મનેચ્છાઓની પેરવી કરે છે અને તે છતાં અલ્લાહ તઆલાથી રહમો–કરમની ઉમ્મીદો રાખે છે. જ્યારે કોઈ અલ્લાહ તઆલાનો બંદો રોકે છે તો કહે છે કે, 'અલ્લાહ તઆલાની રહમત ખૂબ વિશાળ છે !' આ હદીષે જણાવ્યું કે એવા લોકો ધોકામાં છે અને તેમનો અંજામ કરુણ છે. અલ્લાહ તઆલાની રહમત તથા કરમની આશા ત્યારે જ પસંદીદહ છે, જ્યારે અમલની સાથે હોય. બેઅમલી, બદઅમલી તથા આખિરતથી બેપરવાઈની સાથે તેની આશા રાખવી નફસ–મન તથા શયતાનનો ધોકો છે !

## નેકી તથા ઈબાદત કરીને ડરનારા બંદા :

(٨) عَنْ عَائِشَةَ رَضِىَ اللهُ عَنْهَا قَالَتْ سَأَلْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ عَنْ هٰذِهِ الْاٰيَةِ وَ الَّذِيْنَ يُؤْتُوْنَ مَا اٰتَوْا وَّقُلُوْبُهُمْ وَجِلَةٌ اَهُمُ الَّذِيْنَ يَشْرَبُوْنَ الْخَمْرَ وَيَسْرِقُوْنَ؟ قَالَ لَا يَا ابْنَةَ الصِّدِّيْقِ وَلٰكِنَّهُمُ الَّذِيْنَ يَصُوْمُوْنَ وَيُصَلُّوْنَ وَيَتَصَدَّقُوْنَ وَهُمْ يَخَافُوْنَ اَنْ لَّا يُقْبَلَ مِنْهُمْ اُولٰٓئِكَ الَّذِيْنَ يُسَارِعُوْنَ فِى الْخَيْرَاتِ. (رواه الترمذى وابن ماجه)

(૮) **તરજુમો** : હઝરત આઈશહ સિદીકા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી કુરઆન શરીફની આયત **'વલ્લઝી–ન યુ'તૂન મા આતવ્ વ કુલૂબુહુમ્ વ જિલતુન્'** વિશે પૂછયું કે, 'શું એ તે લોકો છે જેઓ શરાબ પીએ છે તથા ચોરી કરે છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'હે મારા સિદીકની બેટી ! ના, બલકે તે અલ્લાહ તઆલાના તે ડરનારા બંદા છે, જેઓ રોઝા રાખે છે, નમાઝો પઢે છે તથા સદકા–ખેરાત કરે છે, તે છતાં તેઓ એનાથી ડરે છે કે ક્યાંક તેમની એ ઈબાદતો કબૂલ ન કરાય. એવા લોકો જ ભલાઈઓની તરફ તેઝીથી દોડે છે.' (તિરમિઝી, ઈબ્ને માજહ)

**ખુલાસો** : સૂર–એ–મુઅ્મિનૂનના ચોથા રુકૂઅમાં અલ્લાહ તઆલાએ પોતાના તે બંદાઓના કેટલાક ગુણ બયાન ફરમાવ્યા છે, જેઓ ભલાઈ તથા ઉમદા અંજામ તરફ તેઝીથી લપકનાર છે. તેમાંનો એક ગુણ આ આયતમાં વર્ણવાયો છે, જેનો લફ્ઝી–શાબ્દિક તરજુમો આ છે : તેઓ આપે છે, જે કંઈ આપે છે, અને તેમનાં દિલ ડરતાં રહે છે !' હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા)એ આ જ આયત વિશે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું હતું કે, 'શું એથી મુરાદ તે લોકો છે, જે નફસના માર્યા ગુનાહ તો કરે છે, પરંતુ ગુનાહોમાં નીડર નથી હોતા; ગુનેહગારી છતાં તેમના દિલોમાં અલ્લાહ તઆલાનો ડર હોય છે ?' રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેના જવાબમાં ઈરશાદ ફરમાવ્યો કે; ના, આયતથી એવા લોકો મુરાદ નથી, બલકે અલ્લાહના તે તાબેદાર, ઈબાદતગુઝાર બંદા મુરાદ છે, જેઓનો આ હાલ છે કે તેઓ નમાઝ, રોઝા, સદકા જેવા અમલો કરે છે, છતાં તેમનાં દિલ ડરતાં રહે છે કે ખબર નહીં, અમારા એ અમલો અલ્લાહ તઆલાની બારગાહમાં કબૂલ પણ થશે કે નહીં ?

કુરઆન શરીફમાં એ બંદાઓનો આ ગુણ બયાન કર્યા પછી ફરમાવવામાં આવ્યું છે : **'ઊલાઇ–ક યુસારિઊ–ન ફીલ્ ખય્રાતિ વહુમ્ લહા સાબિકૂન.'** અર્થ : 'એ જ બંદા હકીકી ભલાઈઓ અને ખુશહાલીઓ તરફ લપકનારા છે અને હકીકી કામિયાબીની આ રાહમાં આગળ નીકળી

જનારા છે.' રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબમાં આ આયત તરફ ઈશારો ફરમાવીને બતાવ્યું કે, દિલોનો એ જ ડર અને ચિંતા જ ભલાઈ અને ખુશ અંજામીથી હમકિનાર કરનાર છે.

આ હદીષથી જણાયું કે, અલ્લાહ તઆલાની શાને બેનિયાઝી તથા તેના કહર, જલાલ એટલા ડરવાના લાયક છે કે, બંદો મોટામાં મોટી નેકી અને ઈબાદત કરવા છતાં કદાપિ મુત્મઈન ન થાય અને બરાબર ડરતો રહે કે, ક્યાંક આ મારો અમલ કોઈ ખોટના કારણથી મારા મોં પર મારી દેવામાં ન આવે ! કોઈના દિલમાં જેટલો ખોફ હશે, તેટલો તે ખૈર તથા કામિયાબીની રાહ પર આગળ વધતો જશે.

## કિયામતના દિવસે મોટાથી મોટો ઈબાદતગુઝાર પણ પોતાની ઈબાદતને હકીર માનશે :

(૯) عَنْ عُتْبَةَ بْنِ عُبَيْدٍ رَفَعَهُ لَوْ اَنَّ رَجُلًا يُخِرُّ عَلٰى وَجْهِهٖ مِنْ يَوْمِ وُلِدَ اِلٰى يَوْمِ يَمُوْتُ فِىْ مَرْضَاةِ اللّٰهِ لَحَقَّرَهٗ يَوْمَ الْقِيَامَةِ. (رواه أحمد)

(૯) **તરજુમો** : ઉત્બહ બિન ઉબૈદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, તેઓ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'જો કોઈ માણસ પોતાના જન્મના દિવસથી લઈ મોતના દિવસ સુધી બરાબર અલ્લાહ તઆલાની ખુશ્નૂદી માટે સિજદહમાં પડી રહે, તો કિયામતના દિવસે પોતાના આ અમલને પણ હકીર–મા'મૂલી સમજશે.' (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : મતલબ આ છે કે કિયામતના દિવસે જ્યારે માનવીની સામે ત્યાંની હકીકતો ખૂલશે, જઝા તથા સઝા અને અઝાબ તથા સવાબનાં તે મંઝર–દશ્યો આંખોની સામે આવી જશે, જે અત્રે ગૈબનાં પરદામાં છે તો અલ્લાહ તઆલાના તે બંદાઓ પણ–જેમણે પોતાનાં જીવનમાં મોટામાં મોટો ભાગ ઈબાદતમાં ગુજાર્યો હશે, તેઓ પણ એમ જ મહસૂસ કરશે કે અમે કંઈ પણ નથી કર્યું. ત્યાં સુધી કે જો કોઈ બંદો એવો હોય જે પેદાઈશથી મોત સુધી

સિજદહમાં જ પડી રહયો હોય, તેનો એહસાસ પણ એ જ હશે.

## કિયામતના દિવસે મા'મૂલી ગણાતા ગુનાહોની પણ પડપૂછ થશે :

(૧૦) عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ عَنْهَا اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ يَا عَائِشَةُ اِيَّاكِ وَمُحَقَّرَاتِ الذُّنُوْبِ فَاِنَّ لَهَا مِنَ اللّٰهِ طَالِبًا.

(رواه ابن ماجه والدارمی والبیهقی فی شعب الإیمان)

(૧૦) **તરજુમો :** હઝરત આઈશહ સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને ફરમાવ્યું : 'હે આઈશહ ! પોતાને તે ગુનાહોથી બચાવવાની વિશેષ રીતે કોશિશ તથા ફિક્ર કરો, જેમને તુચ્છ–મા'મૂલી માનવામાં આવે છે, કારણ કે અલ્લાહ તઆલા તરફથી તેની પણ પડપૂછ થશે.'

(સુનને ઈબ્ને માજહ, મુસ્નદે દારિમી, બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો :** જેમને આખિરત તથા હિસાબ–કિતાબની કંઈક ચિંતા હોય છે અને જેઓ અલ્લાહ તઆલાના અઝાબ તથા પકડથી ડરે છે, તેઓ કબીરહ–મોટા ગુનાહોથી તો આમ તોર પર બચવાની ફિકર કરે છે; પરંતુ જે સગીરહ–નાના ગુનાહ ગણાય છે, તેમને મા'મૂલી સમજવાથી અલ્લાહ તઆલાથી ડરનારા પણ ઘણાં બંદા બચવાની વધારે ચિંતા નથી કરતા, હાલાંકે તે પણ ગુનાહ હોઈ–તેમાં પણ અલ્લાહ તઆલાના હુકમની નાફરમાની થાય છે. આખિરતમાં અલ્લાહ તઆલા તરફથી તેમની પણ પૂછ થનાર છે. માટે આપણે તેમનાથી બચવાની પણ સંપૂર્ણ ચિંતા તથા કોશિશ કરવી જોઈએ.

આ હદીષમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા)ને આ જ નસીહત ફરમાવી છે. ભલે વિશેષ સંબોધન તેમને છે, પરંતુ હકીકતમાં એ ચેતવણી તથા માર્ગદર્શન અને નસીહત

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફથી પોતાની ઉમ્મતનાં સૌ મર્દો અને ઔરતો માટે છે. જ્યારે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખાસ ઘરવાળાઓને પણ એની ચિંતા તથા સાવચેતીની આવશ્યક્તા છે, તો આપણને એમાં ગફલત–લાપરવાઈની ક્યાં ગુંજાઈશ છે ? વાસ્તવમાં ગુનાહમાં નાના–મોટા હોવામાં એટલો જ ફર્ક છે જેટલો વધારે ઝેરીલા અને ઓછા ઝેરીલા સાપોમાં હોય છે (અથવા ઘર સળગવામાં નાની ચિંગારી તથા મોટા અંગારામાં હોય છે. યાકૂબ ઈખરવી). માટે નાના ગુનાહોથી પણ બચવું જોઈએ.

## ગુનાહોના અંજામનો ડર તથા અલ્લાહ તઆલાની રહમતની ઉમ્મીદ :

(١١) عَنْ اَنَسٍ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ دَخَلَ عَلٰى شَابٍّ وَهُوَ فِي الْمَوْتِ فَقَالَ كَيْفَ تَجِدُكَ ؟ قَالَ اَرْجُو اللّٰهَ يَارَسُوْلَ اللّٰهِ وَاِنِّىْ اَخَافُ ذُنُوْبِىْ فَقَالَ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَا يَجْتَمِعَانِ فِيْ قَلْبٍ فِيْ مِثْلِ هٰذَا الْمَوْطِنِ اِلَّا اَعْطَاهُ اللّٰهُ مَا يَرْجُوْمِنْهُ وَاٰمَنَهٗ مِمَّا يَخَافُ. (مشكوة/١٤٠،رواه الترمذى)

(૧૧) **તરજુમો** : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક યુવાન પાસે અંતિમ સમયે–જ્યારે તે દુનિયાથી જઈ રહ્યો હતો–તશરીફ લઈ ગયા અને તેને પૂછયું કે, 'અત્યારે તમે પોતાને કઈ હાલતમાં જુઓ છો ?' તેણે કહ્યું કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારો હાલ એ છે કે, હું અલ્લાહ તઆલાની રહમતથી ઉમ્મીદ પણ રાખું છું, સાથે જ મને પોતાના ગુનાહોની સજાનો ડર પણ છે !' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'વિશ્વાસ રાખો ! જે દિલમાં ઉમ્મીદ તથા ડરની આ બન્નેય હાલતો આવા સમયે (મોત વેળાએ) ભેગી હોય, તો અલ્લાહ તઆલા તેને તે અવશ્ય અતા ફરમાવશે, જેની તેને અલ્લાહ તઆલાની રહમતથી ઉમ્મીદ છે અને તે અઝાબથી તેને અવશ્ય બચાવશે, જેનો તેના દિલમાં ડર છે.'

**ખુલાસો** : નિ:શંક, અલ્લાહ તઆલાનો ડર અને તેના અઝાબ તથા પકડનો ખૌફ જ નજાત–મુક્તિની ચાવી છે.

## જેના દિલમાં ક્યારેય પણ અલ્લાહ તઆલાનો ડર પેદા થયો, તેને દોઝખમાંથી કાઢી લેવામાં આવશે :

(૧૨) عَنْ اَنَسٍ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ يَقُوْلُ اللّٰهُ جَلَّ ذِكْرُهٗ اَخْرِجُوْا مِنَ النَّارِ مَنْ ذَكَرَنِيْ يَوْمًا اَوْ خَافَنِيْ فِيْ مَقَامٍ.

(رواه الترمذی والبیهقی فی کتاب البعث والنُّشُور)

(૧૨) **તરજુમો** : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, તેઓ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા કિયામતના દિવસે (તે ફરિશ્તાઓને જે દોઝખ પર નિમાયેલા હશે) હુકમ આપશે કે, 'જે માણસે ક્યારેય મને યાદ કર્યો હોય અથવા કોઈ પ્રસંગે જે બંદો મારાથી ડર્યો હોય, તેને દોઝખથી કાઢી લેવામાં આવે.'

(જામિઅ તિરમિઝી, બયહકી કૃત કિતાબુલ્ બઅ્ષિ વન્નુશૂર)

**ખુલાસો** : પ્રથમ ભાગમાં વિગતે બતાવાયું છે તથા કુરઆન–હદીષની સ્પષ્ટતાઓથી યકીની રીતે જણાઈ ચૂક્યું છે કે, જે માણસ કુફ્ર કે શિર્કની હાલતમાં આ દુનિયાથી જશે, તે સદા દોઝખમાં જ રહેશે અને કોઈ અમલ પણ તેને દોઝખથી મુક્તિ ન અપાવશે. તેથી હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)ની એક હદીષનો મતલબ આ થયો કે, જે માણસ દુનિયાથી આ હાલમાં ગયો કે તે કાફિર કે મુશરિક ન હતો, બલકે ઈમાન તેને નસીબ હતું, પરંતુ તેના ગુનાહ ઘણા હતા અને નેક અમલોનો ઝખીરહ–સંગ્રહ તેની સાથે એ સિવાય ન હતો કે, તેણે ક્યારેક અલ્લાહ તઆલાને યાદ કર્યા હતા અથવા કોઈક પ્રસંગે તેના દિલમાં અલ્લાહ તઆલાના ખૌફની કંઈક કૈફિયત પેદા થઈ હતી, તો કિયામતના દિવસે તેને પોતાના કસૂરોની સજા ભોગવવા માટે દોઝખમાં નાખી તો દેવામાં આવશે, પરંતુ ત્યાર બાદ કોઈ દિવસની અલ્લાહ

તઆલાની યાદ તથા ડરની બરકતથી તેની નજાત થઈ જ જશે અને તેને દોઝખમાંથી કાઢી લેવામાં આવશે.

વલ્લાહુ અઅ્લમુ, અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## અલ્લાહ તઆલાના ડરથી નીકળનારા આંસૂઓની બરકત :

(١٣) عَنْ عَبْدِاللهِ بْنِ مَسْعُوْدٍ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَامِنْ عَبْدٍ مُؤْمِنٍ يَخْرُجُ مِنْ عَيْنَيْهِ دُمُوْعٌ وَاِنْ كَانَ مِثْلَ رَأْسِ الذُّبَابِ مِنْ خَشْيَةِ اللهِ ثُمَّ يُصِيْبُ شَيْئًا مِنْ حُرِّ وَجْهِهٖ اِلَّا حَرَّمَهُ اللهُ عَلَى النَّارِ.

(رواہ ابن ماجه)

(૧૩) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'અલ્લાહ તઆલાના ખૌફ તથા હૈબતથી જે મો'મિન બંદાની આંખોથી કંઈક આંસૂ નીકળે. ભલે તે પ્રમાણમાં ખૂબ જ ઓછા હોય, દા.ત. માખીના માથાની બરાબર (એક ટીપા જેટલા જ) હોય, પછી તે આંસૂ વહીને તેના ચહેરા પર પહોંચી જાય, તો અલ્લાહ તઆલા તે ચહેરાને દોઝખની આગના માટે હરામ કરી દેશે.' (સુનને ઈબ્ને માજહ)

**ખુલાસો** : મતલબ આ કે જે ચહેરો અલ્લાહ તઆલાના ડરના આંસૂઓથી ક્યારેક તર થયો હોય, તેને દોઝખની આગથી સંપૂર્ણ સુરક્ષિત રાખવામાં આવશે; દોઝખની આંચ તેને ક્યારેય અડશે નહિ ! પ્રથમ ભાગમાં વિગતે આવી ચૂક્યું છે કે, જે હદીષોમાં કોઈ ખાસ નેક અમલ પર દોઝખની આગ હરામ હોવાની ખુશખબરી અપાઈ છે, તેનો મતલબ સામાન્ય રીતે એ હોય છે કે તે નેક અમલનો અંગત તકાઝો તથા ખાસિયત એ જ છે કે અલ્લાહ તઆલા તે અમલ કરનારને જહન્નમની આગથી સંપૂર્ણ સુરક્ષિત રાખશે. શર્ત આ કે તેનાથી કોઈ એવો મોટો ગુનાહ ન થયો હોય જેનો તકાઝો એથી

ઉલટો દોઝખમાં નાખવાનો હોય યા જો એવો ગુનાહ થયો હોય તો તે તેનાથી તૌબા કરી ચૂક્યો હોય. એને ખાલી તા'વીલ ન સમજવામાં આવે. આપણાં ઉર્ફમાં પણ એવા વાયદામાં એ શર્ત હોય જ છે.

## અલ્લાહ તઆલાના ડરથી શરીરના વાળ ઊભા થઈ જવાની નેકબખ્તી :

(١٤)عَنِ الْعَبَّاسِ رَفَعَهُ اِذَا اقْشَعَرَّ جِلْدُ الْعَبْدِ مِنْ خَشْيَةِ اللهِ تَحَاتَّتْ عَنْهُ خَطَايَاهُ كَمَا تَحَاتُّ عَنِ الشَّجَرَةِ الْبَالِيَةِ وَرَقُهَا. (رواه البزار)

(૧૪) **તરજુમો** : હઝરત અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, 'જ્યારે અલ્લાહ તઆલાના ડર તથા હૈબતથી કોઈ બંદાના વાળ ઊભા થઈ જાય છે ત્યારે તેના ગુનાહ એવા ખરે છે જેમ કે કોઈ જુના ઝાડનાં પાંદડાં ખરે છે.'

**ખુલાસો** : ડર અને હૈબત મૂળમાં દિલી કૈફિયતો છે, પરંતુ માનવીય લાગણીઓનું પ્રાગટ્ય તેના શરીર ઉપર પણ થાય છે. દા.ત. જ્યારે દિલમાં ખુશી હોય તો ચહેરા પર ખુશી–બશાશત દેખાય છે અને કેટલીક વાર તેની અસરથી તે હસે કે મુસ્કુરાય છે, એ જ રીતે જ્યારે રંજગમ હોય તો તે પણ મુખડાથી જાહેર થાય છે અને ક્યારેક તેની અસરથી માનવી રડે પણ છે. એ જ પ્રમાણે જ્યારે દિલ પર ખૌફ તથા હૈબતની કૈફિયત હોય તો શરીર પર તેની અસર આ જાહેર થાય છે કે આખા શરીરના વાળ ઊભા થઈ જાય છે. હઝરત અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)ની આ હદીષમાં ખુશખબરી આપી છે કે, જ્યારે અલ્લાહ તઆલાના ડરથી કોઈ બંદાના શરીરના વાળ ઊભા થઈ જાય છે, તો તેના ગુનાહ એવા ખરે છે, જેમ પાનખરની મોસમમાં સૂકા ઝાડોનાં પાંદડાં ખરે છે.

## એક ગુનેહગારે અલ્લાહ તઆલાના ડરથી ઘણી મોટી ભૂલ કરી અને તેને બખ્શી દેવામાં આવ્યો :

(૧૫) عَنْ اَبِیْ هُرَیْرَةَ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَ سَلَّمَ اَسْرَفَ رَجُلٌ عَلٰى نَفْسِهٖ فَلَمَّا حَضَرَهُ الْمَوْتُ اَوْصٰى بَنِيْهِ اِذَا مَاتَ فَحَرِّقُوْهُ ثُمَّ ذَرُّوْا نِصْفَهٗ فِى الْبَرِّ وَنِصْفَهٗ فِى الْبَحْرِ فَوَاللّٰهِ لَئِنْ قَدَرَ اللّٰهُ عَلَيْهِ لَيُعَذِّبَنَّهٗ عَذَابًا لَا يُعَذِّبُهٗ اَحَدًا مِنَ الْعَالَمِيْنَ فَلَمَّا مَاتَ فَعَلُوْا مَا اَمَرَهُمْ فَاَمَرَ اللّٰهُ الْبَحْرَ فَجَمَعَ مَافِيْهِ وَاَمَرَ الْبَرَّ فَجَمَعَ مَا فِيْهِ ثُمَّ قَالَ لَهٗ لِمَ فَعَلْتَ هٰذَا قَالَ مِنْ خَشْيَتِكَ يَارَبِّ وَاَنْتَ اَعْلَمُ فَغَفَرَ لَهٗ. (رواه البخاری ومسلم)

(૧૫) **તરજુમો** : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : એક માણસે પોતાની ઝાત પર ખૂબ ઝિયાદતી કરી (અને મોટો ઝુલ્મ કર્યો એટલે કે અલ્લાહ તઆલાની નાફરમાનીવાળું જીવન જીવતો રહ્યો.) જ્યારે તેના મોતનો સમય આવ્યો તો (પોતાના પાછલા જીવનને યાદ કરીને તેના પર અલ્લાહ તઆલાના ખૌફનો ખૂબ ભારે ગલબો થયો અને આખિરતના અંજામથી તે એટલો બધો ડર્યો કે) તેણે પોતાના બેટાઓને વસિય્યત કરી કે, 'જ્યારે હું મરી જાઉં તો, મને બાળીને રાખ કરી દેજો. પછી અડધી રાખ તો ક્યાંક ખુશ્કીમાં વિખેરી નાખજો અને અડધી ક્યાંક દરિયામાં વહાવી દેજો. (જેથી મારું ક્યાંય નામ–નિશાન પણ ન રહે અને મને જઝા કે સજા માટે ફરીથી જીવંત કરવામાં ન આવે. તેણે કહ્યું કે હું એવો ગુનેહગાર છું કે) અલ્લાહ તઆલાની કસમ ! જો અલ્લાહ તઆલાએ મને પકડી લીધો તો તે મને એવો સખત અઝાબ આપશે, જે પૂરી દુનિયામાં કોઈને પણ આપશે નહિ. આમ કહી તે મરી ગયો તો તેના પુત્રોએ તેની વસિય્યત પર અમલ કર્યો. (બાળીને તેની અમુક રાખને હવામાં તથા અમુક રાખને નદીમાં વહાવી દીધી.) પછી અલ્લાહ તઆલાના આદેશથી ખુશ્કી તથા તરીમાંથી તેના અંશો ભેગા થયા,

(અને તેને ફરીથી જીવતો કરવામાં આવ્યો). ત્યાર પછી તેને પૂછવામાં આવ્યું : 'તેં આવું શા માટે કર્યું ?' તેણે અરજ કરી : 'હે મારા માલિક ! તું ખૂબ જાણે છે કે મેં તારા ડરને લઈને જ આમ કર્યું હતું.' (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ કિસ્સો વર્ણવીને) ઈરશાદ ફરમાવ્યો કે, અલ્લાહ તઆલાએ તે બંદાની બખ્શિશનો ફેંસલો ફરમાવી દીધો.'

(બુખારી શરીફ તથા મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : આ હદીષમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આગલા જમાનામાં જે માણસનો કિસ્સો વર્ણવ્યો છે, તે બીચારો અલ્લાહ તઆલાની શાન અને તેના ગુણોથી પણ અજાણ હતો અને તેના અમલ પણ સારા ન હતા, પરંતુ મૃત્યુ પહેલાં તેના પર અલ્લાહ તઆલાનો ડર એવો છવાયો કે તેણે પોતાના દીકરાઓને આવી જહાલતવાળી વસિય્યત કરી દીધી. બીચારો સમજ્યો કે મારી રાખ આમ ખુશ્કી તથા નદીમાં વિખરાયા પછી મારા ફરી જીવતા થવાની કોઈ શક્યતા રહેશે નહિ, પરંતુ એના મૂળમાં જો કે અલ્લાહ તઆલા તથા તેના અઝાબનો ડર હતો, તેથી અલ્લાહ તઆલાએ તેને બખ્શી દીધો.

## અલ્લાહ તઆલાનો ડર તથા પરહેઝગારી જ, ફઝીલત તથા નિકટતાનું ધોરણ છે :

(١٦) عَنْ اَبِىْ ذَرٍّ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لَهُ اِنَّكَ لَسْتَ بِخَيْرٍ مِّنْ اَحْمَرَ وَلَا اَسْوَدَ اِلَّا اَنْ تَفْضُلَهُ بِتَقْوٰى. (رواہ احمد)

(૧૬) **તરજુમો** : હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને ફરમાવ્યું : તમે પોતાની ઝાતથી ન કોઈ ગોરાની સામે શ્રેષ્ઠ છો, ન કાળાની સામે. હા, તકવા એટલે કે અલ્લાહ તઆલાના ડરના કારણથી તમે કોઈની સામે મોટા થઈ શકો છો. (મુસ્નદે અહમદ)

**ખુલાસો :** મતલબ એ છે કે માલ–દોલત, શકલ–સૂરત, રંગ–નસલ, ભાષા–દેશ જેવી કોઇ વસ્તુના કારણે કોઇને કોઇની ઉપર કોઇ પણ શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી થતી. ફઝીલતનું ધોરણ અલ્લાહનો ડર અને તે ડરથી બનતું જીવન છે. એ તકવામાં જે જેટલો (આગળ) વધેલો છે, તે તેટલો જ અલ્લાહ તઆલાના નજીક મોટો તથા ઉચ્ચ છે. એને જ કુરઆન શરીફમાં : **'ઇન્ન અક્ર–મકુમ્ ઇન્દલ્લાહિ અત્કાકુમ્'**માં વર્ણવાયું છે.

(۱۷)عَنْ مُعَاذِ بْنِ جَبَلٍ رضي الله عنه لَمَّا بَعَثَهُ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ إِلَى الْيَمَنِ خَرَجَ مَعَهُ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يُوْصِيْهِ وَمُعَاذٌ رَاكِبٌ وَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَمْشِيْ تَحْتَ رَاحِلَتِهٖ فَلَمَّا فَرَغَ قَالَ يَا مُعَاذُ إِنَّكَ عَسٰى أَنْ لَّا تَلْقَانِيْ بَعْدَ عَامِيْ هٰذَا وَلَعَلَّكَ أَنْ تَمُرَّ بِمَسْجِدِيْ هٰذَا وَقَبْرِيْ فَبَكٰى مُعَاذٌ جَشَعًا لِفِرَاقِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ثُمَّ الْتَفَتَ فَأَقْبَلَ بِوَجْهِهٖ نَحْوَ الْمَدِيْنَةِ فَقَالَ إِنَّ أَوْلَى النَّاسِ بِيَ الْمُتَّقُوْنَ مَنْ كَانُوْا وَحَيْثُ كَانُوْا.

(رواه أحمد)

(૧૭) **તરજુમો :** હઝરત મુઆઝ બિન જબલ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જયારે યમનનાં માટે તેમને (કાઝી–જજ અથવા હાકિમ બનાવીને) મોકલ્યા (અને તેઓ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમ પ્રમાણે યમન જવા રવાના થવા લાગ્યા) તો (તેમને વિદાય કરવા માટે) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ તેમને કંઇક નસીહતો–વસિય્યતો ફરમાવતા તેમની સાથે ચાલ્યા; ત્યારે હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ) તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમથી પોતાની સવારી પર સવાર હતા, જ્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમની સવારી સાથે પેદલ ચાલતા હતા. જ્યારે આપ જરૂરી નસીહતો–વસિય્યતોથી ફારિગ થઇ ગયા તો, અંતિમ વાત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ

ફરમાવી કે, 'હે મુઆઝ ! કદાચ મારી જિંદગીના આ વર્ષ પછી મારી તમારી મુલાકાત (કદાચ) હવે ન થાય. (જાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને સંકેત આપ્યો કે, મારી જિંદગીનું આ જ છેલ્લું વર્ષ છે અને મને ટૂંક સમયમાં જ આ દુનિયાથી બીજી દુનિયા તરફ ફેરવવામાં આવશે. એ પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :) અને કદાચ એવું બને કે, (હવે જ્યારે ક્યારેક તમે યમનથી પાછા આવો, તો મને મળવાને બદલે આ મદીનામાં) તમે મારી આ મસ્જિદ અને મારી કબ્ર પાસેથી ગુઝરો.

આ સાંભળીને હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ) (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાતના ખયાલ અને) આપની જુદાઈના સદમાથી રડવા લાગ્યા, તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમના તરફથી મોં ફેરવીને અને મદીના તરફ રુખ કરીને ફરમાવ્યું : 'મારાથી ખૂબ વધારે નિકટ તથા મારાથી વધારે સંબંધ રાખનારા તે બંદા છે, જે અલ્લાહ તઆલાથી ડરે છે (અને તકવાવાળું જીવન ગુઝારે છે), તેઓ જે પણ હોય અને જ્યાં કંઈ પણ હોય.' (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈરશાદના આ અંતિમ ભાગનો મતલબ એ છે કે, મૂળ વસ્તુ રુહાની–આત્મિક સંબંધ તથા નિકટતા છે અને મારી સાથે એ સંબંધનો આધાર તકવા–પરહેઝગારી પર છે. તો જો કોઈ અલ્લાહ તઆલાનો બંદો શારીરિક રીતે મારાથી ગમે તેટલો દૂર યમનમાં કે દુનિયાના કોઈ પણ ભાગમાં હોય, પરંતુ તેને અલ્લાહ તઆલાનો ડર અને પરહેઝગારી નસીબ હોય, તો તે મારાથી નિકટ અને જાણે મારી સાથે જ છે અને જો એથી ઊલટું, કોઈ માણસ જાહેરી તથા શારીરિક રીતે મારી સાથે હોય, પરંતુ તેનું દિલ તકવાથી વંચિત હોય તો તે જાહેરી નિકટતા છતાં તે મારાથી અને હું તેનાથી દૂર છું.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ઈરશાદથી હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ને તસલ્લી–સાંત્વન આપ્યું કે, આ જુદાઈનો રંજ ન રાખો, જ્યારે અલ્લાહ તઆલાનો ડર તથા તકવા તમારા દિલ તથા રૂહ–આત્માને પ્રાપ્ત છે, તો પછી તમે યમનમાં રહીને પણ મારાથી દૂર ન

હશો. એ ઉપરાંત દુનિયાનું આ જીવન તો ક્ષણભંગુર છે. કાયમી જીવન તો આખિરતનું છે અને ત્યાં અલ્લાહ તઆલાના સઘળા પરહેઝગાર બંદાઓ સદા માટે મારી સાથે અને નજીક રહેશે અને પછી ક્યારેય જુદાઈનો ડર રહેશે નહિ.

આ આખરી વાત ફરમાવતી વખતે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાનું મુખ મુબારક બનતા સુધી હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)થી મદીના તરફ એટલા માટે ફેરવી લીધું હતું કે મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ના રડવાથી ગાલિબન્ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પોતે પણ રડવું આવી ગયું હતું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ચાહ્યું કે, મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ) આપના વહેતા આંસૂ ન જોઈ લે. સાથે એ કારણ પણ હોઈ શકે છે કે, પોતાનાથી એક સાથી મુહબ્બત કરનારનું રડવું જોઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું દિલ દુઃખતું હોય અને તેથી આપે તેમના તરફથી મુખ ફેરવી લીધું હોય. મુહબ્બત, અકીદત–શ્રદ્ધાની દુનિયામાં એ પ્રકારના અનુભવો થતા જ રહે છે.

હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ને વિદાય વેળા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તો હુકમ આપીને સવારી પર સવાર કરાવ્યા અને ખુદ–પોતે પેદલ ચાલતા રહ્યા, એમાં કેટલો મહાન બોધ તથા કેવો નમૂનો છે તે સૌ લોકો માટે, જેમને દીની હેસિયતથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નાયબ સમજવામાં આવે છે. અલ્લાહ તઆલા દુનિયામાં પોતાનો ડર તથા તકવા આપણને નસીબ ફરમાવીને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું તે રૂહાની સામીપ્ય (કુર્બ) તથા આખિરતમાં આપનો તે સાથ નસીબ ફરમાવે, જેની ખુશખબરી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષમાં આપી છે. (આમીન) !

# આખિરતની ચિંતા તથા (અલ્લાહના) ડરના લિહાઝથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તથા સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)નો હાલ :

(۱۸) عَنْ جَابِرٍ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَا يُدْخِلُ أَحَدًا مِنْكُمْ عَمَلُهُ الْجَنَّةَ وَلَا يُجِيْرُهُ مِنَ النَّارِ وَلَا أَنَا إِلَّا بِرَحْمَةِ اللّٰهِ. (رواه مسلم)

(૧૮) **તરજુમો** : હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમારામાંથી કોઈનો અમલ તેને જન્નતમાં ન લઈ જઈ શકશે અને ન દોઝખથી બચાવી શકશે. મારો પણ એ જ હાલ છે; પરંતુ અલ્લાહ તઆલાની રહમત તથા તેના કરમ–કૃપાથી.' (સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ ઈરશાદ કે, 'હું પણ પોતાના અમલ તથા ઈબાદતથી નહિ; બલકે અલ્લાહ તઆલાની દયા–કૃપાથી જ જન્નતમાં જઈ શકીશ' –એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખૌફો–ખશિય્યત–ડરની કૈફિયતનો અંદાઝ લગાડવા માટે કાફી છે.'

(۱۹) عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ عَنْهَا قَالَتْ كَانَ النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ إِذَا عَصَفَتِ الرِّيْحُ قَالَ اَللّٰهُمَّ إِنِّيْ أَسْأَلُكَ خَيْرَهَا وَخَيْرَ مَا فِيْهَا وَخَيْرَ مَا أُرْسِلَتْ بِهٖ وَأَعُوْذُبِكَ مِنْ شَرِّهَا وَشَرِّ مَا فِيْهَا وَشَرِّ مَا أُرْسِلَتْ بِهٖ وَإِذَا تَخَيَّلَتِ السَّمَاءُ تَغَيَّرَ لَوْنُهٗ وَخَرَجَ وَدَخَلَ وَأَقْبَلَ وَأَدْبَرَ فَإِذَا مُطِرَتْ سُرِّيَ عَنْهُ فَعَرَفَتْ ذَالِكَ عَائِشَةُ فَسَأَلَتْهُ فَقَالَ لَعَلَّهٗ يَا عَائِشَةُ كَمَا قَالَ قَوْمُ عَادٍ ''فَلَمَّا رَأَوْهُ عَارِضًا مُسْتَقْبِلَ أَوْدِيَتِهِمْ قَالُوْا هٰذَا عَارِضٌ مُمْطِرُنَا''. (رواه البخاری ومسلم)

(૧૯) **તરજુમો** : હઝરત આઈશહ સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)થી

રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો હાલ એ હતો કે જ્યારે હવા વધારે તેજ ચાલતી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની (મુબારક) ઝબાન પર આ દુઆ ચાલુ થઈ જતી, **તરજુમો** : હે મારા અલ્લાહ ! હું તારાથી સવાલ કરું છું આ હવાની ભલાઈનો અને એમાં જે કંઈ છે તેની ભલાઈનો અને જે હેતુથી એ મોકલવામાં આવી છે તેની ભલાઈનો, અને હું તારાથી પનાહ માંગુ છું તેની બુરાઈથી અને તેમાં જે કંઈ છે તેની બુરાઈથી અને જે હેતુથી તેને મોકલાઈ છે તેની બુરાઈથી.' અને જ્યારે આકાશમાં વાદળ દેખાતું, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો રંગ બદલાઈ જતો અને (બેચેનીમાં) કદી બહાર આવતા, કદી અંદર જતા; ક્યારેક આગળ જતા, ક્યારેક પાછળ હટતા. પછી જ્યારે વરસાદ વરસી જતો (અને ખૈરિયતથી ગુજરી જતો–બંધ થઈ જતો) ત્યારે આપની એ બેચેની દૂર થતી.

હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા)એ આપની કેફિયતને સમજી લીધી અને આપને પૂછ્યું કે, (તેજ હવા તથા વાદળ જોઈને આપનો આ હાલ કેમ થાય છે ?) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : આઈશહ ! (હું ડરું છું કે) કદાચ એ વાદળ અને હવા તે પ્રકારની હોય, જે (હઝરત હૂદ અલયહિસ્સલામની કોમ) આદની તરફ મોકલાઈ હતી, (જેનો ઉલ્લેખ કુરઆને મજીદમાં આ રીતે છે કે); 'જ્યારે તે લોકોએ તે વાદળને પોતાની વાડીઓ તરફ આવતું જોયું તો ખુશી જાહેર કરતાં કહ્યું કે, આ વાદળ અમારા માટે વરસાદ લાવનારું છે, (જ્યારે કે તે વરસાદ લાવનાર વાદળ ન હતું, બલકે આંધીનું વિનાશક તોફાન હતું, જે તેમની બરબાદી માટે આવ્યું હતું.'

(સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : આ હદીષનું તાત્પર્ય તથા હેતુ આ જ છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક દિલ પર અલ્લાહ તઆલાના ડરનો એટલો પ્રભાવ હતો કે જરાક હવા તેજ ચાલતી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ગભરાઈને અલ્લાહ તઆલાથી તેની ભલાઈની પ્રાપ્તિની તથા તેની

બુરાઈથી બચવાની દુઆ કરતા અને જ્યારે આસમાન પર વાદળ જોતા તો અલ્લાહ તઆલાની હૈબતથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો એ હાલ થઈ જતો કે ક્યારેક અંદર જતા, ક્યારેક બહાર આવતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો હાલ એ ભયથી થતો કે, ક્યાંક વાદળની શકલમાં તે અઝાબ ન હોય, જે હઝરત હૂદ (અલયહિસ્સલામ)ની નાફરમાન કોમ 'આદ' પર વાદળનાં જ રૂપમાં મોકલાયો હતો, જેને તેઓ રહમતનું વાદળ સમજ્યા તથા જોઈને રાજી થયા હતા, પરંતુ વાસ્તવમાં તે અઝાબની આંધી હતી.

(૨૦) عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنه قَالَ قَالَ اَبُوْبَكْرٍ يَا رَسُوْلَ اللهِ قَدْ شِبْتَ قَالَ شَيَّبَتْنِيْ هُوْدٌ وَالْوَاقِعَةُ وَالْمُرْسَلٰتُ وَعَمَّ يَتَسَاءَلُوْنَ وَاِذَا الشَّمْسُ كُوِّرَتْ.

(رواه الترمذى)

(૨૦) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હઝરત અબૂ બક્ર (રદિયલ્લાહુ અન્હૂ)એ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે; હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ પર ઘડપણ આવી લાગ્યું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'મને વૃદ્ધ બનાવી દીધો સૂર–એ–હૂદ, સૂર–એ–વાકિઅહ, સૂર–એ–મુર્સલાત, સૂર–એ–અમ્મ ય–ત–સાઅલૂન અને સૂર–એ–તકવીર (ઈઝશ્શમ્શુ કુવ્વિરત) સૂરતોએ. (તિરમિઝી શરીફ)

**ખુલાસો** : રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શારીરિક તંદુરસ્તી કુદરતી રીતે જેટલી ઉમદા હતી તથા અવયવો જેટલા સારા અને તબીઅત જેટલી સમતોલ હતી, તે હિસાબે આપ પર ઘડપણનાં ચિહ્નો ખૂબ મોડેથી જાહેર થવાં જોઈતાં હતાં, પરંતુ જ્યારે તે આમ અંદાઝથી વહેલા જાહેર થવાં લાગ્યાં તો એક વાર હઝરત અબૂ બક્ર (રદિયલ્લાહુ અન્હૂ)એ કહ્યું કે, 'હઝરત ! આપ પર તો અત્યારથી જ વૃદ્ધાવસ્થા આવી લાગી !'

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'મને આ સૂરતો (હૂદ, વાકિઅહ વગેરે)એ વૃદ્ધ બનાવી દીધો.' એ સૂરતોમાં કિયામત, આખિરત તથા મુજરિમો પર અલ્લાહ તઆલાના અઝાબનું અતિ ભયાનક વર્ણન છે. આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે મઝામીન–લખાણોથી એટલા પ્રભાવિત થતા હતા કે તેની અસર આપના શારીરિક સ્વાસ્થ્ય–તંદુરસ્તી પર પડતી હતી અને નિઃશંક ડર અને ચિંતા એવી ચીજો છે, જે યુવાનોને વૃદ્ધ બનાવી દે છે, તેથી કુરઆન શરીફમાં કિયામત વિશે ફરમાવ્યું છે : **'યવ્મ યજ્અલુલ્ વિલ્દા–ન શીબા :** કિયામતનો દિવસ બાળકોને વૃદ્ધ બનાવી દેશે.'

આ હદીષ શરીફથી વિશેષ રીતે અંદાઝ કરી શકાય છે કે અલ્લાહ તઆલાના ડર તથા આખિરતની ચિંતાના લિહાઝથી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દિલનો શો હાલ હતો ? !

(٢١) عَنْ أَنَسٍ قَالَ اِنَّكُمْ لَتَعْمَلُوْنَ اَعْمَالًا هِيَ اَدَقُّ فِيْ اَعْيُنِكُمْ مِنَ الشَّعْرِ كُنَّا نَعُدُّهَا عَلٰى عَهْدِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهِ وَسَلَّمَ مِنَ الْمُوْبِقَاتِ يَعْنِيْ الْمُهْلِكَاتِ. (رواه البخاری)

(૨૧) **તરજુમો** : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, તેમણે પોતાના જમાનામાં લોકોને ફરમાવ્યું : તમે લોકો ઘણાં એવા કામ કરો છો કે તમારી નજરમાં તે વાળથી પણ વધારે બારીક (એટલે ખૂબ જ મામૂલી–હલકા છે, પરંતુ) અમે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સમયમાં તેમને હલાક કરનારી ચીજોમાંથી ગણતા હતા.

(સહીહ બુખારી શરીફ)

**ખુલાસો** : મતલબ આ છે કે મુબારક નબવી યુગમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તરબિયત પામેલા સહાબા (રદિયલ્લાહુ અન્હુમ) પર ખૌફે ખુદાનો એટલો ગલબો–પ્રભુત્વ હતું તથા આખિરતના અંજામથી તેઓ એટલા કાંપતા રહેતા હતા કે, ઘણા બધા તે અમલો જેમને તમે સંપૂર્ણ

સરસરી સમજો છો અને બેપરવાઈથી કરતા રહો છો તથા બચવાની જરાય ચિંતા નથી રાખતા, તેઓ તેમને હલાકકર્તા માનતા હતા અને તેનાથી બચવાની ખૂબ જ ચીવટ રાખતા હતા.

(૨૨) عَنِ النَّضْرِ قَالَ كَانَتْ ظُلْمَةٌ عَلٰى عَهْدِ أَنَسٍ فَاَ تَيْتُهُ فَقُلْتُ يَا اَبَاحَمْزَةَ هَلْ كَانَ هٰذَا يُصِيْبُكُمْ عَلٰى عَهْدِ رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ مَعَاذَ اللهِ اِنْ كَانَتِ الرِّيْحُ لَتَشْتَدُّ فَنُبَادِرُ اِلَى الْمَسْجِدِ مَخَافَةَ اَنْ تَكُوْنَ الْقِيَامَةُ. (رواه أبوداود)

(૨૨) **તરજુમો** : નઝર તાબિઈ (રહ્‌મતુલ્લાહિ અલયહ) બયાન કરે છે કે, હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)ના સમયમાં એક વાર કાળી આંધી (હવાનું તોફાન) આવ્યું, તો મેં તેમની ખિદમતમાં જઈને પૂછયું : હે અબૂ હમઝા ! શું આવી કાળી અને અંધારી આંધીઓ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સમયમાં પણ આપ લોકો પર આવતી હતી ?' તેમણે ફરમાવ્યું : 'અલ્લાહ તઆલાની પનાહ ! ત્યારે તો એ હાલ હતો કે જરા હવા તેજ થઈ જતી તો અમે કિયામતના ડરથી મસ્જિદ તરફ દોડી જતા હતા.'

(અબૂ દાવૂદ શરીફ)

(૨૩) عَنْ حَنْظَلَةَ بْنِ الرَّبِيْعِ الْاُسَيْدِىِّ قَالَ لَقِيَنِىْ اَبُوْبَكْرٍ فَقَالَ كَيْفَ اَنْتَ يَا حَنْظَلَةُ ؟ قُلْتُ نَافَقَ حَنْظَلَةُ قَالَ سُبْحَانَ اللهِ مَاتَقُوْلُ؟ قُلْتُ نَكُوْنُ عِنْدَالنَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يُذَ كِّرُنَا بِالنَّارِ وَالْجَنَّةِ كَاَنَّا رَأْىَ عَيْنٍ فَاِذَا خَرَجْنَا مِنْ عِنْدِهٖ عَافَسْنَا الْاَزْوَا جَ وَالْاَوْلَادُ وَ الضَّيْعَاتُ وَنَسِيْنَا كَثِيْرًا قَالَ أَبُوْبَكْرٍ فَوَاللهِ اِنَّا لَنَلْقٰى مِثْلَ ذَالِكَ فَانْطَلَقْتُ اَنَا وَأَبُوْبَكْرٍ حَتّٰى دَخَلْنَا عَلَى النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَقُلْتُ نَافَقَ حَنْظَلَةُ يَا رَسُوْلَ اللهِ فَقَالَ مَاذَاكَ ؟ قُلْتُ نَكُوْنُ عِنْدَكَ تُذَ كِّرُنَا بِالنَّارِ وَالْجَنَّةِ كَاَنَّا رَأْىَ عَيْنٍ فَاِذَا خَرَجْنَا مِنْ عِنْدِكَ عَافَسْنَا

الْاَزْوَاجُ وَالْاَوْلَادُ وَ الضَّيْعَاتُ وَنَسِيْنَا كَثِيْرًا فَقَالَ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَالَّذِىْ نَفْسِىْ بِيَدِهٖ لَوْ تَدُوْمُوْنَ عَلٰى مَا تَكُوْنُوْنَ عِنْدِىْ وَفِى الذِّكْرِ لَصَافَحَتْكُمُ الْمَلَائِكَةُ عَلٰى فُرُشِكُمْ وَفِىْ طُرُقِكُمْ وَلٰكِنْ يَا حَنْظَلَةُ سَاعَةً وَسَاعَةً ثَلٰثَ مَرَّاتٍ. (رواه مسلم)

(૨૩) **તરજુમો** : હઝરત હન્ઝલહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે એક દિવસ મને અબૂ બક્ર (રદિયલ્લાહુ અન્હૂ) મળ્યા અને તેમણે પૂછયું : 'હન્ઝલહ ! શો હાલ છે ?' મેં કહ્યું : હન્ઝલહ તો મુનાફિક થઇ ગયો છે.' તેમણે ફરમાવ્યું : પાક છે અલ્લાહ તઆલા ! તમે આ શું કહી રહ્યા છો ? મેં કહ્યું : વાત આમ છે કે, અમે જ્યારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે ઉપસ્થિત રહીએ છીએ અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમને જન્નત તથા દોઝખનું વર્ણન કરીને નસીહત ફરમાવે છે, તો અમારી એ હાલત થઇ જાય છે કે જાણે દોઝખ અને જન્નતને આંખોથી જોઇ રહ્યા છીએ. પછી જ્યારે અમે આપની મજલિસથી નીકળીને ઘરે આવીએ છીએ, તો બીવી–બચ્ચાં, જમીન અને ખેતીવાડીના કામકાજ અમને પોતાની તરફ માઇલ તથા મશગૂલ કરી લે છે અને પછી અમે ઘણું બધું ભૂલી જઇએ છીએ.

હઝરત અબૂ બક્ર (રદિયલ્લાહુ અન્હૂ)એ આ સાંભળીને ફરમાવ્યું કે; એ પ્રકારની હાલત તો અમને પણ પેશ આવે છે. એ પછી અમે બન્ને ચાલીને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા. મેં (પોતાનો હાલ વર્ણવીને) અરજ કરી કે, 'હે અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! હન્ઝલહ તો મુનાફિક થઇ ગયો.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'એ શી વાત છે ?' મેં અરજ કરી કે, 'હાલત એ છે કે અમે આપની પાસે ઉપસ્થિત રહીએ છીએ અને આપ જન્નત તથા દોઝખનું વર્ણન કરીને અમને શિખામણ આપો છો, તો એવું લાગે છે કે જાણે દોઝખ અને જન્નત અમારી આંખોની સામે છે. પછી જ્યારે અમે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસથી

નીકળીને ઘરે આવીએ છીએ તો બીવી–બચ્ચાં તથા ખેતીવાડીના ધંધા અમને પોતાની અંદર મશગૂલ કરી લે છે અને અમે ઘણું બધું ભૂલી જઈએ છીએ.

આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે; કસમ છે તે ઝાતની જેના કબજામાં મારો જાન છે, જો તમારો હાલ હંમેશા તે રહે, જે મારી પાસે હોય છે તથા તમે કાયમ ઝિક્રમાં મશગૂલ રહો તો ફરિશ્તા તમારી પથારીઓ પર અને રસ્તામાં તમારાથી મુસાફહા કર્યા કરે; પરંતુ હે હન્ઝલહ ! (અલ્લાહ તઆલાએ એવું કરવાની તકલીફ નથી આપી, બલકે) બસ, એટલું જ કાફી છે કે કદી કદી એમ થતું રહે. આ વાત હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણ વાર ઈરશાદ ફરમાવી.

(મુસ્લિમ શરીફ)

**ફાયદો** : હઝરત હન્ઝલહ (રદિયલ્લાહુ અન્હૂ)ની આ રિવાયતથી અંદાઝ કરી શકાય છે કે સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)માં આખિરત તથા દીનની ચિંતા કેટલી હદે હતી કે પોતાની હાલતમાં મામૂલી–સામાન્ય ફેરફાર તથા સહેજ કમઝોરી જોઈને તેઓ પોતાની ઉપર મુનાફિક હોવાની શંકા કરવા લાગતા હતા.

(૨૪) عَنْ أَبِي بُرْدَةَ بْنِ أَبِي مُوسٰى قَالَ: قَالَ لِي عَبْدُ اللهِ بْنُ عُمَرَ هَلْ تَدْرِي مَا قَالَ أَبِي لِأَبِيكَ قَالَ قُلْتُ لَا قَالَ فَإِنَّ أَبِي قَالَ لِأَبِيكَ يَا أَبَا مُوسٰى هَلْ يَسُرُّكَ أَنَّ إِسْلَامَنَا مَعَ رَسُولِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَهِجْرَتَنَا وَجِهَادَنَا مَعَهُ وَعَمَلَنَا كُلَّهُ مَعَهُ بَرَدَ لَنَا وَأَنَّ كُلَّ عَمَلٍ عَمِلْنَا بَعْدَهُ نَجَوْنَا مِنْهُ كَفَافًا رَأْسًا بِرَأْسٍ فَقَالَ أَبُوكَ لِأَبِي لَا وَاللهِ قَدْ جَاهَدْنَا بَعْدَ رَسُولِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَصَلَّيْنَا وَصُمْنَا وَعَمِلْنَا خَيْرًا كَثِيرًا وَأَسْلَمَ عَلٰى أَيْدِينَا بَشَرٌ كَثِيرٌ وَإِنَّا لَنَرْجُو ذَاكَ قَالَ أَبِي لٰكِنِّي أَنَا وَالَّذِي نَفْسُ عُمَرَ بِيَدِهِ لَوَدِدْتُ أَنَّ ذَالِكَ بَرَدَ لَنَا وَأَنَّ كُلَّ شَيْءٍ عَمِلْنَاهُ بَعْدَهُ نَجَوْنَا مِنْهُ كَفَافًا رَأْسًا بِرَأْسٍ فَقُلْتُ إِنَّ أَبَاكَ وَاللهِ كَانَ خَيْرًا مِنْ أَبِي. (رواه البخاری)

(૨૪) **તરજુમો** : હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિયલ્લાહુ અન્હૂ)ના દીકરા અબૂ બુરદાઅ્થી રિવાયત છે, તેઓ કહે છે કે, અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)એ મને કહ્યું કે, શું તમે જાણો છો કે મારા વાલિદે તમારા વાલિદને શી વાત કહી હતી ? મેં કહ્યું : મને ખબર નથી. તેમણે કહ્યું કે, મારા વાલિદે તમારા વાલિદને કહ્યું હતું કે, હે અબૂ મૂસા ! શું તમે એ વાત પર ખુશ છો કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે અને આપના હાથ પર આપણો ઈસ્લામ સ્વીકાર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે આપણી હિજરત (વતનત્યાગ તથા જિહાદ–ધર્મયુદ્ધ) કરવું તથા આપણા તે બધા અમલ જે આપણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે કર્યા, તે તો આપણા માટે બાકી અને સલામત રહે (તેમનો બદલો અને અજ્ર આપણને આપવામાં આવે) અને આપણે જે અમલ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પછી કર્યા, તેમનાથી આપણે બરાબર–સરાબર છૂટી જઈએ (એટલે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પછી જે સારાં–નરસાં કામ થયાં છે, તેના પર ન આપણને સવાબ મળે, ન અઝાબ.) અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) અબૂ બુરદાઅ્ (રદિયલ્લાહુ અન્હૂ)ને કહે છે કે મારા વાલિદની આ વાત સાંભળીને) તમારા વાલિદે કહ્યું કે, નહીં ! અલ્લાહ તઆલાની કસમ ! હું તો એવું નથી ચાહતો. આપણે તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પછી જિહાદ કર્યા છે, નમાઝો પઢી છે, રોઝા રાખ્યા છે અને (અલ્લાહ તઆલાની તૌફીકથી) બીજા પણ ઘણા નેક અમલ કર્યા છે અને અમારા પ્રયાસોથી અને અમારા હાથ પર અલ્લાહ તઆલાના અગણિત બંદા ઈમાન લાવ્યા છે. અમે અલ્લાહ તઆલાથી પોતાના એ આ'માલના બદલાની પૂરી ઉમ્મીદ રાખીએ છીએ, (તેથી હું તો આપના વિચારથી સહમત નથી).

એ (વાત) પર મારા વાલિદ (હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હૂ)એ ફરી ફરમાવ્યું કે, કસમ છે તે ઝાતે પાકની જેના કબજામાં ઉમરનો જાન છે, હું તો દિલથી ચાહું છું કે, અમારા તે અમલ (જે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે કર્યા, તે તો) અમારા માટે બાકી રહે અને અમને

તેનો બદલો મળે અને જે અમલ અમે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પછી કર્યા, તેમનાથી અમે બરાબર–સરાબર છૂટી જઈએ. (અબૂ બુરદાઅ્ રદિયલ્લાહુ અન્હૂ કહે છે કે) મેં અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)ને કહ્યું કે, તમારા વાલિદ (હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હૂ) મારા વાલિદ (અબૂ મૂસા રદિયલ્લાહુ અન્હૂ)થી અફઝલ–શ્રેષ્ઠ હતા. (બુખારી શરીફ)

**ખુલાસો** : જેમ અલ્લાહ તઆલાના કોઈ નેક અને મકબૂલ બંદા પાછળ (ઈક્તિદામાં) પઢેલી નમાઝની કબૂલ થવાની આશા હોય છે, એમ જ હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) યકીન સાથે ઉમ્મીદ રાખતા હતા કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે જે સારાં કામો–નમાઝ, રોઝા, હિજરત, જિહાદ વગેરે અમે કર્યા છે, તે તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાથની નિસ્બત તથા બરકતથી ઈન્શાઅલ્લાહુ તઆલા અવશ્ય કબૂલ થશે. જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પછીના અમલોને એ નિસ્બત પ્રાપ્ત ન હોઈ, તે પોતાના જ આ'માલ હોવાથી હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) આમ મઅ્રિફતવાળાઓની જેમ તેમના અંજામથી ડરતા હતા અને પોતાની સલામતી, કામિયાબી એમાં જ સમજતા હતા કે પછીના અમલોથી બરાબર–સરાબર છૂટી જવાય, ન તેમના પર સવાબ મળે, ન અઝાબ.

હદીષની છેવટમાં અબૂ બુરદાઅ્ (રદિ.)એ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)ને જે આ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાની કસમ ! મારા વાલિદથી તમારા વાલિદ શ્રેષ્ઠ હતા, જાહેરમાં એથી તેમનો મતલબ આ હતો કે, કેમ કે હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) અફઝલ હતા તેથી પોતાના અમલોથી અસંતોષ તથા અલ્લાહ તઆલાના ડરની અસર તેમના પર એટલી વધારે હતી. સહીહ બુખારી શરીફમાં જ હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)ની શહાદતની એક રિવાયતમાં તેમનો આ ઈરશાદ પણ વર્ણવાયો છે :
**તરજુમો** : 'અલ્લાહ તઆલાની કસમ ! જો મારી પાસે પૃથ્વી ભરીને સોનું હોય તો હું અલ્લાહ તઆલાના અઝાબને જોવાથી પહેલા તે બધાને

ફિદયા–છુટકારામાં આપી દઉં અને પોતાનો જાન છોડાવી લઉં.'

અલ્લાહુ અકબર ! આ છે એ બંદા પર અલ્લાહ તઆલાના ડરનો ગલબો–પ્રભુત્વ, જેણે વારંવાર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક ઝબાનથી પોતાના માટે જન્નતની ખુશખબરીઓ સાંભળી છે. સાચું કહ્યું છે કહેનારે : 'પ્રીતિ પાત્રોને વધુ હેરાની હોય છે.' અલ્લાહ તઆલા એ ડર (ખશિય્યતનો) કંઈક ભાગ આપણને પણ નસીબ ફરમાવે, આમીન !

## દુનિયાની તુચ્છતા તથા બુરાઈ :

રિકાકના સિલસિલાની જે હદીષો આગળ આવે છે, તેમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુનિયાની હકારત તથા બુરાઈ બયાન કરી છે અને બતાવ્યું છે કે અલ્લાહ તઆલાના નજીક તથા આખિરતના મુકાબલામાં આ દુનિયા કેટલી તુચ્છ તથા બે–કિંમત છે. (હવે) કેમ કે આપણા આ યુગમાં દુનિયાની સાથે લોકોનો સંબંધ–લગાવ તથા વ્યસ્તતા હદ બહાર છે. એકલી દુનિયા તથા ભૌતિક પ્રગતિને એટલી બધી અગત્ય અપાય છે કે બનતા સુધી એટલું મહત્ત્વ આથી પહેલાં તેને ક્યારેય પ્રાપ્ત ન થયું હશે, તેથી હવે આ હાલત છે કે દુનિયાની તુચ્છતા તથા બુરાઈ ઘણાં મુસ્લિમોને આસાનીથી ગળે નથી ઊતરતી, બલકે નોબત ત્યાં સુધી પહોંચી છે કે, કેટલાક તે લોકો પણ જેમને મુસલમાનોના માર્ગદર્શક તથા સુધારક માનવામાં આવે છે અને દીનના લિહાઝથી તેમની ગણના આમ લોકોમાં નહીં, ખાસ લોકોમાં થાય છે–તેઓ પણ દુનિયાની ફનાઈય્યત તથા તુચ્છતાના વર્ણનને સંકોચ વિના 'રહ્બાનિયત–જોગીપણું તથા ખોટા તસવ્વુફ–સૂફીવાદનો પ્રચાર' કહી દે છે. જ્યારે તેમની સામે આ વિષયની હદીષોનો ઉલ્લેખ કરવામાં આવે છે તો હદીષના ઈન્કારીઓની જેમ તે હદીષો વિશે જ તેઓ શંકાઓ જાહેર કરવા લાગે છે. તેથી એ સિલસિલાની હદીષો લખતા પહેલાં અમે પ્રસ્તાવના રૂપે ઈમાનની માન્ય વાતો તથા કુરઆને મજીદની રોશનીમાં એ પ્રશ્ન પર સૈદ્ધાંતિક–ઉસૂલી ચર્ચા કરવા ચાહીએ છીએ. વલ્લાહુ વલિય્યુત્તવ્ફીક.

## દુનિયા તથા આખિરત (આલોક તથા પરલોક) :

(૧) આ દુનિયા જેમાં આપણે દુન્યવી જીવન વિતાવીએ છીએ અને જેને આપણી આંખ, કાન વગેરે અવયવોથી મહસૂસ કરીએ છીએ; જેમ તે એક વાસ્તવિક હકીકત છે, તેમ જ આખિરત પણ (જેની ખબર અલ્લાહ તઆલાના સર્વે નબીઓએ આપી છે,) તે પણ એક વાકિઈ–વાસ્તવિક તથા યકીની હકીકત છે. આ જીવનમાં તેને ન જોવી અને અનુભૂતિ ન કરવી બિલકુલ એવું જ છે, જેમ માનાં પેટમાં હોવાના સમયમાં આપણે આ દુનિયાને ન જોતા હતા અને ન મહસૂસ કરતા હતા. પછી જે રીતે આપણે અહીં આવીને આ દુનિયાને જોઈ લીધી અને આસમાન–જમીનની તે હજારો–લાખો વસ્તુઓ અહીં આપણા દર્શનમાં આવી ગઈ, જેમનો માનાં પેટમાં વિચાર પણ ન કરી શકતા હતા, તે જ રીતે મૃત્યુ પછી આખિરતની દુનિયામાં પહોંચીને જન્નત–દોઝખ તથા તે દુનિયાની તમામ વસ્તુઓને જોઈ લઈશું અને પામી લઈશું, જેની ખબર અલ્લાહ તઆલાના નબીઓ તથા કિતાબોએ આપી છે. સાર એ કે આ દુનિયા જેમ એક હકીકી આલમ છે, એ મુજબ આખિરત પણ મર્યા પછી સામે આવનારી એક હકીકી તથા સંપૂર્ણ વાસ્તવિક દુનિયા છે. આપણું તેના પર ઈમાન છે અને નકલ તથા અક્કલની રોશનીમાં આપણને તે વિશે અલ્હમ્દુ લિલ્લાહ સંપૂર્ણ વિશ્વાસ તથા સંતોષ છે.

(૨) ત્યાર પછી દુનિયાની બાબતમાં આપણને યકીન છે કે તે તથા તેની દરેક વસ્તુ ફના થનારી–નાશવંત છે. એથી ઊલટું આખિરત અવિનાશી તથા અમર છે અને ત્યાં પહોંચ્યા પછી માનવીને પણ ગેરફાની બનાવી દેવામાં આવશે અર્થાત્ તેને કદી ન ખત્મ થનારી અબદી જિંદગી મળશે. એ જ રીતે ત્યાં અલ્લાહ તઆલાના ખુશનસીબ બંદાઓને જે ઈનામો મળશે, તેમનો સિલસિલો પણ સદાકાળ–હંમેશા માટે બાકી રહેશે, ક્યારેય ખત્મ નહીં થાય. એને જ કુરઆને મજીદમાં **'અતા અન્ ગયર મજ્ઝૂઝ્'** – તે ખુદાઈ બખ્શિશ જેનો સિલસિલો કદી પણ ખત્મ ન થશે–ફરમાવ્યું છે. એ જ રીતે જે બદબખ્તોની બગાવત–સરકશી તથા કુફ્ર અને ઘમંડના કારણે તેમના પર અલ્લાહ તઆલાનો ગજબ થશે, તેમની તકલીફો તથા તેમના અઝાબોનો

સિલસિલો પણ ક્યારેય ખત્મ નહીં થાય, જેમ કે જહન્નમીઓના વિશે ઠેકઠેકાણે ફરમાવાયું છે : **'ખાલિદી–ન ફીહા અ–બ–દા** –તેઓ હમેશાં તે જ જહન્નમમાં પડયા રહેશે' તથા **'વમા હુમ્ બિખારિજિ–ન મિનન્નારિ**– તે દોઝખીઓ ક્યારેય દોઝખમાંથી ન નીકળશે' તથા **'લા યુક્ઝા અલય્હિમ્ ફ–યમૂતૂ વલા યુખફ્ફફુ અન્હુમ્ મિન્ અઝાબિહા** – અને દોઝખીઓને મોત પણ ન આવશે કે મરીને જ અઝાબથી છૂટી શકે અને તેમની સજામાં ક્યારેય કમી પણ કરવામાં આવશે નહિ.'

એ જ રીતે અલ્લાહ તઆલાના નબીઓ તથા કિતાબોની બતાવેલી આ હકીકત ઉપર પણ આપણું ઈમાન છે કે દુનિયાની નેઅમતો તથા લઝ્ઝતોની સામે આખિરતની લઝ્ઝતો તથા નેઅમતો બેઈન્તિહા–પાર વિનાની ઉચ્ચ છે, બલકે મૂળ–અસલી લઝ્ઝતો તથા નેઅમતો આખિરતની જ છે અને દુનિયાની વસ્તુઓને તેમનાથી કોઈ નિસ્બત જ નથી. એ જ રીતે દુનિયાની સખતથી સખત તકલીફ અને મોટાથી મોટા દુઃખને દોઝખના મા'મૂલીથી મા'મૂલી દરજ્જાના અઝાબથી પણ કોઈ નિસ્બત નથી. જાહેર છે કે આ સઘળી વાતનો તકાઝો આ છે કે, માનવીની ચિંતા તથા પ્રયાસ બસ, આખિરતના જ માટે હોય અને દુનિયાથી તેનો સંબંધ ફક્ત અત્યંત જરૂરત જેટલા પ્રમાણમાં જ હોય.

(૩) પરંતુ માનવીઓનો આમ–સામાન્ય હાલ એ છે કે, દુનિયા કેમ કે હરઘડી તેમની સામે છે, જ્યારે આખિરત સંપૂર્ણ ગૈબ અને આંખોથી ઓઝલ છે, તેથી બહુધા એ હકીકતોના માનનારાઓ ઉપર પણ દુનિયાની જ ચિંતા અને તલબ ગાલિબ રહે છે. જાણે એ માનવીઓની ફિતરી–પ્રાકૃતિક નબળાઈ છે. તેમનો હાલ એ બાબતમાં સંપૂર્ણ રીતે તે બાળકો સમાન છે, જેમને બાળપણમાં પોતાના રમકડાંઓમાં રસ હોય છે અને ભવિષ્યના જીવનને રસિક અને શાનદાર બનાવનાર તા'લીમી અને તરબિયતી કામો તેમના માટે સૌથી વધુ નાપસંદ; બલકે અતિશય ભારે લાગે છે. શફીક મા–બાપ તેમને સમજાવી–પટાવીને તેમને સારાં કામોની તરફ શોખ

અપાવતા રહે છે, જેમાં લાગીને તેઓ સફળ માનવી બની શકે છે તથા ઈઝ્ઝત અને આફિયતનું જીવન મેળવી શકે છે.

(૪) અલ્લાહ તઆલા તરફથી આવનાર નબીઓ અને ઉતારેલી કિતાબોના ઝરીએ હંમેશા માનવીની એ કમઝોરી તથા ભૂલની ઈસ્લાહની કોશિશ થતી રહી છે અને આખિરતના મુકાબલામાં દુનિયાનો જે દરજ્જો છે અને દુનિયાની સામે આખિરતનું જે સ્થાન છે, તેનો ખુલાસો થતો રહ્યો છે, તે છતાં માનવીઓથી એ બાબતમાં મહદ્અંશે હંમેશા બાળકોવાળી ભૂલ થતી રહી છે : **'બલ્ તૂઅ્ષિરૂનલ્ હયાતદુન્યા વલ્ આખિરતુ ખય્રુંવ્ વ અબ્કા, ઇન્ન હા–ઝા લફીસ્સુહુફિલ્ ઊલા, સુહુફિ ઈબ્રાહી–મ વ મૂસા** – તમારો હાલ આ છે કે તમે (આખિરતની સામે) દુનિયાને આગળ રાખો છો, જ્યારે કે આખિરત (દુનિયાથી અનેકગણી) બેહતર અને ખૂબ વધારે પાયદાર છે. આ વાત આગલી કિતાબોમાં પણ વર્ણવાઈ છે. અર્થાત્ ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) તથા મૂસા (અલયહિસ્સલામ)ની કિતાબોમાં.'

(૫) કુરઆને મજીદ કેમ કે અલ્લાહ તઆલા તરફથી માનવીઓ માટે અંતિમ માર્ગદર્શક છે, તેથી તેમાં ઓર વધારે તાકીદ તથા અગત્યતા સાથે ઠેકઠેકાણે વિવિધ શીર્ષકો હેઠળ દુનિયાની તુચ્છતા તથા ક્ષણભંગુરતા અને આખિરતની અહમિય્યતને ઉજાગર કરવામાં આવી છે. ક્યાંક ફરમાવવામાં આવ્યું છે : **કુલ્ મતાઉદ્ દુન્યા કલીલુંવ્ વલ્ આખિરતુ ખય્રુલ્ લિ–મનિત્તકા.** અર્થ : હે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ તે લોકોને બતાવી દો કે દુનિયાની પૂંજી તો ખૂબ જ થોડી છે અને આખિરત બેહતર છે પરહેઝગારોના માટે. (અન્ નિસાઅ્, રુકૂઅ–૧૧)

ક્યાંક ઈરશાદ ફરમાવ્યો : **વમલ્ હયાતુદ્ દુન્યા ઈલ્લા લઇબુંવ્ વ લહ્વુંવ્ વલ દારુલ્ આખિરતુ ખય્રુલ્ લિલ્લઝી–ન યત્તકૂ–ન અ–ફ–લા તઅ્કિલૂન.** (અલ્ અન્આમ, રુકૂઅ–૪) **તરજુમો** : અને દુનિયાની જિંદગીની હકીકત એના સિવાય કંઈ નથી કે બસ (થોડાક દિવસનો) ખેલ–તમાશો છે અને આખિરતનું ઘર જ બેહતર છે તે લોકોના માટે, જેઓ પરહેઝગારી સાથે

જીવન વ્યતીત કરે છે. (અફસોસ તમારા પર !) શું તમે આ વાતને સમજતા નથી ? !

ક્યાંક ઈરશાદ થયો : **'ઇન્નમા હાઝિહિલ્ હયાતુદ્ દુન્યા મતાઉંવ્ વ ઇન્નલ્ આખિર–ત હિ–ય દારુલ્ કરાર.'** (અલ્ મુઅ્મિન, રુકૂઅ–૫)

**તરજુમો** : આ દુન્યવી જિંદગી (અને તેનો સરસામાન તો બસ થોડા દિવસોના ઉપયોગ માટે છે અને આખિરત જ મૂળ રહેવાનું સ્થળ છે.

ક્યાંક ફરમાવવામાં આવ્યું : **'વફીલ્ આખિરતિ અઝાબુન્ શદીદુંવ્ વ મગ્ફિરતુમ્ મિનલ્લાહિ વ રિદ્વાનુંવ્ વ મલ્ હયાતુદ્ દુન્યા ઇલ્લા મતાઉલ્ ગુરૂર.'** (અલ્ હદીદ, રુકૂઅ–૩)

**તરજુમો** : અને આખિરતમાં (મુજરિમો તથા નાફરમાનો માટે) સખ્તતરીન અઝાબ છે અને (જે બંદા ખુશ્નૂદી તથા મુક્તિના લાયક છે) તેમના માટે અલ્લાહ તઆલા તરફથી બખ્શિશ તથા રઝામંદી છે અને દુનિયાની જિંદગી તો બસ ધોકાની પૂંજી છે.

(૬) સારાંશ કે અલ્લાહ તઆલા તરફથી આવનાર નબીઓ અને તેની ઉતારેલ કિતાબોએ માનવીઓની હિદાયત તથા માર્ગદર્શનના માટે તથા આખિરતની ક્યારેય ન ખત્મ થનાર જિંદગીમાં તેમની સંપૂર્ણ કામિયાબીના સ્થાને પહોંચાડવા માટે જે થોડાક ખાસ મુદાઓ પર ખૂબ વધારે ભાર આપ્યો છે, તેમાંથી એક આ પણ છે કે માનવી દુનિયાને સંપૂર્ણ હકીર તથા બેકીમત (નગણ્ય) સમજે અને તેનાથી વધારે દિલ પણ ન લગાડે અને તેને પોતાનો જીવનધ્યેય પણ ન બનાવે, બલકે આખિરતને પોતાની અસલ મંઝિલ અને પોતાનું સદાનું વતન યકીન કરીને ત્યાંની કામિયાબીની ચિંતાને પોતાની સઘળી દુનિયાની ચિંતાઓ પર ગાલિબ રાખે–ઉપરવટ રાખે. **'અલ્લાહુમ્મ લા અય્શ ઇલ્લા અય્શલ્ આખિરહ.'** : હે અલ્લાહ તઆલા ! જીવન તો બસ આખિરતનું જ જીવન છે,' એ તેના દિલ તથા રૂહની પુકાર હોય. તેથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાનાં બયાનો તથા

બોધ–વચનોથી તેની જ તા'લીમ દેતા હતા તથા ઈમાન લાવનારાઓનાં દિલો પર પોતાના કર્તવ્ય તથા હાલથી પણ તેનો જ નક્શ બેસાડતા હતા. સારાંશ કે આવનાર હદીષોના મતલબ તથા હેતુને આ જ રોશનીમાં સમજવો જોઈએ.

(૭) એ પણ ખ્યાલમાં રહે કે કુરઆન–હદીષમાં જે દુનિયાની બુરાઇ થઈ છે, તે આખિરતની હરીફ દુનિયા છે. માટે દુનિયાનાં કામોની તે મશ્ગૂલી તથા દુનિયાથી તે લાભ જે આખિરતની ચિંતા રાખીને ઉઠાવાય, તે બુરી તથા મના નથી, બલકે તે જન્નત સુધી પહોંચવાની સીડી છે.

આટલી પ્રસ્તાવનાને મગજમાં રાખીને હવે વાંચો આગળ આવનારી એ સિલસિલાની હદીષો.

## આખિરતની સામે દુનિયાની હકીકત :

(૨૫) عَنْ مُسْتَوْرِدِ بْنِ شَدَّادٍ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ وَاللهِ مَا الدُّنْيَا فِى الْاٰخِرَةِ اِلاَّ مِثْلَ مَا يَجْعَلُ اَحَدُ كُمْ اِصْبَعَهٗ فِى الْيَمِّ فَلْيَنْظُرْ بِمَ يَرْجِعُ. (رواه مسلم)

(૨૫) મુસ્તવ્રિદ બિન શદ્દાદનું વૃત્તાંત છે કે, મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, આપ ફરમાવતા હતા કે, દુનિયાની મિષાલ આખિરતના મુકાબલામાં બસ એવી છે, જેમ કે તમારામાંથી કોઈ પોતાની આંગળી દરિયામાં નાખીને કાઢી લે અને પછી જુએ કે કેટલું પાણી તેના પર લાગીને આવ્યું છે. (સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : મતલબ આ છે કે દુનિયાની હૈસિયત આખિરતની સામે એટલી જ બે–કિમત તથા બે–હેસિયત છે, જેટલું કે દરિયાની સામે આંગળીમાં લાગેલ પાણી. – અને હકીકતમાં તો એ મિષાલ પણ ફક્ત સમજાવવા માટે છે, નહિતર મૂળમાં દુનિયાની આખિરતની સામે એટલી હેસિયત પણ નથી – દુનિયામાં જે કંઈ છે તે સૌ સીમિત છે અને આખિરત પાર વિનાની છે અને ગણિતનો સર્વમાન્ય દાખલો છે કે સીમિત અને અસીમ વચ્ચે કોઈ નિસ્બત નથી હોતી. જ્યારે હકીકત આમ છે તો તે માણસ ખૂબ

અભાગી–કમનસીબ છે, જે દુનિયા કમાવવા માટે તો ખૂબ મહેનત કરે છે અને આખિરતની તૈયારીથી બેપરવા છે.

(۲۶) عَنْ جَابِرٍ رضی اللہ عنہ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَرَّ بِجَدْيٍ اَسَكَّ مَيِّتٍ فَقَالَ اَيُّكُمْ يُحِبُّ اَنَّ هٰذَا لَهٗ بِدِرْهَمٍ ؟ فَقَالُوْا مَا نُحِبُّ اَنَّهٗ لَنَا بِشَيْءٍ، قَالَ فَوَاللّٰهِ لَلدُّنْيَا اَهْوَنُ عَلَى اللّٰهِ مِنْ هٰذَا عَلَيْكُمْ.　(رواہ مسلم)

(૨૬) **તરજુમો** : હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બકરીના એક મરેલા બચ્ચા પાસેથી પસાર થયા, જે રસ્તામાં મરેલું પડયું હતું, ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે જે લોકો હતા, તેમને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમારામાંથી કોઈ આ મરેલા બચ્ચાને ફક્ત એક દિરહમ (ચાંદીનો સિક્કો)માં ખરીદવાનું પસંદ કરશે ?' તેમણે કહ્યું : 'અમે તો એને કોઈ કિંમતે પણ ખરીદવાનું પસંદ ન કરીશું.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'કસમ છે ખુદા પાકની કે, દુનિયા અલ્લાહ તઆલાના નજીક એનાથી વધારે ઝલીલ તથા બેકિંમત છે, જેટલું આ મુરદાર બચ્ચું તમારા નજીક ઝલીલ તથા બેકિંમત છે.'　(સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક દિલમાં બંદાઓની હિદાયત તથા તરબિયતની જે અમાપ લાગણી રાખી હતી–આ હદીષથી તેનો કંઈક અંદાજ કરી શકાય છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રસ્તે જઈ રહ્યા છે. બકરીના એક મુરદાર બચ્ચા પર આપની નિગાહ પડે છે. દુર્ગંધથી મોઢું ફેરવી લેવાના બદલે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથીઓને લક્ષ અપાવીને તેનાથી એક અગત્યનો બોધ આપે છે કે, 'દુનિયા અલ્લાહ તઆલાના નજીક એવી જ તુચ્છ તથા ઝલીલ છે, જેવું તમારા નજીક આ મરેલું બચ્ચું. માટે પોતાના પ્રયાસ તથા ચિંતાનું કેન્દ્ર દુનિયાને ન બનાવતાં આખિરતના તલબગાર બનો.'

(૨૭) عَنْ سَهْلِ بْنِ سَعْدٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَوْ كَانَتِ الدُّنْيَا تَعْدِلُ عِنْدَ اللّٰهِ جَنَاحَ بَعُوْضَةٍ مَا سَقٰى كَافِرًا مِنْهَا شَرْبَةً.

(رواہ احمد والترمذی وابن ماجه)

(૨૭) **તરજુમો** : હઝરત સહલ બિન અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જો દુનિયાની કદર અલ્લાહ તઆલાના નજીક મચ્છરના પડ જેટલી પણ હોત તો કોઈ કાફિર–ઈન્કારીને તે એક ઘૂંટ પાણી પણ ન આપત.'

(મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી, સુનને ઈબ્ને માજહ)

**ખુલાસો** : એટલે અલ્લાહ–રસૂલને ન માનનારા કાફિરો–મુન્કિરોને દુનિયામાંથી જે કંઈ મળી રહ્યું છે (અને જોવામાં આવે છે કે ખૂબ મળી રહ્યું છે) તેનું કારણ એ જ છે કે અલ્લાહ તઆલાના નજીક દુનિયા અતિ તુચ્છ તથા બેકિંમત વસ્તુ છે. જો તેની કંઈ પણ કદર–કિંમત હોત તો અલ્લાહ તઆલા એ નાફરમાનોને પાણીનો એક ઘૂંટ પણ ન આપત. આખિરતમાં જેની અલ્લાહ તઆલાને ત્યાં કદર–કિંમત છે, ત્યાં કોઈ અલ્લાહના દુશ્મનને ઠંડા અને મીઠા પાણીનું એક ટીપું પણ ન આપવામાં આવશે.

## દુનિયા મો'મિન માટે જેલખાનું તથા કાફિર માટે જન્નત છે :

(૨૮) عَنْ اَبِىْ هُرَيْرَةَ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَلدُّنْيَا سِجْنُ الْمُؤْمِنِ وَجَنَّةُ الْكَافِرِ.

(رواہ مسلم)

(૨૮) **તરજુમો** : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'દુનિયા મો'મિનનું જેલખાનું તથા કાફિરની જન્નત છે.' (મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : જેલખાનાની મોટી ખુસૂસિય્યત–વિશિષ્ટતા એ છે કે કેદી

પોતાના જીવનમાં સ્વતંત્ર નથી હોતો, બલકે પ્રત્યેક વસ્તુમાં અન્યોનો આદેશ બજાવવા પર લાચાર હોય છે. જ્યારે ભોજન મળે અને જે કંઇ મળે, ખાઇ લીધું. જે પીણું અપાય, તે પી લીધું. જ્યાં બેસવાનો હુકમ મળ્યો, બેસી ગયો. જ્યાં ઊભા થવાનું કહ્યું, ઊભો થઇ ગયો. સારાંશ કે જેલખાનામાં પોતાની મરજી સહેજે નથી ચાલતી, બલકે ગમે તે પ્રકારે પ્રત્યેક બાબતમાં બીજાઓના આદેશની પાબંદી કરવી પડે છે.

એવી જ બીજી એક વિશિષ્ટતા જેલખાનાની એ છે કે કેદી તેનાથી દિલ નથી લગાડતો. તેને ઘર નથી સમજતો, બલકે પ્રત્યેક સમયે તેનાથી નીકળવાની આરઝૂ ધરાવે છે. એથી ઊલટું જન્નતની ખુસૂસિય્યત એ છે કે ત્યાં જન્નતીઓ માટે કોઇ કાનૂની પાબંદી ન રહેશે. પ્રત્યેક જન્નતી પોતાની મરજીનું જીવન ગુજારશે. તેની દરેક ખ્વાહિશ તથા તમન્ના પૂરી થશે. ઉપરાંત, લાખો વર્ષ ગુજરવા છતાં પણ કોઇ પણ જન્નતીનું દિલ જન્નત તથા તેની નેઅમતોથી ધરાશે નહિ અને ન કોઇના દિલમાં જન્નતથી નીકળવાની ઇચ્છા થશે.

કુરઆન શરીફમાં ફરમાવાયું છે : **'ફીહા મા તશ્તહીહિલ્ અન્ફુસુ વ તલઝ્ઝુલ્ અઅ્યુનુ વ અન્તુમ્ ફીહા ખાલિદૂન.'** (સૂરએ ઝુખ્રુફ, રુકૂઅ–૭૧) અર્થ : જન્નતમાં તે સઘળું છે, જેને તમારું દિલ ચાહે અને જેને જોવાથી તમારી આંખોને લઝ્ઝત મળે અને તમે તેમાં હંમેશા હંમેશ રહેશો.'

અને સૂર–એ–કહફમાં ફરમાવવામાં આવ્યું : **લા યબ્ગૂ–ન અન્હા હિ–વ–લા.** અર્થ : જન્નતી જન્નતથી ક્યાંય બીજે બદલાવાનું પસંદ ન કરશે.

આજિઝ (લખનાર)ના નજદીક (શીર્ષકની) હદીષમાં ઈમાનીઓને ખાસ એ સબક–બોધ અપાયો છે કે તેઓ આ દુનિયામાં કાનૂનની પાબંદીવાળું કેદીનું જીવન જીવે તથા દુનિયાથી દિલ ન લગાડે. આ હકીકતને નજર સામે રાખે કે આ દુનિયાને જન્નત સમજીને તેનાથી દિલ લગાડવું અને તેના મોજ–શોખને પોતાનો જીવનધ્યેય બનાવવો, કાફિરોની રીત છે. તો આ હદીષ જાણે એક આયનો છે, જેમાં દરેક મુઅ્મિન પોતાનો ચહેરો જોઇ શકે છે.

## દુનિયા ફાની કે ક્ષણભંગુર છે અને આખિરત ગેરફાની. માટે આખિરતના ચાહક બનો :

(۲۹) عَنْ أَبِي مُوسٰى قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ اَحَبَّ دُنْيَاهُ أَضَرَّ بِاٰخِرَتِهٖ وَمَنْ اَحَبَّ اٰخِرَتَهٗ اَضَرَّ بِدُنْيَاهُ فَاٰثِرُوْا مَا يَبْقٰى عَلٰى مَا يَفْنٰى۔

(رواه احمد البيهقى فى شعب الإيمان)

(૨૯) **તરજુમો** : હઝરત અબૂ મૂસા (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જે માણસ દુનિયાને પોતાની પ્રિય તથા ધ્યેય બનાવશે, તે પોતાની આખિરતનું અવશ્ય નુકસાન કરશે અને જે કોઈ આખિરતને મહબૂબ બનાવશે, તે પોતાની દુનિયાને અવશ્ય નુકસાન કરશે, તો (જ્યારે દુનિયા અને આખિરતમાંથી એકને પ્રિય બનાવવાથી બીજાનું નુકસાન વેઠવું આવશ્યક અને અનિવાર્ય છે, તો સમજદારીનો તકાઝો એ જ છે કે) ફના થનારી દુનિયાના મુકાબલામાં બાકી રહેનારી આખિરતને ઈખ્તિયાર કરો.'

(મુસ્નદે અહમદ, બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : દેખીતું છે કે જે માણસ દુનિયાને પોતાનો મકસદ તથા ધ્યેય બનાવશે, તો તેની મૂળ ચિંતા તથા કોશિશ દુનિયાના જ માટે હશે અને આખિરતને ક્યાં તો તે સંપૂર્ણ જ ભૂલી જશે અથવા તેના માટે ખૂબ જ ઓછો પ્રયાસ કરશે, જેના પરિણામે હર હાલમાં આખિરતનું નુકસાન થશે. એ જ રીતે આખિરતને મહબૂબ અને મતલૂબ–ઈચ્છનીય બનાવનાર દુનિયા વધારે ન સમેટી શકશે. તો ઈમાનવાળાને જોઈએ કે તે પોતાની ચાહત માટે આખિરતને પસંદ કરે, જે સદા રહેનારી–અમર છે; જ્યારે દુનિયા તો ફક્ત ચાર દિવસની મહેમાન છે.

## અલ્લાહ તઆલાથી સંબંધ વિના આ દુનિયા લા'નતી–ફિટકારવાળી છે :

(٣٠) عَنْ اَبِيْ هُرَيْرَةَ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اَلَا اِنَّ الدُّنْيَا مَلْعُوْنَةٌ مَلْعُوْنٌ مَا فِيْهَا إِلَّا ذِكْرُ اللهِ عَزَّ وَ جَلَّ وَمَا وَالَاهُ وَ عَالِمٌ اَوْ مُتَعَلِّمٌ. (رواه الترمذى وابن ماجه)

(૩૦) **તરજુમો** : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ખબરદાર ! દુનિયા અને જે કંઈ દુનિયામાં છે, તેના પર અલ્લાહ તઆલાની ફિટકાર છે અને તેના માટે રહમતથી મહરૂમી છે, સિવાય અલ્લાહ તઆલાની યાદ–ઝિક્ર અને તે વસ્તુઓ જેમનો અલ્લાહ તઆલાની સાથે કોઈક સંબંધ તથા વાસ્તો છે તથા સિવાય આલિમ અને મુતઅલ્લિમના (ઈલ્મે દીન જાણનાર તથા શીખનારના).

(જામિઅ્ તિરમિઝી, સુનને ઈબ્ને માજહ)

**ખુલાસો** : મતલબ આ છે કે અલ્લાહ તઆલાથી બેપરવા કરનારી આ દુનિયા જેની તલબ તથા ચાહતમાં ઘણાં નાદાન માનવી અલ્લાહ તઆલા તથા આખિરતને ભૂલી જાય છે; પોતાની હકીકત અને પરિણામની દૃષ્ટિએ એટલી નીચ અને એવી મુરદાર છે કે અલ્લાહ તઆલાની વિશાળ રહમતમાં પણ તેના માટે કોઈ હિસ્સો નથી. હા, આ દુનિયામાં અલ્લાહ તઆલાની યાદ અને જે ચીજોથી તેનો સંબંધ છે, ખાસ કરીને ઈલ્મે દીન ધરાવનારા તથા તેને શીખનારાઓ પર અલ્લાહ (કરીમની) કૃપા છે. સારાંશ કે માણસનું જીવન જો અલ્લાહ તઆલાની યાદ અને તેના પ્રત્યક્ષ કે પરોક્ષ તઅલ્લુકથી અને દીનના ઈલ્મ અને તેના શીખવાથી ખાલી છે, તો તે રહમત–કૃપાનું હકદાર નથી, બલકે લા'નત–ફિટકારને પાત્ર છે.

## દુનિયાનો ચાહક ગુનાહોથી નથી બચી શકતો :

(۳۱) عَنْ أَنَسٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ هَلْ مِنْ اَحَدٍ يَمْشِيْ عَلَى الْمَاءِ إِلَّا ابْتَلَّتْ قَدَمَاهُ ؟ قَالُوْا لَا يَا رَسُوْلَ اللّٰهِ قَالَ كَذَالِكَ صَاحِبُ الدُّنْيَا لَا يَسْلَمُ مِنَ الذُّنُوْبِ. (رواه البيهقى فى شعب الإيمان)

(૩૧) **તરજુમો :** હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ ફરમાવ્યું : 'શું કોઈ એવો (માણસ) છે કે પાણી પર ચાલે અને તેના પગ ન ભીંજાય–ન પલળે ?' અરજ કરવામાં આવી : એવો તો કોઈ નથી હોઈ શકતો, હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : એ જ રીતે દુનિયાદાર ગુનાહોથી સલામત નથી રહી શકતો. (બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : દુનિયાદારથી મુરાદ તે માણસ છે, જે દુનિયાને ધ્યેય બનાવીને તેમાં લાગે. એવો માણસ ગુનાહોથી શી રીતે બચી શકે છે ? પરંતુ જો બંદાનો એ હાલ હોય કે મકસદ તો અલ્લાહ તઆલાની રઝામંદી અને આખિરત હોય અને દુનિયાની મશગૂલીને પણ તે અલ્લાહ તઆલાની રઝા તથા આખિરતની કામિયાબીનો ઝરીઅહ–માધ્યમ બનાવે તો તે દુનિયાદાર ન ગણાશે અને દુનિયામાં જાહેરી કે બાહ્ય પૂરી મશગૂલી છતાં તે ગુનાહોથી બચી પણ શકશે.

## અલ્લાહ તઆલા પોતાના પ્યારાઓને દુનિયાથી બચાવે છે :

(۳۲) عَنْ قَتَادَةَ بْنِ النُّعْمَانِ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ إِذَا اَحَبَّ اللّٰهُ عَبْدًا حَمَاهُ الدُّنْيَا كَمَا يَظَلُّ اَحَدُكُمْ يَحْمِيْ سَقِيْمَهُ الْمَاءَ.

(رواه احمد والترمذى)

(૩૨) **તરજુમો** : હઝરત કતાદહ બિન નુઅ્માન (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જ્યારે અલ્લાહ તઆલા કોઇ બંદાથી મુહબ્બત કરે છે તો દુનિયાથી તેને એ રીતે પરહેઝ કરાવે છે, જે રીતે તમારામાંથી કોઇ પોતાના બીમારને પાણીથી પરહેઝ કરાવે છે (જ્યારે કે તેને પાણીથી નુકસાન થતું હોય).'

(મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : દુનિયા અસલમાં તે જ છે, જે અલ્લાહ તઆલાથી ગાફિલ કે વિમુખ કરે અને જેમાં લાગવાથી આખિરતનો રસ્તો મોડો થાય તો અલ્લાહ તઆલા જે બંદાઓથી મુહબ્બત કરે છે અને પોતાની ખાસ નેઅમતોથી જેમને નવાઝવા ચાહે છે, તેમને એ મુરદાર દુનિયાથી એ રીતે બચાવે છે, જે રીતે આપણે પોતાના રોગીઓને પાણીથી પરહેઝ કરાવીએ છીએ.

## પોતાને મુસાફિર અને આ દુનિયાને જેલખાનું સમજો :

(۳۳) عَنْ عَبْدِاللّٰهِ بْنِ عُمَرَ رَضِيَ اللّٰهُ عَنْهُمَا قَالَ اَخَذَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بِمَنْكِبَيَّ فَقَالَ كُنْ فِي الدُّنْيَا كَاَنَّكَ غَرِيْبٌ اَوْعَابِرُ سَبِيْلٍ.

(رواه البخاری)

(૩૩) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારા બન્ને ખભા પકડીને મને ઈરશાદ ફરમાવ્યો કે, 'દુનિયામાં એવી રીતે રહે કે જાણે તું પરદેશી છે અથવા રસ્તે ચાલતો મુસાફિર.' (બુખારી શરીફ)

**ખુલાસો** : એટલે જે રીતે કોઈ મુસાફિર પરદેશને અને રસ્તાને પોતાનું મૂળ વતન નથી માનતો અને ત્યાં પોતાના માટે લાંબીલચ વ્યવસ્થા નથી કરતો, એ જ રીતે મુઅ્મિનને જોઈએ કે આ દુનિયાને પોતાનું અસલી વતન ન સમજે અને તેની એવી ચિંતા ન કરે, જાણે તેને અહીં જ–હંમેશા રહેવાનું છે, બલકે તેને પરદેશ તથા રસ્તો સમજે.

હકીકત એ છે કે અમ્બિયા (અલયહિમુસ્સલામ) માનવીઓને જેવો ઈન્સાન બનાવવા ચાહે છે તથા પોતાની તાલીમો–તરબિયતથી તેમનું જે વ્યક્તિત્વ કે સીરત ઘડવા ચાહે છે, તેની બુનિયાદ એ જ છે કે માનવી આ દુનિયાની જિંદગીને તદન કામચલાઉ–થોડા દિવસની સમજે અને મૃત્યુ પછીની જિંદગીને અસલી તથા કાયમી સમજીને તેની ચિંતા અને તૈયારીમાં એવી રીતે લાગેલો રહે કે જાણે ત્યાંની જિંદગી તેની આંખો સામે છે અને જાણે તે, તે દુનિયામાં પહોંચી ગયો છે.

## દુનિયા અને આખિરત પર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો એક ખુત્બહ :

(٣٤) عَنْ عَمْرٍو اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ خَطَبَ يَوْمًا فَقَالَ فِيْ خُطْبَتِهٖ أَلَا اِنَّ الدُّنْيَا عَرَضٌ حَاضِرٌ يَأْكُلُ مِنْهُ الْبَرُّ وَ الْفَاجِرُ اَلَا وَاِنَّ الْاٰخِرَةَ اَجَلٌ صَادِقٌ وَّيَقْضِيْ فِيْهَا مَلِكٌ قَادِرٌ اَلَا وَاِنَّ الْخَيْرَ كُلَّهٗ بِحَذَافِيْرِهٖ فِي الْجَنَّةِ اَلَا وَاِنَّ الشَّرَّ كُلَّهٗ بِحَذَافِيْرِهٖ فِي النَّارِ اَلَا فَاعْمَلُوْا وَاَنْتُمْ مِنَ اللّٰهِ عَلٰى حَذَرٍ وَاعْلَمُوْا اَنَّكُمْ مُعْرَضُوْنَ عَلٰى اَعْمَالِكُمْ فَمَنْ يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ خَيْرًا يَّرَهٗ وَمَنْ يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ شَرًّا يَّرَهٗ. (رواه الشافعی)

(૩૪) **તરજુમો** : હઝરત અમ્ર બિન આસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ ખુત્બહ આપ્યો, તેમાં ઈરશાદ ફરમાવ્યો કે; સાંભળી લો, અને યાદ રાખો ! દુનિયા એક આરઝી અને કામચલાઉ સોદો છે, જે અત્યારે હાજર તથા રોકડ છે, (અને તેની કોઈ કદર–કિંમત નથી, તેથી) તેમાં દરેક સારા–બુરાનો ભાગ છે અને સૌ તેમાંથી ખાય છે અને યકીન કરો કે, આખિરત નક્કી સમયે આવનારી એક સત્ય, ન ટળે એવી હકીકત છે અને સર્વશક્તિમાન શહેનશાહ તેમાં જ (લોકોના અમલ પ્રમાણે બદલા તથા સજાનો) ફેંસલો કરશે.

યાદ રાખો કે, સઘળી ભલાઈ, ખુશગવારી તથા તેના સઘળા પ્રકાર જન્નતમાં છે, અને સઘળી ખરાબી, દુઃખ અને તેના સર્વે પ્રકાર દોઝખમાં છે. તો ખબરદાર ! ખબરદાર ! (જે કંઈ કરો) અલ્લાહ તઆલાથી ડરીને કરો (અને પ્રત્યેક કામ કરતી વેળા આખિરતમાં તેના અંજામને નજર સામે રાખો) અને યકીન રાખો કે તમને પોતપોતાના અમલોની સાથે અલ્લાહ તઆલાની રૂબરૂ હાજર કરાશે તો જેણે જરા–કણ જેટલી કોઈ નેકી કરી હશે, તે તેને જોઈ લેશે અને જેણે જરા–કણ જેટલી કોઈ બુરાઈ કરી હશે, તે તેને પણ તે પામી લેશે.

(મુસ્નદે ઈમામ શાફિઈ રહ્‌મતુલ્લાહિ અલયહ)

**ખુલાસો** : માનવીની સૌથી મોટી બદનસીબી તથા સેંકડો પ્રકારની બુરાઈઓની જડ એ છે કે, તે અલ્લાહ તઆલાના હુકમો તથા આખિરતના અંજામથી બેપરવા થઈને જીવન વિતાવે અને પોતાની મનેચ્છાઓ તથા દુનિયાની ફાની લઝ્ઝતોને પોતાનો ધ્યેય કે મકસદ બનાવે. – તેનું કારણ એ હોય છે કે દુનિયામાં જે કંઈ છે, તે આંખોની સામે છે; જ્યારે અલ્લાહ તઆલા તથા આખિરત આંખોથી ઓઝલ–અદશ્ય છે, તેથી ઈન્સાનોને એ બરબાદીથી બચાવવાનો રસ્તો આ જ છે કે તેમની સામે દુનિયાની બેહકીકત તથા આખિરતની અહમિય્યત કે અગત્યતાને ભારપૂર્વક પેશ કરાય અને કિયામતમાં અલ્લાહ તઆલાની સામે હાજરી તથા કર્મોનો બદલો અને જન્નત–દોઝખનું યકીન તેમનાં દિલોમાં ઉતારવાની કોશિશ કરવામાં આવે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઉપરના ખુત્બહનો સાર તથા વિષય એ જ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બહુધા ખુત્બાઓ તથા ઉપદેશોમાં એ જ પાયાનો વિષય રહેતો હતો.

**ચેતવણી** : આ વાત ઘણી ખતરનાક તથા ચિંતાજનક છે કે દીનની દા'વત અને વઅઝો–નસીહતમાં દુનિયાની પાયદારી તથા આખિરતની અગત્યતાનું બયાન અને જન્નત–દોઝખનું વર્ણન જે ઈમાન–યકીન તથા તાકાતની સાથે થવું જોઈએ, આપણા આ જમાનામાં તેનો રિવાજ ખૂબ ઓછો, જાણે નહીં જેવો રહ્યો છે; અને તેમાં પણ તેવી જ વાતોનો રિવાજ વધી રહ્યો

છે, જે પ્રકારની વાતો ભૌતિક ચળવળો તથા દુન્યવી બંદોબસ્ત કરવામાં આવે છે.

## દુનિયાથી ન લપેટાઓ અને આખિરતના તાલિબ બનો :

(۳۵) عَنْ جَابِرٍ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَ سَلَّمَ اِنَّ اَخْوَفَ مَا اَتَخَوَّفُ عَلٰى اُمَّتِى الْهَوٰى وَطُوْلُ الْاَمَلِ فَاَمَّا الْهَوٰى فَيَصُدُّ عَنِ الْحَقِّ وَاَمَّا طُوْلُ الْاَمَلِ فَيُنْسِى الْاٰخِرَةَ وَهٰذِهِ الدُّنْيَا مُرْتَحِلَةٌ ذَاهِبَةٌ وَهٰذِهِ الْاٰخِرَةُ مُرْتَحِلَةٌ قَادِمَةٌ وَلِكُلِّ وَاحِدٍ مِنْهُمَا بَنُوْنَ فَاِنِ اسْتَطَعْتُمْ اَنْ لَا تَكُوْنُوْا مِنْ بَنِى الدُّنْيَا فَافْعَلُوْا فَاِنَّكُمُ الْيَوْمَ فِىْ دَارِ الْعَمَلِ وَلَا حِسَابَ وَاَنْتُمْ غَدًا فِىْ دَارِ الْاٰخِرَةِ وَلَا عَمَلَ. (رواه البيهقى فى شعب الإيمان)

(૩૫) હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હું પોતાની ઉમ્મત પર જે બલાઓના આવવાથી ડરું છું, તેમાં સૌથી વધુ ડરવાની વસ્તુઓ હવા, મનેચ્છાઓ તથા લાંબી આરઝૂઓ છે. (હવાથી મુરાદ અત્રે આ છે કે દીન અને મઝહબના વિશે પોતાની મનેચ્છાઓની પેરવી કરવામાં આવે અને તૂલે અમલ આ છે કે દુનિયાના જીવનમાં લાંબી લાંબી આરઝૂઓ દિલમાં ઉછેરવામાં આવે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ બન્ને બીમારીઓને ખૂબ વધારે ભયંકર બતાવી અને આગળ એનું કારણ એ (ઈરશાદ ફરમાવ્યું) કે મનેચ્છા તો હકના સ્વીકારથી માનવીને રોકે છે અને લાંબી લાંબી આરઝૂઓ આખિરતને ભુલાવી દે છે અને તેની ફિકર તથા તૈયારીથી ગાફિલ કરી દે છે. (એ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે) 'આ દુનિયા દિન–બ–દિન ચાલી રહી છે–પસાર થઇ રહી છે; (ક્યાંય તેને થોભ નથી) અને આખિરત (ત્યાંથી)

ચાલી પડી છે; આવી રહી છે અને તે બન્નેનાં બચ્ચાં છે (એટલે કે માનવીઓમાંથી કેટલાક તે છે જે દુનિયાથી એવો લગાવ રાખે છે, જેમ બાળકોને પોતાની મા'થી હોય છે અને કેટલાક તે છે જેમને એવી માયા, દુનિયાને બદલે આખિરતથી હોય છે.) તો હે લોકો ! જો તમે કરી શકો, તો એમ કરો કે દુનિયાથી ચીમટનારા તેનાં બાળકો ન બનો, (બલકે આ દુનિયાને કાર્યસ્થળ યા કર્મભૂમિ સમજો !) તમે અત્યારે દારુલ અમલમાં છો, (અહીં તમારે ફક્ત મહેનત તથા કમાણી કરવાની છે) અને અહીં હિસાબ તથા જઝા–સજા નથી અને કાલે તમે (અહીંથી કૂચ કરીને) આખિરતના ઘરમાં પહોંચનાર છો ત્યાં કોઈ અમલ ન હશે, (બલકે દુનિયામાં કરેલ કર્મોનો હિસાબ તથા બદલો–કર્મફળ હશે.)

**ખુલાસો** : રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષમાં ઉમ્મતના વિશે જે બે મહાન બીમારીઓથી ડરાવ્યા તથા ચેતવ્યા છે, એક મનેચ્છા અને બીજી લાંબી લાંબી આરઝૂઓ. વિચાર કરો તો તેમણે જ ઉમ્મતના ઘણા મોટા ભાગને તબાહ કર્યો છે. જેઓમાં વિચારો– અકીદાઓની ગુમરાહીઓ છે, તેઓ મનેચ્છાઓના રોગી છે અને જેમના અમલ ખરાબ છે, તેઓ તૂલે અમલ–લાંબા અરમાનો તથા દુનિયાની મુહબ્બતના શિકાર અને આખિરતની ચિંતા, તૈયારીથી બેપરવા છે. ઈલાજ તે જ છે, જે અંતમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બતાવ્યો કે તેમનાં દિલોમાં એ યકીન–શ્રદ્ધા પેદા થાય કે દુનિયાની જિંદગી ફાની તથા ફક્ત થોડા દિવસની છે, જ્યારે અસલ તથા કાયમી જિંદગી આખિરતની જ છે. એ યકીન પેદા થયા પછી વિચારો તથા કર્મોની ઈસ્લાહ આસાન થઈ જશે.

## દોલતની વિપુલતાનો ખતરો તથા હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આગાહી :

(٣٦) عَنْ عَمْرِو بْنِ عَوْفٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَوَاللّٰهِ لَا الْفَقْرَ اَخْشٰى عَلَيْكُمْ وَلٰكِنْ اَخْشٰى عَلَيْكُمْ اَنْ تُبْسَطَ عَلَيْكُمُ الدُّنْيَا

كَمَا بُسِطَتْ عَلٰى مَنْ كَانَ قَبْلَكُمْ فَتَنَا فَسُوْهَا كَمَا تَنَا فَسُوْهَا وَتُهْلِكَكُمْ كَمَا اَهْلَكَتْهُمْ. (رواه البخاری ومسلم)

(૩૬) **તરજુમો** : હઝરત અમ્ર બિન ઔફ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, હું તમારા પર ગરીબી આવવાથી નથી ડરતો, પરંતુ મને તમારા વિશે આ ડર જરૂર છે કે દુનિયા તમારા પર વધારે વિશાળ કરી દેવામાં આવે, જેમ કે તમારાથી આગળના લોકો પર વિશાળ કરી દેવામાં આવી હતી. પછી તમે તેને ખૂબ વધારે ચાહવા લાગો, જેમ કે તેમણે તેને ખૂબ વધારે ચાહી હતી (અને તેઓ તેના દીવાના બની ગયા હતા). પછી તે તમને બરબાદ કરી દે, જેમ કે તેણે તે આગલા લોકોને બરબાદ કરી દીધા. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમુક આગલી કોમો તથા ઉમ્મતોનો એ અનુભવ હતો કે, જ્યારે તેમની પાસે દુનિયાની દોલત ખૂબ વધી ગઈ, તો તેમની લોભ–લાલચ ઓર વધી ગયાં અને તેઓ દુનિયાના દીવાના બની ગયા અને તેમણે મૂળ જીવનધ્યેયને ભુલાવી દીધો. પછી તેના કારણે તેઓમાં આપસમાં હસદ–ઈર્ષ્યા અને દુશ્મની પેદા થઈ અને અંતે તેમની એ દુનિયાની પૂજાએ તેમને તબાહ–બરબાદ કરી દીધા. આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પોતાની ઉમ્મત વિશે એનો જ વધારે ડર હતો. ઉપરની હદીષમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ શફકતના લઈ ઉમ્મતને એ જ ખતરાથી આગાહ કરી છે. આપનો હેતુ એ ખુશનુમા ફિત્નાની ભયાનકતાથી ઉમ્મતને ખબરદાર કરવાનો છે, જેથી વખત આવ્યે તેની બુરી અસરોથી પોતાને બચાવવાની ઉમ્મત ફિકર કરે.

## આ ઉમ્મતનો ખાસ ફિત્નો દોલત છે :

(۳۷) عَنْ كَعْبِ بْنِ عِيَاضٍ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ: اِنَّ لِكُلِّ اُمَّةٍ فِتْنَةً وَفِتْنَةُ اُمَّتِى الْمَالُ. (رواه الترمذی)

(૩૭) **તરજુમો** : હઝરત કઅબ બિન ઈયાઝ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું : આપ ફરમાવતા હતા કે, 'દરેક ઉમ્મત માટે કોઈ ખાસ આઝમાઈશ હોય છે અને મારી ઉમ્મતની ખાસ આઝમાઈશ માલ છે.' (તિરમિઝી શરીફ)

**ખુલાસો** : મતલબ આ છે કે મારી પયગમ્બરીના દૌરમાં (જે અત્યારથી કિયામત સુધી છે તેમાં) માલ–દોલતને એટલી અગત્ય મળશે અને તેની લાલચ એટલી વધી જશે કે, તે જ આ ઉમ્મતનો સૌથી મોટો ફિત્નો હશે. (કુરઆન શરીફમાં પણ માલને ફિત્નો કહેવામાં આવ્યો છે) અને એ હકીકત છે કે નબવી યુગથી લઈને આપણાં આ સમયની તારીખ–ઈતિહાસ પર જે માનવી પણ નજર નાખશે, તે સ્પષ્ટ જોશે કે ધન–દોલતની અહમ્મિય્યત તથા હવસ વધતી રહી છે તથા વધતી જઈ રહી છે. એ જ આ દૌરનો સૌથી મોટો ફિત્નો છે, જેણે અલ્લાહ તઆલાના બેશુમાર બંદાઓને તેની બગાવત અને નાફરમાનીની રાહ પર નાખીને મૂળ નેકબખ્તીથી મહરૂમ કરી દીધા છે, બલકે દીનના દુશ્મનો, એ ફિત્નાની આડમાં જ પોતાના દજ્જાલી વિચારો દુનિયામાં ફેલાવે છે.

## ધન–દોલત તથા ઈઝ્ઝત–આબરૂની મુહબ્બત દીનને બરબાદ કરનારી છે :

(٣٨) عَنْ أَنَسٍ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَا ذِئْبَانِ جَائِعَانِ اُرْسِلَا فِىْ غَنَمٍ بِاَفْسَدَ لَهَا مِنْ حِرْصِ الْمَرْءِ عَلَى الْمَالِ وَالشَّرَفِ لِدِيْنِهٖ.

(رواہ الترمذی والدارمی)

(૩૮) **તરજુમો** : હઝરત કઅબ બિન માલિક (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : બે ભૂખ્યા વરુને બકરીઓના ટોળામાં છોડી દેવામાં આવે, તે બકરીઓને એથી વધારે બરબાદ નથી કરી શકતા, જેટલો બરબાદ માનવીના દીનને માલ તથા ઈઝ્ઝતની લાલચ કરે છે. (જામિઅ્ તિરમિઝી, મુસ્નદે દારિમી)

**ખુલાસો :** મતલબ આ છે કે ધન તથા ઈઝ્ઝતની મોહમાયા માનવીના દીનને તથા અલ્લાહ તઆલા સાથેના તઅલ્લુકને એથી વધુ નુકસાન કરે છે, જેટલું નુકસાન બકરીઓના ટોળાને ભૂખ્યા વરુઓ પહોંચાડી શકે છે.

## માલની તથા દુનિયાની મુહબ્બત ઘડપણમાં પણ જવાન રહે છે :

(٣٩)عَنْ أَنَسٍ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَ سَلَّمَ يَهْرُمُ اِبْنُ اٰدَمَ وَيَشِبُّ فِيْهِ اِثْنَانِ اَلْحِرْصُ عَلَى الْمَالِ وَالْحِرْصُ عَلَى الْعُمْرِ.

(رواه البخاری ومسلم)

(૩૯) **તરજુમો :** હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'માણસ ઘરડો થઈ જાય છે (અને ઘડપણના કારણે તેની સઘળી શક્તિઓ કમઝોર થઈ જાય છે) પરંતુ તેના નફસની બે ખસ્લતો ઓર વધારે જવાન તથા શક્તિશાળી થતી રહે છે; એક છે દોલતની લાલચ અને બીજી છે ઉંમર વધવાની લાલચ.'

(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો :** અનુભવ તથા પ્રત્યક્ષદર્શન ગવાહ છે કે માણસોનો આમ–સામાન્ય હાલ એ જ છે અને તેનું કારણ પણ દેખીતું છે. વાત આમ છે કે માનવીના મનમાં ઘણી બધી ખોટી ઈચ્છાઓ પેદા થાય છે, જે ત્યારે જ પૂરી થાય છે જ્યારે કે તેના હાથમાં પૈસો હોય અને જિંદગી તથા શક્તિ પણ હોય અને એ ખ્વાહિશોનાં નુકસાનો, બરબાદીઓથી માનવીઓને બચાવવાનું કામ 'અક્કલના ચોકીદાર'નું છે; પરંતુ ઘડપણની અસરથી જ્યારે બીચારી બુદ્ધિ પણ ક્ષીણ–કમજોર થઈ જાય છે, તો તે મનેચ્છાઓ પર કંટ્રોલ કરવાથી લાચાર થઈ જાય છે, જેના પરિણામે ઘડપણમાં ઘણી ખ્વાહિશો ઉચ્ચ દરજ્જે પહોંચી જાય છે, તેથી ઉંમર વધવા સાથે, દોલત તથા દુનિયામાં વધુથી વધુ રહેવાની લાલચ તથા ચાહત ઓર તરક્કી કરતી રહે છે. અલબત્ત, આ હાલ

સામાન્ય લોકોનો છે. અલ્લાહવાળા જેમણે આ દુનિયા અને તેની ખ્વાહિશોની હકીકત તથા અંજામને સમજી લીધો છે અને પોતાના નફસની તરબિયત કરી લીધી છે, તેઓ એનાથી બાકાત છે.

(٤٠) عَنْ اَبِیْ هُرَيْرَةَ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لَا يَزَالُ قَلْبُ الْكَبِيْرِ شَابًّا فِیْ حُبِّ الدُّنْيَا وَطُوْلِ الْاَمَلِ. (رواه البخاری ومسلم)

(૪૦) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'ઘરડા માણસનું દિલ બે ચીઝોમાં 'હંમેશા યુવાન રહે છે, એક તો દુનિયાની મુહબ્બત અને બીજી લાંબી લાંબી આરઝૂઓ.'

**ખુલાસો** : આમ માનવીઓનો આ જ હાલ છે, પરંતુ અલ્લાહવાળાઓનો, દુનિયાના બદલે અલ્લાહ તઆલાની મુહબ્બત તથા આખિરતની નેઅમતોનો શોખ ઘડપણમાં પણ લગાતાર વધતો રહે છે.

## દોલતમાં વધારાના લોભને કોઈ થોભ નથી :

(٤١) عَنِ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللهُ عَنْهُمَا عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لَوْ كَانَ لِابْنِ اٰدَمَ وَادِيَانِ مِنْ مَالٍ لَابْتَغٰى ثَالِثًا وَلَا يَمْلَأُ جَوْفَ ابْنِ اٰدَمَ اِلَّا التُّرَابُ وَيَتُوْبُ اللهُ عَلٰى مَنْ تَابَ. (رواه البخاری ومسلم)

(૪૧) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જો માનવી પાસે માલ ભરેલા બે મેદાન અને બે જંગલ હોય, તો તે ત્રીજું ઓર ચાહશે અને માનવીનું પેટ તો ફક્ત માટી જ ભરશે (અર્થાત્ દોલતની આ ન મટનારી લાલચ તથા ભૂખ તો કબરમાં જઈને જ ભાંગશે) અને અલ્લાહ તઆલા તે બંદા પર ઈનાયત તથા મહેરબાની કરે છે, જે પોતાનું રુખ અને ધ્યાન તેના (અલ્લાહ) પ્રતિ કરી લે. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : મતલબ આ છે કે માલ–દોલતની લાલચ આમ માણસોનો જાણે ફિતરત–સ્વભાવ છે. જો દોલતથી તેમનાં ઘર પણ ભર્યાં હોય અને જંગલના જંગલ પણ ભર્યાં પડયાં હોય, ત્યારે પણ તેમને સંતોષ ન થશે; તેમાં તેઓ વધારો જ ચાહશે તથા મરતાં સુધી તેમની મનેચ્છાઓનો એ જ હાલ રહેશે. કબ્રમાં જઈને જ દોલતની એ ભૂખ તથા તેને એકત્રિત કરવાના લોભથી મુક્તિ પામશે. હા, જે બંદા તેના બદલે પોતાનું દિલ અલ્લાહ તઆલા સાથે જોડી દે, તેમના પર અલ્લાહ તઆલાનો ખાસ કરમ થાય છે. તેમને અલ્લાહ તઆલા અહિંયા જ દિલનું સુકૂન તથા મનની બેપરવાહી નસીબ ફરમાવી દે છે. પછી આ દુનિયામાં પણ તેમની જિંદગી ખૂબ આનંદ તથા ચેનથી બસર થાય છે.

## આખિરતના તાલિબનું દિલ મુત્મઈન રહે છે અને દુનિયાના તાલિબનું દિલ પરેશાન કે વ્યાકુળ :

(۴۲) عَنْ أَنَسٍ رضی اللہ عنہ اَنَّ النَّبِيَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ مَنْ كَانَتْ نِيَّتُهُ طَلَبَ الْاٰخِرَةِ جَعَلَ اللهُ غِنَاهُ فِيْ قَلْبِهٖ وَجَمَعَ لَهٗ شَمْلَهٗ وَاَتَتْهُ الدُّنْيَا وَهِيَ رَاغِمَةٌ وَمَنْ كَانَتْ نِيَّتُهٗ طَلَبَ الدُّنْيَا جَعَلَ اللهُ الْفَقْرَ بَيْنَ عَيْنَيْهِ وَشَتَّتَ عَلَيْهِ اَمْرَهٗ وَلَا يَاْتِيْهِ مِنْهَا اِلَّا مَا كُتِبَ لَهٗ. (رواه الترمذی ورواه احمد والدارمی)

(૪૨) હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસની નિય્યત તથા અસલ મકસદ પોતાની કોશિશ તથા અમલથી આખિરતની તલબનો હોય, તો અલ્લાહ તઆલા તેને દિલી સંતોષ તથા મખ્લૂકથી બેપરવાહીની કૈફિયત નસીબ ફરમાવશે તથા તેના પરાગંદા (ગરીબી) હાલને દુરુસ્ત ફરમાવી દેશે અને દુનિયા પોતે ઝલીલ થઈને તેની પાસે આવશે, જ્યારે જેનો મકસદ દુનિયાની તલબ હશે તો અલ્લાહ તઆલા મોહતાજીના ચિહ્નો તેની પેશાનીની વચ્ચે અને તેના ચહેરા પર પેદા કરી દેશે અને તેના હાલને પરાગંદા કરી દેશે (જેના લઈ તેને સંતોષની દોલત ક્યારેય નસીબ ન થશે અને

પૂરી ભાગદોડ–કોશિશ છતાં પણ) આ દુનિયા તેને બસ તેટલી જ મળશે, જેટલી તેના માટે પ્રથમથી જ લખાઈ ચૂકી હશે.

(રવાહુ ત્તિરમિઝી વ રવાહુ અહમદ વ દારિમી)

**ખુલાસો** : મતલબ એ છે કે જે બંદો આખિરત પર યકીન રાખીને તેની કામિયાબીને જ પોતાનો ધ્યેય બનાવી લે છે, તો અલ્લાહ તઆલા દુનિયાના વિશે તેને કનાઅત–સંતોષ નસીબ ફરમાવી દે છે અને દુનિયા જેટલી તેના મુકદ્દરમાં હોય છે, તે ગમે તે રસ્તેથી તેની પાસે પહોંચી જાય છે, તેથી ઊલટું જે દુનિયાને પોતાનો મકસદ બનાવી લે છે, તો અલ્લાહ તઆલા મોહતાજી (નોડર) તથા પરેશાનહાલી તેના પર સવાર કરી દે છે, જેની અસરો તેના ચહેરા પર વર્તાય છે, અને દુનિયા પાછળ ખૂન–પસીનો એક કર્યા પછી તેટલું જ મળે છે, જે પ્રથમથી જ તેના માટે મુકદ્દર છે, જ્યારે હકીકત આમ છે, તો બંદાને જોઈએ કે આખિરતને જ પોતાનો ધ્યેય બનાવે અને દુનિયાને બસ કામચલાઉ જરૂરત સમજીને તેની ફક્ત એટલી જ ચિંતા કરે, જેટલી કોઈ નાશવંત–ફના થનારી ચીજની ચિંતા કરવી જોઈએ.

## દોલતમાં બંદાનો ખરો ભાગ કયો છે ? :

(٤٣) عَنْ اَبِىْ هُرَيْرَةَ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ الْعَبْدُ مَالِىْ مَالِىْ وَاِنَّ مَا لَهٗ مِنْ مَّالِهٖ ثَلٰثٌ مَا اَكَلَ فَاَفْنٰى اَوْ لَبِسَ فَاَبْلٰى اَوْ اَعْطٰى فَاقْتَنٰى وَمَا سِوٰى ذَالِكَ فَهُوَ ذَاهِبٌ وَتَارِكُهٗ لِلنَّاسِ. (رواه مسلم)

(૪૩) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બંદો કહે છે : મારો માલ, મારો માલ ! હાલાંકે તેના માલમાંથી જે ખરેખર તેનો છે, તે ફક્ત ત્રણ ચીજ છે : (૧) જે તેણે ખાઈને ખત્મ કરી દીધો, બીજો તે, જે પહેરીને જૂનો–પુરાણો કરી દીધો, ત્રીજો તે, જે અલ્લાહ તઆલાના રસ્તામાં આપીને પોતાની આખિરત માટે જમા કરાવી દીધો; એ સિવાય જે કંઈ છે, તે બીજાઓના માટે છોડી જનાર છે અને પોતે પણ એક દિવસ વિદાય થઈ જનાર છે.

(મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : મતલબ એ છે કે માનવીના કમાયેલા તથા જમા કરાયેલા માલમાંથી ખરેખર તેનો માલ તે જ છે, જે પોતાની ખાવા–પીવા વગેરે જરૂરિયાતમાં પોતાના માટે વાપર્યો અથવા અલ્લાહના રસ્તામાં આપીને આખિરત માટે જમા કરાવી દીધો; બાકીનો જે છે, તે તેનો નથી, બલકે તે વારસદારોનો છે, જેમના માટે તે છોડી જનાર છે.

(૪૪) عَنْ عَبْدِ اللهِ بْنِ مَسْعُوْدٍ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَ سَلَّمَ اَيُّكُمْ مَالُ وَارِثِهٖ اَحَبُّ اِلَيْهِ مِنْ مَّالِهٖ ؟ قَالُوْا يَا رَسُوْلَ اللهِ مَا مِنَّا اَحَدٌ اِلَّا مَالُهٗ اَحَبُّ اِلَيْهِ مِنْ مَّالِ وَارِثِهٖ قَالَ فَاِنَّ مَالَهٗ مَا قَدَّمَ وَمَالَ وَارِثِهٖ مَا اَخَّرَ.

(رواه البخاری)

(૪૪) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તમારામાંથી કોણ એવો છે, જેને પોતાના માલ કરતાં પોતાના વારિસનો માલ વધારે વહાલો હોય ? (અર્થાત્ પોતાના હાથમાં માલ આવવાથી વધારે પસંદ પોતાના વારિસના હાથમાં આવવો હોય). લોકોએ અરજ કરી : અમારામાંથી તો દરેકનો હાલ આ છે કે તેને પોતાના વારિસોના માલથી વધારે મહબૂબ પોતાનો જ માલ છે (અર્થાત્ અમારામાં કોઈ એવો નથી, જેની એ ચાહત હોય કે માલ તેને ન મળે, બલકે તેના વારિસોને મળે). આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે એ વાત છે તો જાણવું જોઈએ કે, આદમીનો માલ બસ તે જ છે, જેને તેણે આગળ ચાલતો કરી દીધો અને જેટલો તેણે પાછળ છોડયો, તે તેનો નથી, બલકે તેના વારિસોનો છે. (તો સમજદાર માનવીને જોઈએ કે વારિસોના માટે છોડવાથી વધારે ફિકર પોતાની આખિરત માટે ઝખીરહ મહફૂઝ કરી રાખે, જેની સૂરત આ જ છે કે ભેગો કરી કરીને ઘરમાં રાખવાને બદલે નેકીનાં કામોમાં વાપરતો પણ રહે.

(બુખારી શરીફ)

(૪૫) عَنْ اَبِیْ هُرَيْرَةَ يَبْلُغُ بِهٖ قَالَ اِذَا مَاتَ الْمَيِّتُ قَالَتِ الْمَلٰئِكَةُ مَا قَدَّمَ وَقَالَ بَنُوْ اٰدَمَ مَا خَلَّفَ. (رواه البيهقى فى شعب الإيمان)

(૪૫) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ) નકલ કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે મરનાર મરે છે, તો ફરિશ્તા કહે છે અને પૂછે છે કે, 'તેણે પોતાના માટે આગળ શું મોકલ્યું ?' (અર્થાત્ શું ખૈરનાં નેક કામ કર્યાં તથા પોતાની આખિરતના માટે અલ્લાહ તઆલાના ખઝાનામાં શું મૂડી જમા કરાવી છે ?) અને દુનિયામાં માણસો આપસમાં એકબીજાને આમ કહે છે તથા પૂછે છે કે, 'તેણે કેટલો માલ છોડયો ?' (બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

## દોલતના બંદા અલ્લાહ તઆલાની રહમતથી મહરૂમ :

(૪૬) عَنْ اَبِیْ هُرَيْرَةَ رضی الله عنه عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لُعِنَ عَبْدُ الدِّيْنَارِ وَلُعِنَ عَبْدُ الدِّرْهَمِ. (رواه الترمذى)

(૪૬) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, દીનાર (સોનાના સિક્કા)નો બંદો અલ્લાહ તઆલાની રહમતથી મહરૂમ થાય અને દિરહમ (ચાંદીના સિક્કા)નો બંદો અલ્લાહ તઆલાની રહમતથી દૂર રહે. (તિરમિઝી શરીફ)

**ખુલાસો** : જે લોકો ધન–દોલત અને દિરહમો–દીનારના પૂજારી છે અને જેઓએ દોલતને જ પોતાનો મઅ્બૂદ–પૂજ્ય તથા મહબૂબ બનાવી લીધી છે–આ હદીષ શરીફમાં તેમનાથી બેઝારીનું એ'લાન તથા તેમના હકમાં બદદુઆ છે કે, તેઓ રહમતે ઈલાહીથી મહરૂમ તથા દૂર રહે. ધન–દોલતની પૂજા તથા બંદગી એ છે કે તેની ચાહત તથા તલબમાં બંદો એવો સપડાય કે અલ્લાહ તઆલાના હુકમો તથા હલાલ–હરામની હદોની પણ પાબંદી ન રહે.

## હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ કે મને વેપાર તથા દોલત ભેગી કરવાનો હુકમ નથી અપાયો :

(۴۷) عَنْ جُبَيْرِ بْنِ نُفَيْرٍ مُّرْسَلاً قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَا اُوْحِيَ اِلَيَّ اَنْ اَجْمَعَ الْمَالَ وَاَكُوْنَ مِنَ التَّاجِرِيْنَ وَلٰكِنْ اُوْحِيَ اِلَيَّ اَنْ سَبِّحْ بِحَمْدِ رَبِّكَ وَكُنْ مِّنَ السّٰجِدِيْنَ وَاعْبُدْ رَبَّكَ حَتّٰى يَأْتِيَكَ الْيَقِيْنُ.

(رواه فى شرح السنة)

(૪૭) **તરજુમો** : હઝરત જુબૈર બિન નુફૈર તાબિઈથી રિવાયત છે, તેઓ ઈરસાલના તરીકાથી (તે સહાબીના નામના ઉલ્લેખ વિના જેમનાથી તેમને હદીષ પહોંચી છે) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મને અલ્લાહ તઆલા તરફથી એ વહી–ખુદાઈ આદેશ નથી મોકલાયો કે હું માલ–દોલત જમા–ભેગી કરું અને વેપારનો ધંધો અપનાવું, બલકે મને એ આદેશ અપાયો છે કે, પોતાના રબની પાકી તથા વખાણમાં મશગૂલ રહું અને અલ્લાહ તઆલાની હુઝૂરમાં ઝુકનારાઓમાંથી થઈ જાઉં તથા પોતાના પાલનહારની બંદગી મોત આવતાં સુધી કર્યે જાઉં. (શર્હુસ્સુન્નહ)

**ખુલાસો** : જેઓ શરીઅતના ઉસૂલ–નિયમો તથા અહકામ–આદેશોથી કંઈક વાકિફ છે, તેઓ જાણે છે કે, વેપાર કરીને દોલત કમાવવી નાજાઈઝ નથી. શરીઅતના હુકમોનો એક ભાગ વેપાર વગેરે માલી મુઆમલાતથી સંબંધ ધરાવે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતે વેપારીઓની મોટી મોટી ફઝીલતો વર્ણવી છે, જેઓ પ્રામાણિકતા–સચ્ચાઈની સાથે વેપાર કરે છે, પરંતુ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જે ખાસ સ્થાન હતું તથા જે કામ અલ્લાહ તઆલાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી લેવું હતું, તેમાં તિજારત જેવા કોઈ જાઈઝ

આર્થિક મશ્ગલામાં પણ લાગવાની ગુંજાઈશ ન હતી. ઉપરાંત, અલ્લાહ તઆલાએ આપ (સલ્લલલાહુ અલયહિ વ સલ્લમ)ને કનાઅત–આત્મ સંતોષ તથા તવક્કુલ–અલ્લાહ તઆલા પર વિશ્વાસની મોટી મૂડી આપીને એ ચિંતાથી મુક્ત પણ ફરમાવી દીધા હતા.

હદીષનો મતલબ આ જ છે કે મારે તો તે જ કામોમાં પોતાને લગાડવો છે, જેનો મને અલ્લાહ તઆલા તરફથી હુકમ મળ્યો છે. મારું કામ વેપાર અને દોલત ભેગી કરવાનું નથી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઉમ્મતીઓમાંથી પણ અલ્લાહ તઆલાના જે બંદા ખાલિસ–નિર્ભેળ તવક્કુલવાળું જીવન જીવે અને એ રસ્તાની સખતીઓ, તકલીફો પર સબ્ર કરી શકે અને તવક્કુલની દોલત તેમને અલ્લાહ તઆલાએ આપી હોય, તો તેમના માટે પણ એ જ (નબવી તરીકો) શ્રેષ્ઠ છે. હા, બીજાઓએ કોઈ જાઈઝ આર્થિક મશ્ગલો કરવો, ખાસ કરીને આ યુગમાં જરૂરી છે.

## અલ્લાહ તઆલા તરફથી માલદારીની પેશકશ–ઑફર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફક્રને પસંદ કરવું :

(٤٨) عَنْ اَبِىْ اُمَامَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ عَرَضَ عَلَيَّ رَبِّىْ لِيَجْعَلَ لِىْ بَطْحَاءَ مَكَّةَ ذَهَبًا فَقُلْتُ لَا يَارَبِّ وَلٰكِنْ اَشْبَعُ يَوْمًا وَاَجُوْعُ يَوْمًا فَاِذَا جُعْتُ تَضَرَّعْتُ اِلَيْكَ وَذَكَرْتُكَ وَاِذَا شَبِعْتُ حَمِدْتُّكَ وَشَكَرْتُكَ. (رواه احمد والترمذى)

(૪૮) **તરજુમો** : હઝરત અબૂ ઉમામહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ મારી સામે આ વાત મૂકી કે મારા માટે તે મક્કાની વાડીને (અથવા તેની કાંકરીઓને) સોનું બનાવી દે તથા સોનાથી ભરી દે. તો મેં અર્ઝ કરી કે, મારા પરવરદિગાર ! હું પોતાના માટે એ નથી માંગતો, બલકે (હું તો

એ પસંદ કરું છું કે) એક દિવસ પેટ ભરીને ખાઉં અને એક દિવસ ભૂખ્યો રહું. જ્યારે મને ભૂખ લાગે તો આપને યાદ કરું, આપની સામે આજિઝી તથા આહોઝારી કરું અને જ્યારે આપની તરફથી મને ખાવાનું મળે અને મારું પેટ ભરાય તો હું આપના વખાણ અને શુક્ર કરું.

(મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : આથી જણાયું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ગરીબી પોતાની પસંદ કરેલી તથા અલ્લાહ તઆલાથી પોતે માંગેલી હતી.

## સૌથી વધારે રશ્કને લાયક બંદો :

(٤٩) عَنْ اَبِیْ اُمَامَةَ رضی اللہ عنہ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ قَالَ اَغْبَطُ اَوْلِیَائِیْ عِنْدِیْ لَمُؤْمِنٌ خَفِیْفُ الْحَاذِ ذُوْحَظٍّ مِنَ الصَّلٰوةِ اَحْسَنَ عِبَادَةَ رَبِّهٖ وَاَطَاعَهٗ فِی السِّرِّ وَكَانَ غَامِضًا فِی النَّاسِ لَایُشَارُ اِلَیْهِ بِالْاَصَابِعِ وَكَانَ رِزْقُهٗ كَفَافًا فَصَبَرَ عَلٰی ذَالِكَ ثُمَّ نَقَدَ بِیَدِهٖ فَقَالَ عُجِّلَتْ مَنِیَّتُهٗ قَلَّتْ بَوَا كِیْهِ قَلَّ تُرَاثُهٗ. (رواہ احمد والترمذی وابن ماجه)

(૪૯) **તરજુમો** : હઝરત અબૂ ઉમામહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : મારા દોસ્તોમાં સૌથી વધુ રશ્કપાત્ર મારા નજીક તે મુઅ્મિન છે, જે હલકો–ફુલકો (દુનિયાના સર–સામાન તથા બાલ–બચ્ચાનાં હિસાબે) હોય, નમાઝમાં તેનો મોટો ભાગ હોય અને પોતાના રબની બંદગી ખૂબીની સાથે કરતો હોય તથા તેની તાબેદારી તેનો શિઆર–ઓળખચિહ્‌ન હોય અને આ સઘળું એકાંતમાં કરતો હોય તથા તે ગુમનામ હોય, તેની તરફ આંગળીઓથી ઈશારા ન થતા હોય તથા તેની રોઝી પણ જરૂર પૂરતી હોય અને તેના પર સબ્ર–શુક્ર કરતો હોય. પછી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના હાથની ચુટકી વગાડી (જેમ કોઈ વસ્તુના થઈ જવા પર તઅજ્જુબ જાહેર કરવા માટે વગાડાય છે) અને ફરમાવ્યું : જલદી આવી

ગયું તેનું મોત ! અને તેના પર રડનારીઓ પણ ઓછી છે અને તેનો છોડેલ માલ પણ થોડો છે. (મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી તથા સુનને ઈબ્ને માજહ)

**ખુલાસો** : રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈરશાદનો મતલબ આ છે કે, જો કે મારા દોસ્તો તથા અલ્લાહ તઆલાના મકબૂલ બંદાઓના રંગ–ઢંગ અને હાલ–ચાલ વિવિધ છે; પરંતુ તેમાં ખૂબ રશ્કપાત્ર જિંદગી તે મુઅ્મિનોની છે, જેમનો હાલ આ છે કે દુનિયાના સર–સામાન તથા માલ–અવલાદના લિહાઝથી તે ખૂબ હલકા, પરંતુ નમાઝ તથા ઈબાદતોમાં તેમનો ખાસ ભાગ અને તે છતાં એવા અપરિચિત અને ગુમનામ કે આવતાં–જતાં કોઈ તેમની તરફ આંગળી ઉઠાવીને નથી કહેતું કે, 'આ ફલાણા બુઝુર્ગ કે ફલાણા સાહિબ છે.' અને તેમની રોઝી બસ, ગુઝારા પૂરતી, છતાં તેના પર દિલથી સબ્ર અને સંતોષ રાખનારા, જ્યારે મોતનો સમય થયો તો એકદમ રુખ્સત, ન પાછળ વધારે દોલત, ન જમીન–જાગીર કે વાડી–બંગલા વહેંચવાના ઝઘડા અને ન વધારે રડનારીઓ ! વિના શંકાએ અતિ રશ્કના લાયક છે એવા અલ્લાહવાળાઓનાં જીવન અને અલ્લાહ તઆલાનો ફઝલ અને કરમ કે એવા લોકોથી આપણી આ દુનિયા હજી પણ ખાલી નથી.

## ખુશહાલી ચાહનારી બીબીને હઝરત અબુ દરદાઅ્ (રદિયલ્લાહુ અન્હૂ)નો જવાબ :

(૫૦) عَنْ اُمِّ الدَّرْدَاءِ قَالَتْ قُلْتُ لِاَبِي الدَّرْدَاءِ مَالَكَ لَا تَطْلُبُ كَمَا يَطْلُبُ فُلَانٌ فَقَالَ اِنِّي سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ اَمَامَكُمْ عَقَبَةً كَئُوْدًا لَا يَجُوْزُهَا الْمُثْقِلُوْنَ فَاُحِبُّ اَنْ اَتَخَفَّفَ لِتِلْكَ الْعَقَبَةِ.

(رواه البيهقى فى شعب الايمان)

(૫૦) **તરજુમો** : હઝરત ઉમ્મે દરદાઅ્ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મેં અબુ દરદાઅ્ (પોતાના ખાવિન્દ) (રદિયલ્લાહુ અન્હૂ)ને

કહ્યું કે, 'શી વાત છે ? તમે માલ તથા હોદ્દો કેમ નથી માંગતા, જેમ કે ફલાણા ફલાણા માંગે છે ?' તેમણે ફરમાવ્યું કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે કે, 'તમારી સામે એક મોટી ખતરનાક ઘાટી છે; તેને ભારે તથા વધારે બોજવાળા આસાનીથી પાર નહીં કરી શકે, તેથી હું એ જ પસંદ કરું છું કે તે ઘાટીને પાર કરવા માટે હલકો–ફુલકો રહું' (તેથી હું પોતાના માટે માલ તથા ઓહદો તલબ નથી કરતો). (બય્હકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પાછલા દૌરમાં તથા આપના પછી ખુલફાએ રાશિદીનના સમયમાં એવી સૂરતો પેદા થઈ ગઈ હતી કે વિવિધ રસ્તાઓથી માલ આવતો અને ચાહનારાઓ તથા જરૂરતમંદોમાં વહેંચાતો હતો. એ જ રીતે ઘણા લોકોને ખાસ ખિદમતો તથા હોદ્દાઓ પર નક્કી કરાતા હતા અને તેમને તેનો વઝીફો મળતો હતો; જેથી તેમનો ગુઝારો આસાન થઈ જતો હતો; પરંતુ કેટલાક સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) ત્યારે પણ ફક્રો–ફાકાનું જીવન જ પોતાના માટે પસંદ કરતા હતા. હઝરત અબુ દરદાઅ્ (રદિયલ્લાહુ અન્હૂ) પણ તેઓમાંથી જ હતા. તેઓ આખિરતના હિસાબ તથા મેહશરની તકલીફોથી અમન–સુકૂન એમાં જ સમજતા હતા કે દુનિયાથી કમથી કમ લઈને ગમે તેમ બસ ગુઝારો કરી લેવાય. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને બતાવ્યું હતું કે આખિરતની ખતરનાક ઘાટીઓને તે જ લોકો આસાનીથી પાર કરી શકશે, જેઓ દુનિયામાં હલકા–ફુલકા રહેશે અને જેઓ પોતાની ઉપર દુનિયામાં વધારે બોજ લાદશે, તેઓ સરળતાથી તે ઘાટીઓને પાર નહીં કરી શકે.

## મોત તથા ગરીબીમાં ખૈર–ભલાઈનું પાસું :

(૫١) عَنْ مَحْمُوْدِ بْنِ لَبِيْدٍ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِثْنَانِ يَكْرَهُهُمَا ابْنُ اٰدَمَ يَكْرَهُ الْمَوْتَ وَالْمَوْتُ خَيْرٌ لِّلْمُؤْمِنِ مِنَ الْفِتْنَةِ وَيَكْرَهُ قِلَّةَ الْمَالِ وَقِلَّةُ الْمَالِ اَقَلُّ لِلْحِسَابِ. (رواه احمد)

(૫૧) **તરજુમો** : હઝરત મહમૂદ બિન લબીદ (રદિયલ્લાહુ અન્હૂ)થી

રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'બે ચીઝો એવી છે, જેમને માનવી નાપસંદ જ કરે છે (જ્યારે કે તેમાં તેમના માટે મોટી બેહતરી હોય છે.) પ્રથમ, તે મોતને નથી પસંદ કરતો. હાલાંકે મોત તેના માટે ફિત્નાથી બેહતર છે. બીજું, તે નાદારીને નથી પસંદ કરતો, જ્યારે કે માલની કમી આખિરતના હિસાબને ખૂબ ટૂંકો તથા હલકો કરનારી છે.' (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : હકીકત એ જ છે કે દરેક માણસ મોતથી અને ગરીબીથી ગભરાય છે, તેનાથી બચવા ચાહે છે, હાલાંકે મોત એ લિહાઝથી મોટી નેઅમત છે કે મર્યા પછી માનવી દુનિયાના તથા દીન વિશેના ફિત્નાઓથી અમન તથા રક્ષણ મેળવી લે છે અને માલની કમી એ લિહાઝથી મોટી નેઅમત છે કે ગરીબોને આખિરતમાં ખૂબ ટૂંકો હિસાબ દેવાનો થશે અને તે સખત ઘાટીથી ઘણી જલદી તથા આસાનીથી ફારિગ થઈ જશે. જ્યારે માનવી નાદારીની મુસીબતમાં હોય અથવા કોઈ નજીકના સ્નેહીની મોતનો સદમો તેને પહોંચે, ત્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ પ્રકારના ઈરશાદોથી તે મોટું આશ્વાસન અને શાંતિ મેળવી શકે છે.

## સવાલ ન કરનાર અને બાલ–બચ્ચાંવાળો ગરીબ બંદો અલ્લાહ તઆલાને પ્યારો છે :

(૫૨) عَنْ عِمْرَانَ بْنِ حُصَيْنٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

اِنَّ اللّٰهَ يُحِبُّ عَبْدَهُ الْمُؤْمِنَ الْفَقِيْرَ الْمُتَعَفِّفَ اَبَا الْعِيَالِ. (رواه ابن ماجه)

(૫૨) હઝરત ઈમરાન બિન હુસૈન (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાને પોતાનો તે મુઅ્મિન બંદો ખૂબ પ્યારો છે, જે ગરીબ અને બાલ–બચ્ચાંવાળો હોય અને તે છતાં ઈફ્ફતવાળો હોય (એટલે કે નાજાઈઝ રીતે પૈસા મેળવવાથી અને કોઈની સામે પોતાની જરૂરિયાત જાહેર કરવાથી પણ બચતો હોય.) (રવાહુ ઈબ્નુ માજહ)

**ખુલાસો** : નિઃશંક, જે માણસ ગરીબી અને ભૂખની હાલતમાં પણ હરામ તથા શંકાસ્પદ ચીઝોથી પરહેઝ કરે તથા પોતાની તંગી પણ જાહેર ન કરે, તે મોટો હિમ્મતવાન અને અલ્લાહ તઆલાનો પ્યારો બંદો છે.

જે બંદા દુનિયામાં તંગીમાં સપડાયેલા છે, કાશ ! તેઓ ઉપરની હદીષોથી તસલ્લી તથા સબક મેળવે અને અલ્લાહ તઆલાએ તેમને પોતાના મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)વાળું જે ફકીરાનહ જીવન નસીબ કર્યું છે, તેને પોતાના માટે નેઅમત સમજીને સાબિર–શાકિર રહે, તો ગરીબીની તકલીફો જ તેમના માટે રાહત તથા લઝ્ઝતનો સામાન બની જાય.

## પોતાની ભૂખ તથા મોહતાજીને લોકોથી છુપાવનાર માટે અલ્લાહ તઆલાનો વાયદો :

(۵۳) عَنِ بْنِ عَبَّاسٍ رَضِيَ اللهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ جَاعَ اَوْ اِحْتَاجَ فَكَتَمَهُ النَّاسَ كَانَ حَقًّا عَلَى اللهِ عَزَّ وَ جَلَّ اَنْ يَّرْزُقَهٗ رِزْقَ سَنَةٍ مِّنْ حَلَالٍ. (رواه البيهقى فى شعب الايمان)

(૫૩) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે : જે માણસ ભૂખ્યો હોય અથવા તેને કોઈ અન્ય જરૂરત હોય અને તે (જરૂરત)ને લોકોથી છુપાવે (તેને જાહેર કરીને તેમનાથી સવાલ ન કરે), તો અલ્લાહ અઝ્ઝ વ જલ્લના ઝિમ્મે છે કે તેને હલાલ રીતે એક વર્ષની રોઝી અતા ફરમાવે.' (બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : અલ્લાહ તઆલાના ઝિમ્મેનો મતલબ એ છે કે, અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી પોતાનો ક્રમ નક્કી કર્યો છે અને જે બંદો પણ અલ્લાહ તઆલાના એ વાયદા પર અને તેની શાને કરીમી પર દિલના પૂરા યકીન સાથે એનો તજરુબો કરશે તો ઈન્શા અલ્લાહુ તઆલા તેને પૂરો થતો પોતાની આંખોથી તે જોઈ લેશે.

## ઝુહ્દ–નિઃસ્પૃહતા અને તેનાં ફળો તથા બરકતો :

ઝુહ્દનો શબ્દકોશીય અર્થ કોઇ વસ્તુથી બે–રગબત–બેપરવા થઇ જવાનો છે અને મઝહબની પરિભાષામાં આખિરતના માટે દુનિયાની લઝ્ઝતો તથા પસંદગીની વસ્તુઓથી બેપરવા થઇ તેમને છોડી દેવાને કહે છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના અમલથી પણ અને પોતાના ઈરશાદોમાં પણ ઉમ્મતને તેની ખૂબ રગબત–શોખ અપાવ્યો છે અને તેના ઘણા બધા દુનિયાના તથા આખિરતના લાભો તથા બરકતો બયાન ફરમાવ્યા છે.

## ઝુહ્દ–બેરગબતી અપનાવો, (એનાથી) અલ્લાહ તઆલા તથા બંદાઓના પ્યારા બની જશો :

(۵۴) عَنْ سَهْلِ بْنِ سَعْدٍ قَالَ جَاءَ رَجُلٌ فَقَالَ يَا رَسُوْلَ اللّٰهِ دُلَّنِيْ عَلٰى عَمَلٍ اِذَا اَنَا عَمِلْتُهٗ اَحَبَّنِيَ اللّٰهُ وَاَحَبَّنِيَ النَّاسُ قَالَ اِزْهَدْ فِي الدُّنْيَا يُحِبُّكَ اللّٰهُ وَازْهَدْ فِيْمَا عِنْدَ النَّاسِ يُحِبُّكَ النَّاسُ. (رواه الترمذى وابن ماجه)

(૫૪) **તરજુમો :** હઝરત સહલ બિન સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં એક માણસે આવીને અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને એવો અમલ બતાવો કે જ્યારે હું તેને કરું તો અલ્લાહ તઆલાના બંદાઓ પણ મારાથી મુહબ્બત કરે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : દુનિયા તરફથી બેરુખી અપનાવી લો, અલ્લાહ તઆલા તમારાથી મુહબ્બત કરવા લાગશે અને જે (ધન–પ્રતિષ્ઠા) લોકોની પાસે છે તેનાથી મોં ફેરવી લો, લોકો તમારાથી મુહબ્બત કરવા લાગશે.

(તિરમિઝી, ઈબ્ને માજહ)

**ખુલાસો :** એ હકીકત છે કે દુનિયાની માયા–મમતા જ માનવીથી તે સઘળાં કામ કરાવે છે, જેનાથી તે અલ્લાહ તઆલાની મુહબ્બતના લાયક

નથી રહેતો, જ્યારે દુનિયાની મુહબ્બત નીકળી જશે તો દિલ અલ્લાહ તઆલાની મુહબ્બત માટે ફારિગ થઈ જશે, પછી તેની ફરમાંબરદારી એવી ખાલિસ–નિર્ભેળ થવા લાગશે કે તે બંદો અલ્લાહ તઆલાનો મહબૂબ બની જશે. એ જ રીતે જ્યારે કોઇ બંદા વિશે સામાન્ય રીતે લોકો આ જાણી લે કે તે અમારી કોઇ વસ્તુ નથી ચાહતો, ન માલ, ન હોદો કે મન્સબ; તો પછી લોકોનું તેનાથી મુહબ્બત કરવું જાણે માનવ પ્રકૃતિનો ગુણધર્મ છે.

**ફાયદો** : ઝાહિદ–નિઃસ્પૃહ તે છે, જેને મોજશોખની પૂરી તકો મળી હોય, છતાં તે તેમનાથી દિલ ન લગાડે. કોઈએ હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક (રહ્મતુલ્લાહિ અલય્હ)ને ઝાહિદ કહીને પુકાર્યા, તો તેમણે ફરમાવ્યું કે, ઝાહિદ તો ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ્મતુલ્લાહિ અલય્હ) હતા કે સમયના ખલીફા હોવાના લઈ દુનિયા તેમના પગોમાં હતી, છતાં તેમણે તેમાંથી હિસ્સો–લાભ ન લીધો.

## ઝાહિદો–ત્યાગીઓની સોહબતમાં રહ્યા કરો :

(૫૫) عَنْ اَبِيْ هُرَيْرَةَ وَاَبِيْ خَلَّادٍ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِذَا رَأَيْتُمُ الْعَبْدَ يُعْطٰى زُهْدًا فِي الدُّنْيَا وَقِلَّةَ مَنْطِقٍ فَاقْتَرِبُوْا مِنْهُ فَاِنَّهٗ يُلَقَّى الْحِكْمَةَ. (رواه البيهقى فى شعب الإيمان)

(૫૫) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ) તથા અબૂ ખલ્લાદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે તમે કોઇ બંદાને એ હાલતમાં જુઓ કે તેને ઝુહ્દ (દુનિયાથી બે–રગબતી, બે–રુખી) તથા ઓછું બોલવા (અર્થાત્ બેકાર અને બેહૂદી વાતોથી ઝબાનને બચાવવા)નો ગુણ અલ્લાહ તઆલાએ નસીબ ફરમાવ્યો છે, તો તેની પાસે તથા તેની સોહબતમાં રહ્યા કરો, કારણ કે જે બંદાનો આ હાલ હોય છે તેના (દિલમાં) અલ્લાહ તઆલા તરફથી હિકમત ઉતારવામાં આવે છે–નાખવામાં આવે છે.

(બય્હકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો :** હિકમત ઊતરવાનો મતલબ એ છે કે, તે હકીકતોને સહીહ રીતે સમજે છે અને તે જ વાતો તેની ઝબાન પર જારી થાય છે, જે સહીહ તથા લાભદાયી હોય છે; તેની સોહબત કીમિયો સાબિત થાય છે. કુરઆને મજીદમાં છે : **વ મંય્ યુઅ્તલ્ હિક્મ–ત ફકદ્ ઊતિ–ય ખય્રન્ કષીરા.** અર્થ : જેને હિકમત આપવામાં આવી, તેને ઘણી ભલાઈ આપવામાં આવી.

## અલ્લાહ તઆલા તરફથી ઝાહિદ બંદાઓને રોકડ બદલો :

(૫૬) عَنْ اَبِيْ ذَرٍّ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَا زَهِدَ عَبْدٌ فِي الدُّنْيَا اِلَّا اَنْبَتَ اللّٰهُ الْحِكْمَةَ فِيْ قَلْبِهٖ وَاَنْطَقَ بِهَا لِسَانَهٗ وَبَصَّرَهٗ عَيْبَ الدُّنْيَا وَدَاءَهَا وَدَوَاءَهَا وَاَخْرَجَهٗ مِنْهَا سَالِمًا اِلٰى دَارِ السَّلَامِ.

(رواه البيهقى فى شعب الإيمان)

(૫૬) **તરજુમો :** હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે બંદો પણ ઝુહ્દ અપનાવશે તો અલ્લાહ તઆલા અવશ્ય તેના દિલમાં હિકમત ઉગાડશે અને તેની ઝબાન ઉપર પણ હિકમતને જારી કરશે તથા દુનિયાના ઐબો અને બીમારીઓ અને તેનો ઈલાજ) પણ તેને આંખોથી દેખાડશે તથા દુનિયાથી તેને સલામતી સાથે કાઢીને જન્નતમાં પહોંચાડશે.

(બય્હકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો :** મતલબ એ છે કે દુનિયા તથા તેના મોજશોખ છોડી દેનારાઓને અલ્લાહ તઆલા તરફથી પ્રથમ રોકડ બદલો એ મળે છે કે તેમનાં દિલોમાં હિકમત તથા ઈમાનનું બીજ નાખવામાં આવે છે, જે અલ્લાહ તઆલાની ખાસ મહેરબાનીથી વૃદ્ધિ પામતું રહે છે. અંતે તેમની ઝબાનોથી હિકમતનાં ઝરણાં વહેતાં રહે છે અને દુનિયાની ખામીઓ–રોગો જાણે તેમને આંખોથી દેખાડાય છે તથા તેમના ઉપચારની પણ તેમને ખાસ સમજ અપાય છે.

એ સિવાય બીજું ખાસ ઈનામ તે બંદાઓ પર એ થાય છે કે તેમને ઈમાન અને તકવા સાથે અલ્લાહ તઆલા આ દુનિયાથી ઉઠાવે છે અને તેઓને આ ફાની જગતથી કાઢીને હંમેશાની દુનિયા (અર્થાત્ દારુસ્સલામ–જન્નતમાં) પહોંચાડી દેવામાં આવે છે.

## અલ્લાહ તઆલાના ખાસ બંદાઓ મોજ–શોખનું જીવન નથી જીવતા :

(૫૭) عَنْ مُعَاذِ بْنِ جَبَلٍ رضي الله عنه اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَمَّا بَعَثَ بِهٖ اِلَى الْيَمَنِ قَالَ اِيَّاكَ وَالتَّنَعُّمَ فَاِنَّ عِبَادَ اللّٰهِ لَيْسُوْا بِالْمُتَنَعِّمِيْنَ.

(رواه أحمد)

(૫૭) **તરજુમો** : હઝરત મુઆઝ બિન જબલ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જ્યારે તેમને યમનની તરફ રવાના કર્યા તો નસીહત ફરમાવી કે, મુઆઝ ! આરામ તલબી તથા મોજ–મજાથી બચતા રહેજો. અલ્લાહ તઆલાના ખાસ બંદા આરામ–તલબ તથા મોજ–શોખ કરનાર નથી હોતા. (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : દુનિયામાં રાહતો–આરામ તથા મોજ–શોખનું જીવન જો કે હરામ અને નાજાઈઝ નથી, પરંતુ અલ્લાહ તઆલાના ખાસ બંદાઓનું સ્થાન એ જ છે કે તેઓ દુનિયામાં એશો–ઈશ્રતનું જીવન ન અપનાવે. **'અલ્લાહુમ્મ લા અય્શ ઇલ્લા અય્શલ્ આખિરહ્.'**

## જ્યારે કોઇ બંદાને શર્હે સદ્ર–સીનું ખૂલવાની દોલત નસીબ થઇ જાય છે, તો તેના જીવનમાં દુનિયાથી બે–રગબતી તથા આખિરતની ચિંતા જાહેર થવા લાગે છે :

(૫૮) عَنِ ابْنِ مَسْعُوْدٍ رضي الله عنه قَالَ: تَلَا رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

فَمَنْ يُّرِدِ اللهُ اَنْ يَّهْدِيَهٗ يَشْرَحْ صَدْرَهٗ لِلْاِسْلَامِ فَقَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَ سَلَّمَ اِنَّ النُّوْرَ اِذَا دَخَلَ الصَّدْرَ اِنْفَسَحَ فَقِيْلَ يَا رَسُوْلَ اللهِ هَلْ لِتِلْكَ مِنْ عَلَمٍ يُعْرَفُ بِهٖ قَالَ نَعَمْ اَلتَّجَافِىْ مِنْ دَارِ الْغُرُوْرِ وَالْاِنَابَةُ اِلٰى دَارِ الْخُلُوْدِ وَالْاِسْتِعْدَادُ لِلْمَوْتِ قَبْلَ نُزُوْلِهٖ. (رواه البيهقى فى شعب الإيمان)

(૫૮) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ આયતે શરીફહ પછી : **'ફમંય્ યુરીદિલ્લાહુ અંય્ યહ્દિય–હૂ યશ્રહ્ સદ્રહુ લિલ્ ઇસ્લામિ'** (જેનો ભાવાર્થ આ છે કે જેના માટે અલ્લાહ તઆલા ઈરાદો કરે છે પોતાની રાહ પર લગાડવા તથા પોતાની રઝા તથા કુર્બ–સામિપ્ય આપવાનો, તો ખોલી દે છે તેના સીનાને ઈસ્લામ માટે એટલે કે બંદગી તથા અલ્લાહ તઆલાની તાબેદારી માટે તેનું દિલ ખોલી દે છે) આ આયતે શરીફહ પઢીને પછી તેની શર્હ–વિવરણ કરતા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જ્યારે નૂર સીનામાં આવી જાય છે તો અંતઃકરણ તેનાથી ખુલી જાય છે.'

અરજ કરવામાં આવી કે, હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એ હાલતની કોઇ નિશાની પણ છે, જેનાથી તેને ઓળખી શકાય ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, હા, દુનિયા જે ધોકા–ફરેબની જગ્યા છે, તેનાથી તબિયતનું હટી જવું અને પરેશાન થઈ જવું (ઝુહ્દનો ગુણ આવી જવો) અને આખિરત જે કાયમી રહેઠાણ છે, તબિયતનું તેની તરફ રુજૂઅ્ થઈ જવું અને મોત આવતા પહેલાં તેની તૈયારીમાં લાગી જવું (અર્થાત્ તવબા–ઈસ્તિગફાર તથા ગુનાહોથી બચવું અને ઈબાદતમાં વધારો કરીને મોતની તૈયારીમાં લાગી જવું.)

(રવાહુલ્ બયહકી ફી શુઅ્બિલ્ ઈમાન)

**ખુલાસો** : મતલબ એ છે કે અલ્લાહ તઆલા પોતાના જે બંદાને પોતાની ખાસ બંદગીથી નવાઝવા ચાહે છે, તેના દિલમાં એક ખાસ નૂર (દિવ્ય

પ્રકાશ) અને રબ્બાની જઝબો–લાગણી પેદા કરી દે છે, જેનાથી તેનું સીનું અબ્દિયતવાળી જિંદગીના માટે ખુલી જાય છે તથા ઉપર વર્ણવાયેલી સઘળી વાતો તેના જીવનમાં ઉભરી આવે છે અને તેનાથી જાણી–સમજી શકાય છે કે એ બંદાને તે ખાસ નૂર નસીબ થઈ ગયું અને રબ્બાની જઝબો તેના દિલમાં નાખી દેવાયો છે.

## આ ઉમ્મતની ઈસ્લાહની બુનિયાદ–પાયો, યકીન તથા ઝુહ્દ–ત્યાગ છે :

(۵۹) عَنْ عَمْرِوبْنِ شُعَيْبٍ عَنْ اَبِيْهِ عَنْ جَدِّهٖ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اَوَّلُ صَلَاحِ هٰذِهِ الْاُمَّةِ الْيَقِيْنُ وَالزُّهْدُ وَاَوَّلُ فَسَادِهَا الْبُخْلُ وَالْاَمَلُ. (رواه البيهقى فى شعب الإيمان)

(૫૯) **તરજુમો** : હઝરત અમ્ર બિન શુઐબ (રદિયલ્લાહુ અન્હૂ) રિવાયત કરે છે પોતાના બાપ શુઐબથી અને તેઓ પોતાના દાદા અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિયલ્લાહુ અન્હૂ)થી કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : આ ઉમ્મતની પ્રથમ નેકી તથા ભલાઈ યકીન અને ઝુહ્દ છે અને તેની પ્રથમ ખરાબી બખીલી તથા દુનિયામાં વધારે રહેવાની તમન્ના છે. (બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : ઉમ્મતની દુરુસ્તી, કામિયાબી અને તેની પરિપૂર્ણતા અને પ્રગતિનો પાયો તેના બે ગુણ હતા : એક યકીન, બીજો ઝુહ્દ–ત્યાગ. જ્યારે ઉમ્મતમાં ખરાબી આવશે તો સૌ પ્રથમ આ બે ગુણો નષ્ટ થઈ તેમના વિરોધી ગુણો બખીલી તથા દુનિયામાં વધારે રહેવાની આરઝૂ પેદા થશે. પછી ખરાબીઓનો ખત્મ ન થનાર–અનંત સિલસિલો શરૂ થઈ ઉમ્મત બરાબર તબાહ થતી ચાલશે.

હદીષ શરીફની શર્હ કરનારાઓએ લખ્યું છે કે, આ હદીષમાં યકીનથી મુરાદ ખાસ એ હકીકતની શ્રદ્ધા છે કે આ દુનિયામાં જે કંઈ કોઈને મળે છે

તથા સારી કે ખરાબ હાલત કોઈના પર આવે છે, તે અલ્લાહ તઆલાના તરફથી તથા તેના ફેંસલાથી જ આવે છે, જ્યારે ઝુહ્દનો મતલબ એ છે કે દુનિયાથી દિલ ન લગાડવામાં આવે. આ યકીન તથા ઝુહ્દની અનિવાર્ય અસર એ થાય છે કે માનવી અલ્લાહ તઆલાના રસ્તામાં તથા ઉચ્ચ હેતુઓ માટે જાન–માલ ખર્ચવામાં કંજૂસી નથી કરતો. તેમના માટે ખતરાઓમાં કૂદી પડવું સરળ થઇ જાય છે અને એ જ મુઅ્મિનની સઘળી તરક્કીની ચાવી છે.

જ્યારે મુઅ્મિન એ ગુણોથી ખાલી થઈ જાય, એટલે કે તેને અલ્લાહ તઆલા પર યકીનના બદલે પોતાના માલ પર યકીન આવી જાય અને તે સમજવા લાગે કે મારી પાસે માલ હશે તો મારી જિંદગી સારી જશે અને તેના વિના મારું જીવન દુઃખો તથા મુસીબતોમાં વીતશે તો જરૂર તેનામાં કંજૂસાઇ આવશે. એ જ રીતે જ્યારે દુનિયા જ તેનો ધ્યેય બનશે અને ઝુહ્દ–તકવા ન રહેશે તો દુનિયામાં વધુથી વધુ રહેવાની ઈચ્છા અનિવાર્ય રીતે તેના દિલમાં પેદા થઈ જશે, જેને હદીષમાં 'અમલ'–આરઝૂ કહ્યો છે. દેખીતી વાત છે કે 'બુખ્લ' અને 'અમલ' પેદા થયા પછી મુઅ્મિન પોતાના સ્થાનેથી ગબડતો જ ચાલ્યો જશે.

## ઝુહ્દ શું છે ? અને શું નથી ? :

(٦٠) عَنْ اَبِىْ ذَرٍّ رضی اللہ عنہ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ الزَّهَادَةُ فِى الدُّنْيَا لَيْسَتْ بِتَحْرِيْمِ الْحَلَالِ وَلَا بِاِضَاعَةِ الْمَالِ وَلٰكِنَّ الزَّهَادَةَ فِى الدُّنْيَا اَنْ لَا تَكُوْنَ بِمَا فِىْ يَدَيْكَ اَوْ ثَقَ مِمَّا فِىْ يَدَىِ اللّٰهِ وَاَنْ تَكُوْنَ فِىْ ثَوَابِ الْمُصِيْبَةِ اِذَا اَنْتَ اُصِبْتَ بِهَا اَرْغَبَ فِيْهَا لَوْ اَنَّهَا اُبْقِيَتْ لَكَ. (رواہ الترمذی وابن ماجه)

(૬૦) **તરજુમો** : હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : દુનિયાના વિશે ઝુહ્દ–વૈરાગ્ય (જે ખાસ ઈમાની ગુણ છે) તે હલાલને પોતાની ઉપર હરામ કરવા અને પોતાના માલને બરબાદ કરવાનું નામ નથી, બલકે ઝુહ્દનું મૂળ ધોરણ (મેઅ્યાર) તથા તેનો તકાદો એ છે કે, જે કંઇ તમારી

પાસે અને હાથમાં હોય, તેનાથી વધારે ભરોસો તમને તેના પર હોય, જે અલ્લાહ તઆલાની પાસે અને તેના કબજામાં છે; અને આ કે જ્યારે તમને કોઈ તકલીફ કે મનદુઃખ પેશ આવે તો તેના આખિરતના સવાબનો શોખ તમારા દિલમાં એથી વધારે હોય કે એ તકલીફ તથા રંજની વાત તમને મૂળથી પેશ જ ન આવત. (તિરમિઝી, ઈબ્ને માજહ)

**ખુલાસો** : ઘણા માનવીઓ અજાણતામાં ઝુહ્દ–વૈરાગ્યનો ભાવાર્થ આ સમજે છે કે માણસ દુનિયાની સર્વે નેઅમતો, રાહતો તથા લઝ્ઝતોને પોતાની ઉપર હરામ કરી લે, ન કદી સ્વાદિષ્ટ ખાણું ખાય, ન ઠંડું પાણી પીએ, ન સારો પોશાક પહેરે, ન ક્યારેય નરમ–સારી પથારી પર આરામ કરે. જો ક્યાંકથી કંઈક આવે, તો તેને પણ પોતાની પાસે ન રાખે, ભલે જલદીથી ક્યાંક ફેંકી જ દે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉક્ત હદીષમાં એ જ ભૂલની ઈસ્લાહ કરી છે અને સમજાવ્યું છે કે ઝુહ્દ–વૈરાગ્યની અસલ બુનિયાદ એ જ છે કે દુનિયાના એશ–આરામથી, આખિરતના એશ–આરામની વધારે ચિંતા રાખવામાં આવે.

હદીષથી કોઈને એ ગેરસમજ ન થાય કે, બંદાઓએ આ દુનિયામાં આફિયત અને રાહતના બદલે તકલીફ તથા પરેશાનીની તમન્ના તથા દુઆ કરવી જોઈએ, એટલું જ નહીં, અન્ય હદીષોમાં તેની સ્પષ્ટ મનાઈ ફરમાવીને અલ્લાહ તઆલાથી ખૈરો–આફિયત માંગવાનું બંદાઓને સૂચન ફરમાવ્યું છે. ખુદ પોતાના માટે પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો એ જ નિયમ હતો. હા, જ્યારે અલ્લાહ તઆલા તરફથી કોઈ તકલીફ–પરેશાની બંદાને પેશ આવી જાય, તો પછી મુઅ્મિનના મકામ તથા ઝુહ્દનો તકાદો એ છે કે તે મુસીબત પર જે સવાબ આખિરતમાં મળનાર છે, તે તેને ન પહોંચવાથી, પસંદ અને પ્રિય હોય. એ બન્નેના ફર્કને સારી રીતે સમજી લેવો જોઈએ.

## ઝુહ્દે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના અને પોતાના ખાસ સંબંધીઓના માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફક્રને પસંદ કરવું :

(૬૧) عَنْ أَنَسٍ رضي الله عنه اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اَللّٰهُمَّ اَحْيِنِيْ

مِسْكِيْنًا وَاَمِتْنِىْ مِسْكِيْنًا وَاحْشُرْنِىْ فِىْ زُمْرَةِ الْمَسَاكِيْنِ.

(رواه الترمذى والبيهقى فى شعب الإيمان، ورواه ابن ماجه عن ابى سعيد)

(૬૧) **તરજુમો** : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાથી દુઆ ફરમાવતા હતા કે : હે અલ્લાહ તઆલા ! મને મિસ્કીનની હાલતમાં રાખજે અને મિસ્કીનની હાલતમાં દુનિયાથી ઉઠાવજે અને મિસ્કીનોની જમાઅતમાં મારો (કિયામતમાં) હશ્ર ફરમાવજે. (જામિઅ્ તિરમિઝી, બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન તથા ઈબ્ને માજહએ તેને હઝરત અબૂ સઈદ ખુદ્રી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત કરી છે.)

**ખુલાસો** : અગાઉ (થોડાંક પાનાં પર) એ હદીષ આવી ગઈ છે કે અલ્લાહ તઆલા તરફથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે મક્કા શરીફની વાડીને સોનાથી ભરી દેવાની ઓફર થઈ તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કહ્યું : ના, મારા પરવરદિગાર ! હું તો એવી ફકીરી ચાહું છું, જેમાં એક દિવસ ખાવા મળે અને એક દિવસ ન મળે. એમાં શક નથી કે આપનું જે સ્થાન હતું અને જે મહાન જવાબદારી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સોંપાઈ હતી, તેના માટે એ જ ફકીરી જીવન યોગ્ય અને શ્રેષ્ઠ હતું. જો અલ્લાહ તઆલા કનાઅત– આત્મસંતોષ અને મુકદ્દર પર રાજી રહેવાની દોલત નસીબ ફરમાવે, તો બંદાઓ માટે સામાન્ય રીતે પણ દીન અને આખિરતના લિહાઝથી માલદારીના બદલે ફકીરીનું જીવન જ અફઝલ અને બેહતર છે.

(٦٢) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضي الله عنه اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اَللّٰهُمَّ اجْعَلْ رِزْقَ اٰلِ مُحَمَّدٍ قُوْتًا وَفِىْ رِوَايَةٍ كَفَافًا. (رواه البخارى ومسلم)

(૬૨) **તરજુમો** : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અલ્લાહ તઆલાથી દુઆ કરી કે : હે અલ્લાહ તઆલા ! મુહમ્મદ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)ના ઘરવાળાની રોઝી બસ, જરૂરત જેટલી જ હોય.

(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : અરબી ભાષામાં 'આલ' શબ્દનો ઉપયોગ બાલ–બચ્ચાં માટે પણ થાય છે અને પેરવી કરનારાઓ માટે પણ, પરંતુ આ દુઆમાં બ–ઝાહિર આપની મુરાદ આપના ઘરવાળાઓ જ છે. 'કૂત' અને 'કફાફ' બન્નેના ભાવાર્થ લગભગ એક જ છે કે, રોઝી બસ એટલી હોય કે જિંદગીનો નિઝામ ચાલતો રહે, ન એટલી તંગી હોય કે ભૂખ તથા પરેશાનીના કારણે પોતાની ઝિમ્મેદારીના કામ પણ ન થઈ શકે અને કોઈની સામે હાથ ફેલાવવો પડે અને ન એટલી ફરાગત હોય કે કાલના માટે પણ સંગ્રહ કરાય.

હદીષો તથા સીરતે પાકની ગવાહી છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું પૂરું જીવન ઉપર મુજબ જ પસાર થયું.

## હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જિંદગીમાં આપના ઘરવાળાઓએ ક્યારેય બે દિવસ જવની રોટીથી પણ પેટ નથી ભર્યું :

(٦٣) عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ عَنْهَا قَالَتْ مَا شَبِعَ اٰلُ مُحَمَّدٍ مِنْ خُبْزِ الشَّعِيْرِ يَوْمَيْنِ مُتَتَابِعَيْنِ حَتّٰى قُبِضَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ.

(رواه البخاری ومسلم)

(૬૩) **તરજુમો** : હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરવાળાઓએ જવની રોટીથી પણ બે દિવસ લગાતાર પેટ નથી ભર્યું. અહીં સુધી કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ દુનિયાથી ઉઠાવી લેવામાં આવ્યા.

(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : મતલબ એ છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના

પૂરા જીવનમાં એવું નથી બન્યું કે આપનાં બાલ–બચ્ચાંએ બે દિવસ લાગલગાટ જવની રોટી પણ પેટ ભરીને ખાધી હોય. જો એક દિવસ પેટ ભરીને ખાધું તો બીજા દિવસે ભૂખ્યા રહ્યા.

(٦٤) عَنْ سَعِيْدِ الْمَقْبُرِيِّ عَنْ اَبِيْ هُرَيْرَةَ رَضِيَ اللهُ عَنْهُ اَنَّهٗ مَرَّ بِقَوْمٍ بَيْنَ اَيْدِيْهِمْ شَاةٌ مَّصْلِيَّةٌ فَدَعَوْهُ فَاَبٰى اَنْ يَّاْكُلَ وَقَالَ خَرَجَ النَّبِيُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مِنَ الدُّنْيَا وَلَمْ يَشْبَعْ مِنْ خُبْزِ الشَّعِيْرِ. (رواه البخارى)

(૬૪) **તરજુમો :** સઈદ મક્બોરી, હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી નકલ કરે છે કે, એકવાર તેઓ કેટલાક માણસો પાસેથી પસાર થયા (જેઓ ખાણાં પર બેઠા હતા) અને તેમની સામે ભૂંજેલી બકરી મૂકેલી હતી. તે લોકોએ હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)ને પણ ખાણામાં શરીક થવા કહ્યું. તેમણે ઈનકાર કરતાં ઉઝર કર્યો કે (મને એ ખાવામાં શી મજા આવે છે ? જ્યારે કે મને ખબર છે કે) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુનિયાથી એ હાલતમાં તશરીફ લઈ ગયા કે જવની રોટીથી પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પેટ નથી ભર્યું. (બુખારી શરીફ)

## રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુનિયામાં જે તકલીફો ઉઠાવી, તેવી કોઈએ નથી ઉઠાવી :

(٦٥) عَنْ أَنَسٍ رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لَقَدْ اُخِفْتُ فِى اللهِ وَمَا يُخَافُ اَحَدٌ وَلَقَدْ اُوْذِيْتُ فِى اللهِ وَمَا يُؤْذٰى اَحَدٌ وَلَقَدْ اَتَتْ عَلَيَّ ثَلٰثُوْنَ مِنْ بَيْنِ لَيْلَةٍ وَيَوْمٍ وَمَالِىْ وَلِبِلَالٍ طَعَامٌ يَأْكُلُهٗ ذُوْ كَبِدٍ اِلَّا شَيْئٌ يُوَارِيْهِ اِبِطُ بِلَالٍ. (رواه الترمذى)

(૬૫) હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાના રસ્તામાં મને એટલો ડરાવવા–ધમકાવવામાં આવ્યો કે કોઈ બીજાને એટલો નથી

ડરાવવામાં આવ્યો અને અલ્લાહ તઆલાના રસ્તામાં મને એટલો સતાવવામાં આવ્યો કે કોઇ અન્યને એટલો નથી સતાવવામાં આવ્યો અને એકવાર મારા ત્રીસ (૩૦) દિવસ–રાત એ હાલતમાં ગયા કે મારા તથા બિલાલ (રદિયલ્લાહુ અન્હૂ)ના માટે ખાવાની કોઇ એવી વસ્તુ ન હતી, જેને કોઇ જાનદાર ખાઇ શકે, તેના સિવાય જે બિલાલ (રદિયલ્લાહુ અન્હૂ)એ પોતાની બગલમાં દબાવી હતી. (જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો :** હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉમ્મતને સબક આપવા માટે આ આપવીતી સંભળાવી કે અલ્લાહ તઆલાના દીનને પહોંચાડવા માટે મારે એવી એવી મુસીબતોથી પસાર થવું પડયું છે કે એવી મુસીબતોથી કોઇને પસાર નથી થવું પડયું. ભૂખની તકલીફ પણ એટલી વેઠી કે એકવાર પૂરા ત્રીસ રાત–દિવસ એવા પસાર થયા કે ખાવાની કોઇ ચીઝ ન હતી, તેના સિવાય, જે બિલાલ (રદિયલ્લાહુ અન્હૂ)એ પોતાની બગલમાં કંઇક દબાવી રાખ્યું હતું. પૂરો મહિનો મારે તથા બિલાલ (રદિયલ્લાહુ અન્હૂ)એ તેના પર ગુઝારો કરવો પડયો.

## બે–બે માસ સુધી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ચૂલો ઠંડો રહેતો હતો :

(٦٦) عَنْ عَائِشَةَ اَنَّهَا قَالَتْ لِعُرْوَةَ اِبْنِ اُخْتِيْ اِنْ كُنَّا لَنَنْظُرُ اِلَى الْهِلَالِ ثَلٰثَةَ اَهِلَّةٍ فِيْ شَهْرَيْنِ وَمَا اُوْقِدَتْ فِيْ اَبْيَاتِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ نَارٌ فَقُلْتُ مَا كَانَ يُعَيِّشُكُمْ قَالَتِ الْاَسْوَدَانِ التَّمْرُ وَ الْمَاءُ اِلَّا اَنَّهٗ قَدْ كَانَ لِرَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ جِيْرَانٌ مِنَ الْاَنْصَارِ كَانَ لَهُمْ مَنَائِحُ وَكَانُوْا يَمْنَحُوْنَ لِرَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَيَسْقِيْنَا. (رواه البخاری ومسلم)

(૬૬) **તરજુમો :** હઝરત આઇશહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, તેમણે ઉર્વહ (રદિયલ્લાહુ અન્હૂ)ને ફરમાવ્યું : મારા ભાણજા ! અમે (નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરવાળાઓ એ રીતે ગુઝારો કરતા

હતાં કે) ક્યારેક લગાતાર ત્રણ–ત્રણ ચાંદ જોઈ લેતાં હતાં (એટલે કે પૂરા બે માસ ગુજરી જતા હતા) અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરમાં ચૂલો સળગતો ન હતો. (ઉર્વહ રદિયલ્લાહુ અન્હૂ કહે છે) મેં કહ્યું : 'પછી કઇ વસ્તુ આપ લોકોને જીવંત રાખતી હતી ?' હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા)એ જવાબ દીધો : 'બસ ! ખજૂરના દાણા અને પાણી. હા, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કેટલાક અન્સારી પડોશી હતા, તેમની પાસે દૂધાળાં જાનવર હતાં, તેઓ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે હદિયારૂપે દૂધ મોકલતા હતા અને તેમાંથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમને પણ આપતા હતા.

(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : મતલબ એ છે કે તંગી એટલી હતી કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરમાં બે–બે માસ સુધી કોઈ પ્રકારનું અનાજ, બલકે પકાવવા લાયક કોઈ વસ્તુ પણ ન આવતી હતી, જેથી ચૂલો સળગાવવાની જરૂરત જ ન પડતી. બસ, ખજૂર અને પાણી પર દિવસો પસાર થતા. ક્યારેક ભેટમાં આવેલ દૂધ પેટમાં પડતું. બાકી બસ, અલ્લાહનું નામ !

## આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તથા આપનાં ઘરવાળાઓના લગાતાર ફાકા :

(٦٧) عَنِ ابْنِ عَبَّاسٍ رَضِىَ اللهُ عَنْهُمَا قَالَ كَانَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَبِيْتُ اللَّيَالِىَ الْمُتَتَابِعَةَ طَاوِيًا هُوَ وَاَهْلُهُ لَا يَجِدُوْنَ عَشَاءً وَاِنَّمَا كَانَ عَشَاءُهُمْ خُبْزَ الشَّعِيْرِ. (رواه الترمذى)

(૬૭) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઘણી રાત્રિઓ એકધારી એ હાલતમાં ગુજરતી કે આપ અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરવાળાઓ ભૂખથી ખાલી પેટ હોતા, કારણ કે રાતનું ખાણું ન પામતાં હતાં (અને જ્યારે ખાતાં) તો તેમનું ખાવું સામાન્ય રીતે બસ

જવની રોટી હોતી. (તિરમિઝી શરીફ)

## જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાત થઈ, તો આપનું બખ્તર એક યહૂદી પાસે ગીરો હતું :

(٦٨) عَنْ عَائِشَةَ رَضِىَ اللهُ عَنْهَا قَالَتْ تُوُفِّىَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَدِرْعُهٗ مَرْهُوْنَةٌ عِنْدَ يَهُوْدِيٍّ بِثَلٰثِيْنَ صَاعًا مِنْ شَعِيْرٍ. (رواه البخارى)

(૬૮) **તરજુમો :** હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ હાલતમાં વફાત પામ્યા કે આપનું બખ્તર ત્રીસ (૩૦) સાઅ્ (એક માપ) જવના બદલામાં એક યહૂદીને ત્યાં રહન–ગીરો મૂકેલું હતું. (બુખારી શરીફ)

**ખુલાસો :** આપણા વધુ પડતા આલિમોની તહકીક–સંશોધન એ છે કે એક સાઅ્ લગભગ સાડા ત્રણ શેરનો થાય છે. હદીષનું તાત્પર્ય એ છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં અંતિમ વર્ષોમાં પણ (જ્યારે કે આપ લગભગ આખા અરબના સત્તાધીશ હતા) આપના ઘરના ગુજરાનની એ હાલત હતી કે મદીનાના એક યહૂદીની પાસે પોતાનું કિંમતી બખ્તર ગીરો મૂકીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રીસ સાઅ્ (લગભગ પાકા અઢી મણ) જવ વફાતથી કંઈક પહેલાં જ કર્ઝ લીધા હતા.

## મુસલમાનોને છોડીને કોઈ યહૂદી પાસેથી કર્ઝ લેવાની મસ્લિહત :

મદીનામાં મુસલમાનોમાં પણ આવા નાનાં નાનાં કર્ઝો ગમે ત્યારે આપી શકે એવા અનેક (ઘરો) હોવા છતાં યહૂદીથી કર્ઝ લેવાની કેટલીક મસ્લિહતો આ હોઈ શકે છે : (૧) આપ એવું ન ચાહતા હતા કે પોતાના ચાહકો અને સંબંધીઓમાંથી કોઈને આપની હાલત તથા જરૂરતની જાણ થાય, કારણ કે પછી તેઓ કર્ઝના બદલે ભેટ વગેરેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમત કરવા ચાહત અને એથી તેમના પર બોજ વધત. સાથે

એ સૂરતમાં તેમનાથી કર્ઝ લેવામાં એક પ્રકારની તલબ કે માંગણી થઈ જાત.

(૨) અગત્યનું બીજું કારણ એ હતું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ શક–શુબાથી પણ બચવા ચાહતા હતા કે આપની મારફત ઈમાનવાળાઓને દીનની જે દોલત મળી, તેના બદલામાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુનિયાનો મામૂલી કોઈ લાભ પણ તેમનાથી ઉઠાવે. તેથી જરૂરત વેળા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કર્ઝ પણ બિન–મુસ્લિમોથી લેવાનું પસંદ ફરમાવતા હતા.

(૩) ત્રીજી મસ્લિહત તેમાં મહદ્ અંશે એ પણ હતી કે લેવડ–દેવડના એ સંબંધો ગેર મુસ્લિમોથી રાખવામાં તેમની અવરજવર તથા મુલાકાતોની તકો ઉપસ્થિત થતી અને તેઓને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જીવનને જાણવા–પરખવાની તક અને ઈમાન તથા રઝા–એ–ઈલાહીનું સદ્ભાગ્ય પ્રાપ્ત થઈ શકતું, જેમ કે એ પરિણામ જાહેર પણ થયાં.

મિશ્કાત શરીફમાં ઈમામ બયહકી કૃત 'દલાઈલુન્ નુબુવ્વત'ના હવાલાથી એક દોલતમંદ યહૂદીનો કિસ્સો વર્ણવાયો છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેનાથી થોડું કર્ઝ લીધું હતું. જ્યારે તે તકાદો કરવા આવ્યો તો આપ ખાલી હાથ હોવાથી ફરમાવ્યું કે, 'આજે તો તમારું લેણું ચૂકવવાથી લાચાર છું.' તેણે કહ્યું કે, 'હું તો લીધા વિના ન જઈશ.' આમ કહીને તે અડીને બેસી ગયો, ત્યાં સુધી કે પૂરો એક દિવસ અને રાત પણ પસાર થઈ ગયાં અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દરમિયાનમાં ઝોહર, અસર, મગરિબ, ઈશા અને ફજરની નમાઝો યહૂદીની સામે જ અદા ફરમાવી, પરંતુ તે ન ટળ્યો–ન હટયો.

અમુક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ને તેની આ હરકત ખૂબ માઠી લાગી. તેમણે તેને ખામોશીથી ડાંટ પણ આપી, જેથી તે જાય. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જ્યારે તેની જાણ થઈ તો ફરમાવ્યું કે, 'મને અલ્લાહ તઆલાએ આદેશ આપ્યો છે કે કરાર થયેલ વ્યક્તિ પર અત્યાચાર ન થાય.'

એ સાંભળીને તે સહાબીઓને ચૂપ થઈ જવું પડયું. અમુક સમય આમ વીત્યા પછી તે યહૂદીએ કહ્યું કે, 'અસલમાં હું પૈસાના તકાદા માટે આવ્યો ન હતો, બલકે હું જોવા અને ચકાસવા–તપાસવા આવ્યો હતો કે તે ગુણ તથા નિશાનીઓ આપમાં છે કે નથી, જે તવ્રાતમાં અંતિમ યુગના પયગમ્બરની વર્ણવવામાં આવી છે. મેં જોઈ લીધી અને (મને) યકીન થઈ ગયું કે આપની જ નુબુવ્વતનો વાયદો (તવ્રાતમાં) કરવામાં આવ્યો છે. પછી તેણે કલિમ–એ–શહાદત પઢીને પોતાની સઘળી દોલત આમ કહીને પેશ કરી કે, 'આ મારો પૂરેપૂરો માલ હાજર છે. હવે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાની તાલીમ તથા માર્ગદર્શન પ્રમાણે જે ચાહો, તે નિર્ણય લો અને ચાહો તે ઉપયોગમાં એને લો.'

(મિશ્કાત શરીફ, બાબુન્ ફી અખ્લાકિહી વ શમાઈલિહી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

## ખુશહાલી માટે દુઆની દરખ્વાસ્ત પર હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)ને આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો જવાબ :

(٦٩) عَنْ عُمَرَ قَالَ دَخَلْتُ عَلٰى رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَإِذَا هُوَ مُضْطَجِعٌ عَلٰى رِمَالِ حَصِيْرٍ لَيْسَ بَيْنَهٗ وَ بَيْنَهٗ فِرَاشٌ قَدْ اَثَّرَ الرِّمَالُ بِجَنْبِهٖ مُتَّكِئًا عَلٰى وِسَادَةٍ مِنْ اَدَمٍ حَشْوُهَا لِيْفٌ قُلْتُ يَا رَسُوْلَ اللهِ اُدْعُ اللهَ فَلْيُوَسِّعْ عَلٰى اُمَّتِكَ فَاِنَّ فَارِسَ وَ الرُّوْمَ قَدْ وُسِّعَ عَلَيْهِمْ وَهُمْ لَا يَعْبُدُوْنَ اللهَ فَقَالَ اَوَفِىْ هٰذَا اَنْتَ يَا ابْنَ الْخَطَّابِ اُولٰٓئِكَ قَوْمٌ عُجِّلَتْ لَهُمْ طَيِّبَاتُهُمْ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَفِىْ رِوَايَةٍ اَمَا تَرْضٰى اَنْ تَكُوْنَ لَهُمُ الدُّنْيَا وَلَنَا الْاٰخِرَةُ.

(رواه البخاری و مسلم)

(૬૯) **તરજુમો** : હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હું એક વાર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર

થયો, તો આપને એ હાલતમાં જોયા કે ખજૂરીની ચટાઇ–સાદડી પર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આરામ ફરમાવી રહ્યા છે, જેની ઉપર પથારી પણ ન હતી. (તેથી) ચટાઇના ગેહરા–ઊંડા નિશાન આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પેહલૂ મુબારક પર ઊપસી આવ્યાં હતાં. સરાણે ચામડાનો તકિયો છે, જેમાં ખજૂરીની છાલ કૂટીને ભરેલી છે. આ હાલત જોઈને મેં અરજ કરી કે, 'અલ્લાહ તઆલાથી દુઆ ફરમાવો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઉમ્મતને ફરાગત અને ખુશહાલી અતા ફરમાવે. રૂમ તથા ઈરાનવાળાઓને પણ અલ્લાહ તઆલાએ કુશાદગી આપી છે, જ્યારે કે તેઓ તો ખુદાપરસ્ત પણ નથી.

આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હે ખત્તાબના દીકરા ! શું તમે પણ આ હાલ અને આ ખ્યાલમાં છો ? એ બધા તો તે લોકો છે (જે પોતાની અલ્લાહ તઆલાને ભૂલનારી, કાફિરાનહ જિંદગીના કારણથી આખિરતની નેઅ્મતોથી મહરૂમ રહેશે અને તેથી) તેમની તે લઝ્ઝતો (જે અલ્લાહ તઆલા તેમને આપવા ચાહતા હતા) આ દુનિયામાં જ તેમને આપી દેવામાં આવી છે, જ્યારે એક રિવાયતમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો જવાબ આ રીતે વર્ણવાયો છે : 'હે ઉમર (રદિયલ્લાહુ અન્હૂ) ! શું તમે એ પર રાજી નથી કે તેમના માટે દુનિયાનો એશ હોય અને આપણાં માટે આખિરતનો એશ ?' (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ગરીબી અને તકલીફો જોઈ હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)નું દિલ દુઃખી થયું અને આ તમન્ના થઈ કે અલ્લાહ તઆલા એટલી ફરાગત અને ખુશહાલી અતા ફરમાવી દે કે આ તકલીફો દૂર થઈ જાય. હવે કેમ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વિશે તો જાણતા હતા કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના માટે તો દુનિયાની ફરાગત કે માલદારીની દુઆ અલ્લાહ તઆલાથી ન ફરમાવશે. તેથી આ અરજ કરી કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ઉમ્મતના માટે કુશાદગીની દુઆ ફરમાવો. સાથે પોતાનો એ ખ્યાલ પણ દર્શાવ્યો કે દુનિયાની દોલત જ્યારે એવી હકીર છે કે અલ્લાહ

તઆલાએ રૂમ, ઈરાનની કાફિર કોમોને પણ આપી છે, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દુઆથી આપની ઉમ્મતને કેમ નહીં આપે ?

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમની આ ગુઝારિશ પર ચેતવણીરૂપે નવાઈની સાથે ફરમાવ્યું કે, 'હે ખત્તાબના પુત્ર ! શું તમે પણ હજુ હકીકતથી આટલા અજાણ છો કે આવી વાત કહો છો ? 'રૂમ–ઈરાનની જે ઈમાન, ખુદાપરસ્તીથી મહરૂમ કોમો છે, આખિરતની અસલી તથા હકીકી જિંદગીમાં તે બીચારાઓને કંઈ જ મળવાનું નથી. તેથી તેમને અલ્લાહ તઆલાએ જે કંઈ એશો–આરામ આપવા ચાહ્યું, તે આ દુનિયામાં જ આપી દીધો. એ હાલતમાં તેમના એશ તથા દોલતને લાલચની નજરે જોવું, હકીકત ઓળખવાથી ખૂબ દૂરની વાત છે. તમારી ચિંતા અને તલબ તો બસ આખિરતની હોવી જોઈએ, જ્યાં હંમેશાહંમેશ રહેવાનું છે. આ દુનિયા તો બસ, થોડા દિવસનું મુસાફિરખાનું છે. શું તેની તકલીફ ? અને શું તેનો એશો–આરામ ?

## હું આ દુનિયામાં તે મુસાફિરની જેમ છું, જે છાંયડા માટે કોઈ ઝાડની નીચે બેસી ગયો હોય :

(૭૦) عَنِ ابْنِ مَسْعُوْدٍ رضي الله عنه اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ نَامَ عَلٰى حَصِيْرٍ فَقَامَ وَقَدْ اَثَّرَ فِيْ جَسَدِهٖ فَقَالَ ابْنُ مَسْعُوْدٍ يَا رَسُوْلَ اللّٰهِ لَوْ اَمَرْتَنَا اَنْ نَبْسُطَ لَكَ وَنَعْمَلَ فَقَالَ مَالِيْ وَلِلدُّنْيَا وَمَا اَنَا وَالدُّنْيَا اِلَّا كَرَاكِبٍ اِسْتَظَلَّ تَحْتَ شَجَرَةٍ ثُمَّ رَاحَ وَتَرَكَهَا. (رواه احمد والترمذى وابن ماجه)

(૭૦) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક વાર ખજૂરીની ચટાઈ પર સૂતા હતા, જ્યારે સૂઈને ઊઠયા તો શરીર મુબારક પર ચટાઈની બનાવટનાં ચિહ્નો ઉપસેલાં હતાં. (એ જોઈને–પ્રભાવિત થઈને) આ ખાદિમ–ઈબ્ને મસઊદે અરજ કરી કે, જો આપ ફરમાવો તો અમે આપની

પથારીની વ્યવસ્થા કરીએ અને કંઈક બનાવીએ (અર્થાત્ રજા માંગી). આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : મને દુનિયાથી (તેના સર–સામાન તથા તેની રાહતો–લઝ્ઝતોથી) શું લેવા–દેવા ? મારો સંબંધ તો દુનિયાથી ફક્ત એટલો છે કે કોઈ સવાર મુસાફિર થોડી વાર છાંયડા માટે કોઈ ઝાડ નીચે થોભ્યો અને પછી તેને છોડીને પોતાની મંઝિલ તરફ ચાલી નીકળ્યો. (મુસ્નદે અહમદ, તિરમિઝી, ઈબ્ને માજહ)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જવાબનું તાત્પર્ય એ છે કે જેમ વટેમાર્ગુ ઝાડની નીચે થોડી વાર થોભવા માટે રાહતો–આરામની વ્યવસ્થા કરવી જરૂરી નથી માનતો, તેની ચિંતા મંઝિલ પર પહોંચવા ઉપરાંત કશી જ નથી હોતી. બસ, એ જ હાલ મારો છે અને સાચી વાત આ જ છે કે દુનિયા અને આખિરતની હકીકત જેના પર સંપૂર્ણ ખૂલી જાય તેનો હાલ એના સિવાય બીજો કોઈ હોઈ પણ નથી શકતો. તેને દુનિયામાં રાહતોના માટે મોટી મોટી વ્યવસ્થાઓની ચિંતા કરવી અને તેના માટે પોતાનો સમય અને શક્તિઓ ખર્ચ કરવી, એવી જ મૂર્ખાઈ જણાશે જેમ કે ઝાડના છાંયડામાં થોડી વાર થોભનાર વટેમાર્ગુનું થોડીક વાર માટે, મોટી મોટી વ્યવસ્થાઓમાં મશગૂલ થવું.

## દોલત જો નેકી અને પરહેઝગારી સાથે હોય તો તે પણ અલ્લાહ તઆલાની નેઅમત છે :

અગાઉ ઠેક ઠેકાણે ઈશારો–સંકેત થઈ ચૂક્યો છે કે દોલત ફક્ત તે જ ખતરનાક છે, જે અલ્લાહ તઆલા તથા આખિરતથી બેપરવા બનાવે, પરંતુ જો એવું ન હોય, બલકે બંદો અલ્લાહ તઆલાની તૌફીકથી દોલતથી પણ અલ્લાહ તઆલાની રઝામંદી અને જન્નત કમાય તો પછી એવી દોલત અલ્લાહ તઆલાની મોટી નેઅમત છે. આગળની હદીષોમાં આ જ વાત સ્પષ્ટ રીતે ખુલાસાની સાથે કહેવામાં આવી છે.

(٧١) عَنْ رَجُلٍ مِنْ اَصْحَابِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ كُنَّا فِيْ

مَجْلِسٍ فَطَلَعَ عَلَيْنَا رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَعَلٰى رَأْسِهٖ أَثَرُ مَاءٍ فَقُلْنَا يَا رَسُوْلَ اللهِ نَرَاكَ طَيِّبَ النَّفْسِ قَالَ أَجَلْ قَالَ ثُمَّ خَاضَ الْقَوْمُ فِيْ ذِكْرِ الْغِنٰى فَقَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لَابَأْسَ بِالْغِنٰى لِمَنِ اتَّقَى اللهَ عَزَّوَجَلَّ وَ الصِّحَّةُ لِمَنِ اتَّقٰى خَيْرٌ مِّنَ الْغِنٰى وَطِيْبُ النَّفْسِ مِنَ النَّعِيْمِ. (رواه أحمد)

(૭૧) **તરજુમો** : હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના એક સહાબીથી રિવાયત છે કે, અમે થોડાક ભાઈઓ એક મજલિસમાં બેઠા હતા. આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ ત્યાં અમારી પાસે તશરીફ લાવ્યા, ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સર મુબારક પર પાણીની અસર હતી (એટલે જણાતું હતું કે આપે હમણાં ગુસલ કર્યું છે) તો અમારામાંથી કોઈએ કહ્યું કે, 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમે મહસૂસ કરીએ છીએ કે અત્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મિઝાજ ખૂબ સારો અને દિલ ઘણું ખુશ છે.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : હા, (અલ્લાહ તઆલાનો શુક્ર છે, એમ જ છે.) પછી મજલિસવાળા માલદારી તથા દુનિયાની ખુશહાલીનો કંઈક તઝકિરહ કરવા લાગ્યા (કે તે સારી વસ્તુ છે કે ખરાબ અને દીન અને આખિરત માટે નુકસાનકારક છે કે લાભદાયી ?) તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ સિલસિલાના અનુસંધાનમાં ઈરશાદ ફરમાવ્યો કે, 'જે માણસ અલ્લાહ તઆલાથી ડરે (અને તેના આદેશોનું પાલન કરે) તો તેના માટે માલદારીમાં કોઈ વાંધો નથી અને તંદુરસ્તી તકવાવાળા માટે માલદારીથી પણ બેહતર છે અને ખુશદિલી પણ અલ્લાહ તઆલાની નેઅમતોમાં છે (જેનો શુક્ર અદા કરવો આવશ્યક છે). (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : આ હદીષ શરીફથી જણાયું કે અમીરી જો પરહેઝગારીની સાથે હોય તો તેમાં દીનના માટે કોઈ ખતરો નથી, બલકે અલ્લાહ તઆલા જો તૌફીક આપે તો દોલત દીનની મહાન તરક્કીઓ અને જન્નતના ઉચ્ચ

દરજ્જાઓ સુધી પહોંચવાનો ઝરીઅહ કે માધ્યમ પણ બની શકે છે. હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ અન્હૂ)ની ફઝીલતો તથા વિશેષતાઓમાં મહત્ત્વનો ફાળો તેમની દોલતનો જ છે, જે તેમણે અલ્લાહ તઆલાના રસ્તામાં દિલ ખોલીને બેધડક વાપરી હતી. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એવા જ પ્રસંગોએ તેમના માટે મોટી મોટી ખુશખબરીઓ સંભળાવી હતી. હા, એમાં શંકા નથી કે માલદારી સાથે પરહેઝગારી, આખિરતની ચિંતા તથા શરીઅતની પાબંદીનું સદ્‌ભાગ્ય થોડા જ માણસોને મળે છે, નહિતર દોલતના નશામાં બહુધા માનવીઓ બહેકી–ભટકી જ જાય છે.

(۷۲) عَنْ سَعْدٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ اللّٰهَ يُحِبُّ الْعَبْدَ التَّقِيَّ الْغَنِيَّ الْخَفِيَّ. (رواه مسلم)

(૭૨) **તરજુમો** : હઝરત સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા મુહબ્બત કરે છે તે પરહેઝગાર માલદાર બંદાથી, (જે તકવા અને દોલત છતાં) ગુમનામ અને છુપાયેલો હોય.' (મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : 'છુપાયેલા'નો મતલબ જાહેરી રીતે એ જ છે કે લોકો તેના એ ખાસ હાલને સામાન્ય રીતે જાણતા પણ ન હોય કે ધનવાન હોવાની સાથે તકવામાં પણ એ બંદ–એ–ખુદાનું વિશેષ સ્થાન છે, જે બંદામાં એ ત્રણેય બાબતો ભેગી થાય તેના પર અલ્લાહ તઆલાનો ખાસ ફઝલ છે અને તેને અલ્લાહ તઆલાના પ્યારા હોવાનું માન પ્રાપ્ત છે.

## નેક હેતુઓ માટે દોલત મેળવવાની ફઝીલત :

(۷۳) عَنْ اَبِىْ هُرَيْرَةَ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ طَلَبَ الدُّنْيَا حَلَالًا اِسْتِعْفَافًا عَنِ الْمَسْئَلَةِ وَسَعْيًا عَلٰى اَهْلِهٖ وَ تَعَطُّفًا عَلٰى جَارِهٖ لَقِىَ اللّٰهَ تَعَالٰى يَوْمَ الْقِيَامَةِ وَوَجْهُهٗ مِثْلُ الْقَمَرِ لَيْلَةَ الْبَدْرِ وَمَنْ طَلَبَ

الدُّنْيَا حَلَالًا مُكَاثِرًا مُفَاخِرًا مُرَائِيًا لَقِيَ اللهَ تَعَالَى وَهُوَ عَلَيْهِ غَضْبَانُ.

(رواه البيهقي في شعب الإيمان وابو نعيم في الحلية)

(૭૩) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ દુનિયાની દોલત હલાલ રીતે આ હેતુથી પ્રાપ્ત કરવા ચાહે કે તેને બીજાઓની સામે હાથ ન ફેલાવવો પડે અને પોતાનાં બાલ–બચ્ચાંઓ માટે રોઝી તથા રાહતનો સર–સામાન મેળવી શકે અને પોતાના પાડોશીઓ સાથે ઉપકાર કરી શકે, તો કિયામતના દિવસે તે અલ્લાહ તઆલાની સામે એ હાલતમાં આવશે કે તેનો ચહેરો ચૌદમી ચાંદની જેમ રોશન અને ચમકતો હશે.

જ્યારે જે માણસ દુનિયાની દોલત હલાલ રીતે જ એ હેતુથી પ્રાપ્ત કરવા ચાહે કે ખૂબ મોટો માલદાર થઈ જાય અને એ દોલતથી તે બીજાઓની સામે પોતાની શાન દેખાડી શકે તથા લોકોની નજરમાં મોટો બનવા માટે સખાવત કરી શકે, તો કિયામતના દિવસે તે અલ્લાહ તઆલાની સામે એ હાલતમાં હાજર થશે કે અલ્લાહ તઆલા તેની ઉપર અતિ ગઝબનાક હશે.

(બય્હકી કૃત શુઅ્બુલ્ ઈમાન, હિલ્ય–એ–અબી નુઐમ)

**ખુલાસો** : જાણવા મળ્યું કે સારી નિય્યત અને નેક મકસદના માટે દુનિયાની દોલત હલાલ રસ્તે પ્રાપ્ત કરવાની કોશિશ કરવી જાઈઝ છે. એટલું જ નહીં, બલકે એટલી મોટી નેકી છે કે કિયામતમાં હાજર થશે ત્યારે તેની ઉપર અલ્લાહ તઆલાનો વિશેષથી અતિ વિશેષ ફઝલોકરમ હશે, જેના લઈને તેનો ચહેરો ચૌદમીના ચાંદની જેમ ચમકતો અને પ્રકાશિત હશે, પરંતુ જો દોલત કમાવાનો હેતુ ફક્ત વધારે માલદારી, દુનિયાની મોટાઈ પ્રાપ્ત કરવી અને દેખાડા માટે મોટા મોટા કામ કરવાનો હોય તો એ દોલત ભલે હલાલ રીતે કમાઈ હોય, છતાં પણ તે એવો ગુનાહ છે કે કિયામતમાં એવા માણસ પર અલ્લાહ તઆલાનો સખત ગુસ્સો હશે અને જો હરામ રીતોથી ધન–દોલત કમાઈ હોય ત્યારે તો સખ્તતરીન–અતિ ભયાનક વબાલ છે.

(۷۴) عَنْ اَبِیْ کَبْشَۃَ الْاَنْمَارِیِّ اَنَّہٗ سَمِعَ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ یَقُوْلُ ثَلٰثٌ اُقْسِمُ عَلَیْہِنَّ وَاُحَدِّثُکُمْ حَدِیْثًا فَاحْفَظُوْہُ فَاَمَّا الَّذِیْ اُقْسِمُ عَلَیْہِنَّ فَاِنَّہٗ مَا نَقَصَ مَالُ عَبْدٍ مِنْ صَدَقَۃٍ وَلَا ظُلِمَ عَبْدٌ مَظْلِمَۃً صَبَرَ عَلَیْہَا اِلَّا زَادَہُ اللّٰہُ بِہَا عِزًّا وَلَا فَتَحَ عَبْدٌ بَابَ مَسْئَلَۃٍ اِلَّا فَتَحَ اللّٰہُ عَلَیْہَا بَابَ فَقْرٍ وَاَمَّا الَّذِیْ اُحَدِّثُکُمْ فَاحْفَظُوْہُ فَقَالَ اِنَّمَا الدُّنْیَا لِاَرْبَعَۃِ نَفَرٍ عَبْدٍ رَزَقَہُ اللّٰہُ مَالًا وَعِلْمًا فَھُوَ یَتَّقِیْ فِیْہِ رَبَّہٗ وَیَصِلُ رَحِمَہٗ وَیَعْمَلُ لِلّٰہِ فِیْہِ بِحَقِّہٖ فَھٰذَا بِاَفْضَلِ الْمَنَازِلِ وَعَبْدٍ رَزَقَہُ اللّٰہُ عِلْمًا وَلَمْ یَرْزُقْہُ مَالًا فَھُوَ صَادِقُ النِّیَّۃِ یَقُوْلُ لَوْ اَنَّ لِیْ مَالًا لَعَمِلْتُ بِعَمَلِ فُلَانٍ فَاَجْرُھُمَا سَوَاءٌ وَعَبْدٍ رَزَقَہُ اللّٰہُ مَالًا وَلَمْ یَرْزُقْہُ عِلْمًا فَھُوَ یَتَخَبَّطُ فِیْ مَالِہٖ بِغَیْرِ عِلْمٍ لَا یَتَّقِیْ فِیْہِ رَبَّہٗ وَلَا یَصِلُ فِیْہِ رَحِمَہٗ وَلَا یَعْمَلُ فِیْہِ بِحَقٍّ فَھٰذَا بِاَخْبَثِ الْمَنَازِلِ وَعَبْدٍ لَمْ یَرْزُقْہُ اللّٰہُ مَالًا وَلَا عِلْمًا فَھُوَ یَقُوْلُ لَوْ اَنَّ لِیْ مَالًا لَعَمِلْتُ فِیْہِ بِعَمَلِ فُلَانٍ فَھُوَ نِیَّتُہٗ وَوِزْرُھُمَا سَوَاءٌ. (رواہ الترمذی)

(૭૪) હઝરત અબૂ કબ્શા અન્મારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, તેમણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, આપ ફરમાવતા હતા : ત્રણ વાતો છે જેમના પર હું કસમ ખાઉં છું અને તે ઉપરાંત એક બીજી વાત છે જેને હું તમારાથી બયાન કરવા ચાહું છું, તો તમે તેને યાદ કરી લો. જે ત્રણ વાતો પર હું કસમ ખાઉં છું, તેમાં એક તો એ છે કે કોઈ બંદાનો માલ સદકહથી ઓછો નથી થતો (અર્થાત્ કોઈ માણસ પોતાનો માલ અલ્લાહના રસ્તામાં દેવાથી ક્યારેય કંગાળ ન થશે, બલકે તેના માલમાં બરકત થશે અને જે અલ્લાહ તઆલાના રસ્તામાં તે સદકહ કરશે, તે પોતાના ગૈબી ખઝાનાથી તેને દેતો રહેશે.) અને (બીજી વાત આ છે) કે ન ઝુલ્મ કરવામાં આવશે કોઈ બંદા પર, એવો ઝુલ્મ જેના પર તે મઝલૂમ–પીડિત બંદો સબ્ર કરે, પરંતુ અલ્લાહ તઆલા તેના બદલામાં વધારી દેશે તેની

ઈઝ્ઝત–પ્રતિષ્ઠા (અર્થાત્ અલ્લાહ તઆલાએ આ નિયમ ઠરાવ્યો છે કે જ્યારે કોઈ બંદા પર નાહક કોઈ અત્યાચાર–ઝુલ્મ થાય, તેને સતાવવામાં આવે અને તે બંદો ધૈર્ય–ધીરજ રાખે (સબ્ર કરે), તો અલ્લાહ તઆલા તેના બદલામાં તેની ઈઝ્ઝત–મરતબો દુનિયામાં પણ વધારશે અને (ત્રીજી વાત આ છે કે) ન ખોલશે કોઈ બંદો સવાલનો દરવાજો, પરંતુ અલ્લાહ તઆલા ખોલી દેશે તેના પર મોહતાજીનો દરવાજો. (આ ત્રણેય જાણે અલ્લાહ તઆલાના એવા અટલ ફેંસલા છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે હું તેમના પર કસમ ખાઈ શકું છું.)

અને જે વાત હું (આ ત્રણના ઉપરાંત) તમારાથી બયાન કરવા ચાહતો હતો, જેને તમારે યાદ કરવી અને યાદ રાખવી જોઈએ, તે આ છે કે દુનિયા ચાર પ્રકારના માણસો માટે છે (એટલે દુનિયામાં ચાર પ્રકારના માણસો છે) : એક તે બંદા જેમને અલ્લાહ તઆલાએ માલ આપ્યો છે અને સહીહ–યોગ્ય જીવન જીવવાનો ઈલ્મ–સમજ પણ તેમને આપી છે. માટે તેઓ માલના ઉપયોગમાં અલ્લાહ તઆલાથી ડરે છે અને તેનાથી સિલારહમી (એટલે સગાં–સ્નેહીઓ સાથે સદ્વર્તાવ માટે માલનો ઉપયોગ) કરે છે અને માલનો ઉપયોગ અલ્લાહ તઆલાની રઝા–ખુશી માટે જ કરે છે તો એવા બંદા સૌથી ઊંચા અને શ્રેષ્ઠ દરજ્જા પર બિરાજે છે.

અને (બીજો પ્રકાર) તે બંદાઓનો છે, જેમને અલ્લાહ તઆલાએ સહીહ ઈલ્મ (અને યોગ્ય લાગણી તો આપી છે, પરંતુ તેમને માલ નથી આપ્યો, તો (પણ) તેમની નિય્યત સહીહ અને સાચી છે અને તેઓ પોતાના દિલ તથા ઝબાનથી કહે છે કે જો અમને માલ મળે તો અમે પણ ફલાણા (નેક માણસ)ની જેમ તેનો ઉપયોગ કરીએ. તો એ બન્નેનો સવાબ સરખો છે (એટલે કે બીજા પ્રકારના લોકોને તેમની નેક નિય્યતીના કારણે પ્રથમ પ્રકારના લોકો જેટલો જ સવાબ મળશે.)

અને (ત્રીજા પ્રકારના) તે લોકો છે, જેમને અલ્લાહ તઆલાએ માલ આપ્યો અને તેના ઉપયોગનો ઈલ્મ (અને સહીહ જઝબો) નથી આપ્યો, તો

તેઓ નાદાનીથી અને અલ્લાહ તઆલાથી નીડર થઈને તે માલને અંધાધૂંધ ખોટા રસ્તાઓમાં વાપરે છે. તેનાથી સિલારહમી નથી કરતા અને જે રીતે તેને ખર્ચ કરવો જોઈએ, તે પ્રમાણે ખર્ચ નથી કરતા તો તેઓ સૌથી કનિષ્ઠ સ્થળે છે.

અને (ચોથા પ્રકારના) તે લોકો છે, જેમને અલ્લાહ તઆલાએ માલ પણ નથી આપ્યો અને સહીહ ઈલ્મ (અને સહીહ જઝબો) પણ નથી આપ્યો તો તેમનો હાલ એ છે કે તેઓ કહે છે કે, જો અમને માલ મળી જાય તો અમે પણ ફલાણા (અય્યાશ અને ઉડાઉ) માણસની જેમ અને તેના જ તરીકાઓ પર વાપરીએ. તો એ જ તેમની નિય્યત છે અને એ બન્નેવ વર્ગોનો ગુનાહ સરખો છે (એટલે ચોથા વર્ગવાળાઓને તેમની બુરી નિય્યતના કારણે તે જ ગુનાહ થશે, જે ત્રીજા વર્ગના લોકોને તેમના બુરા કામોનો થશે. (જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : અત્રે એનો ખ્યાલ રહે કે બુરા અમલની જે નિય્યત પર પકડ છે અને જેમાં ઈરાદો જાણે બુરા અમલની જેમ જ ગુનાહ છે, તે અઝ્મ (પાકો ઈરાદો, જેમા બંદાને તે ગુનાહનો શોખ તથા તેને કરી ગુઝરવાનો પાકો ઈરાદો) છે, ભલે કોઈ લાચારીથી તે ગુનાહને પછી કરે યા ન કરે. જ્યારે કોઈ ગુનાહનો એવો પાકો ઈરાદો હશે, તો તેના પર બંદો સજાનો હકદાર થશે.

## નાફરમાનીની જિંદગી છતાં જો દુનિયામાં નેઅ્મતો મળી રહી છે, તો તે ઈસ્તિદ્રાજ (ઢીલ) છે :

(٧٥) عَنْ عُقْبَةَ بْنِ عَامِرٍ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ إِذَا رَأَيْتَ اللهَ عَزَّوَجَلَّ يُعْطِى الْعَبْدَ عَلٰى مَعَاصِيْهِ مَا يُحِبُّ فَإِنَّمَا هُوَ اِسْتِدْرَاجٌ ثُمَّ تَلاَ رَسُوْلُ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَلَمَّا نَسُوْا مَاذُكِّرُوْا بِهٖ فَتَحْنَا عَلَيْهِمْ اَبْوَابَ كُلِّ شَيْءٍ حَتّٰى اِذَا فَرِحُوْا بِمَا اُوْتُوْا اَخَذْنٰهُمْ بَغْتَةً فَاِذَاهُمْ مُبْلِسُوْنَ. (رواه أحمد)

(૭૫) **તરજુમો** : હઝરત ઉક્બા બિન આમિર (રદિયલ્લાહુ અન્હૂ)થી

રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે તમે જુઓ કે અલ્લાહ તઆલા કોઈ બંદાને તેના ગુનાહ અને નાફરમાની છતાં દુનિયામાં તેની મનપસંદ વસ્તુઓ આપી રહ્યો છે, તો સમજી લો કે એ તેના હકમાં ઈસ્તિદ્‌રાજ–ઢીલ છે. આ ફરમાવ્યા પછી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (દલીલ પકડતા) કુરઆન શરીફની આ આયત પઢી : **'ફલમ્મા નસૂ મા ઝુક્કિરૂ બિહી....** જેનો અર્થ આ છે કે, 'જ્યારે તેમણે ભુલાવી દીધી તે વાતોને, જેમની તેમને નસીહત કરવામાં આવી હતી, તો અમે ખોલી દીધા તેમની ઉપર દરેક નેઅમતોના દરવાજા, ત્યાં સુધી કે જ્યારે તેઓ એ નેઅમતોના મળવા પર ખૂબ મસ્ત થઈને ઈતરાવા–ઘમંડ કરવા લાગ્યા, તો અમે એકદમ તેમને પોતાની સખત પકડમાં લઈ લીધા, તો તેઓ હેરાન–પરેશાન તથા ભવિષ્યના માટે સંપૂર્ણ માયૂસ–નિરાશ થઈ ગયા.

(મુસ્નદે ઈમામ અહમદ રહ્‌મતુલ્લાહિ અલયહ)

**ખુલાસો** : આ દુનિયામાં અલ્લાહ તઆલાના જે કાનૂન ચાલી રહ્યા છે, જેના આધીન તે વ્યક્તિઓ કે કોમોની સાથે મુઆમલો ફરમાવે છે, તે નિયમોમાંથી એક ઈસ્તિદ્‌રાજ પણ છે, જેનો મતલબ એ છે કે જ્યારે અલ્લાહ તઆલાનો કોઈ મુજરિમ અને બાગી–નાફરમાન બંદો કે વર્ગ–સમાજ નાફરમાનીની હદથી આગળ વધી જાય છે અને ખુદાઈ આદેશોથી સંપૂર્ણ બેપરવા થઈને જીવે છે, તો અલ્લાહ તઆલા સખત નારાજ થઈને ક્યારેક આમ પણ કરે છે કે તેની રસ્સી વધારે ઢીલી કરી દે છે અને થોડાક સમયના માટે નેઅમતોના દરવાજા તેના પર ખોલી દે છે, જેથી તે ઓર વધારે સંતોષ તથા મસ્તીથી સરકશી–ગુનાહોમાં આગળ વધતો રહે અને પછી સખતથી સખત શિક્ષા પામે. દીનની ખાસ ઝબાન–ભાષામાં તેને ઈસ્તિદ્‌રાજ કહે છે.

તો ઉપરોક્ત હદીષનો મતલબ આ છે કે જ્યારે કોઈ વ્યક્તિ કે સમાજને તમે એ હાલતમાં જુઓ કે તે અલ્લાહ તઆલા અને આખિરતને સંપૂર્ણ ભૂલાવીને બાગી–ગુનાહિત જીવન જીવે છે; તે છતાં તેમને અલ્લાહ તઆલા તરફથી પ્રકાર–પ્રકારની નેઅમતો મળી રહી છે અને તેઓ મજા ઉડાવી રહ્યા છે, તો એથી કોઈને આ ધોકો ન થવો જોઈએ કે અલ્લાહ તઆલા તેમનાથી

રાજી થઈને તેમના પર નેઅમતોની વર્ષા કરી રહ્યો છે, બલકે આમ સમજવું જોઈએ કે અલ્લાહ તઆલા તેમને ઢીલ આપી રહ્યો છે તથા તેમનો અંતિમ અંજામ અતિ ભયાનક છે.

## કાફિરો–ફાજિરોની ખુશહાલી પર રશ્ક ન કરો :

(٧٦) عَنْ اَبِيْ هُرَيْرَةَ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَ سَلَّمَ لَا تَغْبِطَنَّ فَاجِرًا بِنِعْمَةٍ فَاِنَّكَ لَا تَدْرِىْ مَا هُوَ لَاقٍ بَعْدَ مَوْتِهٖ اِنَّ لَهٗ عِنْدَ اللهِ قَاتِلًا لَا يَمُوْتُ يَعْنِى النَّارَ. (رواه البغوى فى شرح السنة)

(૭૬) **તરજુમો** : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમે કોઈ બદકાર (કાફિર કે ફાસિક–નાફરમાન) પર કોઈ નેઅમત અને ખુશહાલીના કારણે ક્યારેય રશ્ક ન કરજો, (કારણ કે) તમને ખબર નથી કે મર્યા પછી તેની ઉપર કેવી કેવી આફતો આવનાર છે. અલ્લાહ તઆલાને ત્યાં (આખિરતમાં) તેના માટે એક એવો કાતિલ–ખૂની છે, જેને કદી મોત નથી. (આ હદીષ હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત કરનાર, અબ્દુલ્લાહ બિન અબી મરયમ કહે છે કે,) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મતલબ આ 'કાતિલ'થી દોઝખની આગ છે (અર્થાત્ તે બીચારો હંમેશાહંમેશ માટે દોઝખમાં રહેનાર છે, તો એવા માનવી પર રશ્ક કરવો કેટલી મોટી નાદાની તથા ગુમરાહી છે. (શર્હુસ્સુન્નહ)

**ખુલાસો** : ઘણી વાર આમ બને છે કે અલ્લાહ તઆલાનો એક મુઅ્મિન અને નેકી કરતો બંદો, જે થોડા દિવસની આ પરીક્ષા માટેની દુનિયામાં તંગી તથા તકલીફનું જીવન બસર કરે છે, જ્યારે તે કોઈ ખરાબ અને અલ્લાહ તઆલાથી સંબંધ ન રાખનાર માણસને જુએ છે કે તે ઠાઠમાઠથી એશો–આરામનું જીવન ગુઝારે છે, તો શયતાન તેના દિલમાં જાતજાતના વસવસા–શંકાઓ નાખે છે અને કમથી કમ આ કે દિલમાં તેની હાલત પર રશ્ક જ પેદા થઈ જાય છે, જે અલ્લાહ તઆલાની મોટી નાશુક્રી છે.

તેથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ચેતવણી આપી કે, જે લોકો ઈમાન અને નેક અમલોથી મહરૂમ છે અને અલ્લાહ તઆલાથી ગફલત તથા બુરાં કામોને લઈ આખિરત–પરલોકની હંમેશાની જિંદગીમાં આગના અઝાબમાં સપડાવાના છે, આ જીવનમાં તેમના થોડા દિવસના ઐશો–ઈશ્રતને જોઈને કદાપિ કોઈ મુઅ્મિને તેમના પર રશ્ક પણ ન કરવો જોઈએ. તે બીચારા કમબખ્તીના માર્યાઓનો જે આખરી અંજામ થનાર છે તથા તેમના પર જે વીતવાનું છે, તે જો માલૂમ થઈ જાય તો તેમની મોજ–મજા એવી દેખાય, જેમ ફાંસી પર ચઢનારના માટે બે–ચાર દિવસ અગાઉ વિશેષ સહૂલતો તથા મનપસંદ વાનગીનો બંદોબસ્ત કરાય છે.

જેઓ ઉપરની હકીકત સમજી લે છે, તેઓ એવા લોકો પર રશ્ક કરવાના બદલે ઓર અલ્લાહ તઆલાનો શુક્ર કરે છે કે અમને ઈમાનની દોલત આપીને તેમના નઠારા–બુરા અંજામથી બચાવી લીધા. આ લખનારે અમુક અલ્લાહ તઆલાના બંદાઓનો આ હાલ જોયો છે કે અલ્લાહ તઆલાને ભૂલેલ દુનિયાદારોને જોઈને અનાયાસે તેમની ઝબાનો પર અલ્લાહ તબારક વ તઆલાની હમ્દ અને શુક્રની આ દુઆ જારી થઈ જાય છે, જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કોઈ મુસીબતવાળાને જોઈને પઢયા કરતા હતા : **અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી આફાની મિમ્ મબ્તલા–ક બિહી વ ફઝ્ઝલની અલા કષીરિમ્ મિમ્મન્ ખ–લ–ક તફ્ઝીલા.** અર્થ : સઘળી તારીફ–વખાણ તે અલ્લાહ તઆલાના માટે છે, જેણે મને તે મુસીબતથી બચાવ્યો, જેમાં (હે બંદા !) તને સપડાવવામાં આવ્યો છે અને તેણે મને પોતાની ઘણી મખલૂક પર શ્રેષ્ઠતા બખ્શી.

## કોઈના ચીંથરેહાલ દેખાવ તથા ગરીબીના કારણે તેને તુચ્છ ન સમજો :

(૭૭) عَنْ سَهْلِ بْنِ سَعْدٍ قَالَ مَرَّ رَجُلٌ عَلَى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ لِرَجُلٍ عِنْدَهُ جَالِسٌ مَا رَأْيُكَ فِيْ هٰذَا؟ فَقَالَ رَجُلٌ مِنْ اَشْرَافِ

النَّاسِ، هٰذَا وَ اللهِ حَرِيٌّ اِنْ خَطَبَ اَنْ يُّنْكَحَ وَاِنْ شَفَعَ اَنْ يُّشَفَّعَ، قَالَ فَسَكَتَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ ثُمَّ مَرَّ رَجُلٌ فَقَالَ لَهٗ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَارَأْيُكَ فِىْ هٰذَا؟ فَقَالَ يَا رَسُوْلَ اللهِ هٰذَا رَجُلٌ مِنْ فُقَرَاءِ الْمُسْلِمِيْنَ، هٰذَا حَرِيٌّ اِنْ خَطَبَ اَنْ لَا يُنْكَحَ وَاِنْ شَفَعَ اَنْ لَا يُشَفَّعَ وَاِنْ قَالَ اَنْ لَا يُسْمَعَ لِقَوْلِهٖ فَقَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ هٰذَا خَيْرٌ مِّنْ مِلْاِ الْاَرْضِ مِثْلَ هٰذَا. (رواه البخاری ومسلم)

(૭૭) **તરજુમો** : હઝરત સહલ બિન સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક માણસ (જે કદાચ અમીર તથા આબરૂદાર લોકોમાંથી હતો) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામેથી પસાર થયો, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક ભાઇને–જે ત્યારે આપની પાસે બેઠા હતા–પૂછયું કે, 'એ પસાર થનાર માણસના વિશે તમારી શું રાય તથા અંદાજો છે ?' તેમણે કહ્યું કે, 'હઝરત ! એ ઘણા મોટા અને આબરૂદાર લોકોમાંથી છે. એ એવી શાનવાળો છે કે, જે પણ ખાનદાનની બેટી માટે શાદીનો પયગામ દે, તો મંજૂર કરી લેવામાં આવે અને નિકાહ થઇ જાય અને જો કોઇ મામલામાં ભલામણ કરી દે, તો તેની સિફારિશ જરૂર માની લેવામાં આવે.'

રાવી કહે છે કે, આ જવાબ સાંભળીને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખામોશ થઇ ગયા. આપે કંઇ ન ફરમાવ્યું. પછી થોડી જ વારે એક ઓર અલ્લાહ તઆલાનો બંદો પસાર થયો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પહેલાવાળા જ ભાઇને ફરીથી પૂછયું કે, આ માણસના વિશે તમારી રાય તથા અંદાઝો શો છે ?' તેમણે કહ્યું કે, 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એ બીચારો ગરીબ તથા મિસ્કીન મુસલમાનોમાંથી છે. તે એવો છે કે જો ક્યાંક નિકાહનો પયગામ દે, તો તેની સાથે નિકાહ ન કરવામાં આવે અને જો કોઇ મામલામાં ભલામણ કરે, તો

તેની સિફારિશ કબૂલ ન થાય અને જો કંઈ વાત કહેવા ચાહે તો તેની વાત ન સાંભળવામાં આવે.' (તેમનો આ જવાબ સાંભળીને) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, પહેલા પ્રકારના એ માનવી જેવાથી જો જમીન ભરાઈ જાય તો આ એક એકલો ગરીબ–મિસ્કીન તે સૌથી બેહતર–શ્રેષ્ઠ છે.' (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : માનવીઓની આમ હાલત આ છે કે દુનિયાની દોલત અને તેની મોટાઈને જ તેઓ અસલ મહાનતા અને કિંમતી વસ્તુ સમજે છે અને તેનાથી જ પ્રભાવિત થાય છે અને અલ્લાહ તઆલાના જે બંદાઓ તેનાથી ખાલી હોય (ભલે, ઈમાન તથા નેક અમલોની દોલત કેટલીય વધારે હોય) આમ તોર પર દુનિયાદાર તેમને તુચ્છ અને ઝલીલ જ સમજે છે. આ હદીષ મૂળમાં એ જ દિલ તથા દિમાગના રોગના ઉપચારનો એક નુસખો છે. ખૂબ શક્ય છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે જે ભાઈ ત્યારે બેઠેલ હતા (જેમનાથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ વાતચીતમાં મશગૂલ હતા) તેમનામાં પણ આ રોગના કંઈક જંતુ હોય અને આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમની ઈસ્લાહ માટે જ આ વાતચીત ફરમાવી હોય.

હદીષવેત્તાઓએ પણ લખ્યું છે અને હદીષના જાહેરી શબ્દોથી પણ આ જ વાત સમજમાં આવે છે કે પસાર થનાર બન્નેય મુસલમાન જ હતા. અલબત્ત, પ્રથમ ગુઝરનાર દુનિયાની દોલત અને પ્રતિષ્ઠામાં વધારે આગળ હતા અને દીનના હિસાબે ખૂબ પાછળ. જ્યારે પાછળથી ગુઝરનાર દુનિયાના લિહાઝથી તો ખૂબ પાછળ હતા, પરંતુ દીન અને અલ્લાહ તઆલા સાથેના તઅલ્લુકમાં ખૂબ જ આગળ હતા. એ જ તફાવતના લઈને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'પ્રથમ જેવા માણસો જો એટલી મોટી સંખ્યામાં હોય કે અલ્લાહ તઆલાની વિશાળ ધરતી તેમનાથી ભરાઈ જાય તો પણ પાછળથી ગુઝરનાર અલ્લાહ તઆલાનો ગરીબ અને મિસ્કીન આ એક બંદો તે સૌથી બેહતર છે. અલ્લાહુ અકબર ! દીન અને અલ્લાહ તઆલા સાથેના સંબંધની મહત્તા અને ઉચ્ચતાનું શું પૂછવું ? !

(૭૮) عَنْ اَبِیْ هُرَيْرَةَ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ رُبَّ اَشْعَثَ اَغْبَرَ مَدْفُوْعٍ بِالْاَبْوَابِ لَوْ اَقْسَمَ عَلَى اللّٰهِ لَاَبَرَّهٗ. (رواه مسلم)

(૭૮) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'ઘણાં પરાગંદા–વિખરાયેલા વાળવાળા, ધૂળથી ભરેલા જેમને દરવાજાઓ પરથી હડસેલી દેવામાં આવે (તેમનું સ્થાન અલ્લાહ તઆલાને ત્યાં એટલું ઉચ્ચ હોય છે કે) જો તેઓ અલ્લાહ તઆલા પર કસમ ખાઈ લે, તો તેમની કસમને અલ્લાહ (રબ્બુલ આલમીન) અવશ્ય પૂરી કરી દે.' (મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : આ હદીષ શરીફનો પણ એ જ મતલબ છે કે કોઈને મેલો–ઘેલો, તૂટેલો–ફાટેલો અને પરાગંદા વાળવાળો જોઈને હકીર ન સમજવો જોઈએ. એવા લોકોમાં અલ્લાહ જલ્લ શાનુહૂના કેટલાક એવા બંદા પણ હોય છે, જેઓ અલ્લાહ–રહમાનના માટે પોતાને મિટાવીને તેને ત્યાં એવો કુર્બ–સામીપ્ય તથા મહબૂબિય્યત–મકબૂલિય્યતનું સ્થાન મેળવી લે છે કે, જો અલ્લાહ તઆલાના વિશ્વાસે તેઓ કોઈ મામલામાં કસમ ખાઈ લે કે, અલ્લાહ તઆલા આવું જ કરશે યા આમ નહીં કરે, તો અલ્લાહ તઆલા તેમની કસમની લાજ રાખીને તે પ્રમાણે જ કરી આપે છે.

યાદ રહે કે, હદીષ શરીફનો હેતુ પરાગંદા વાળ તથા મેલા–ઘેલા રહેવાની પ્રેરણા આપવાનો નથી (જેમ કે કેટલાકે સમજ્યો છે), હદીષ શરીફ તથા સીરતે પાકની સતત ગવાહી છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સામાન્ય રીતે પાક–સાફ રહેવાનું પસંદ ફરમાવતા હતા અને બીજાઓને પણ એની જ રગ્બત–શોખ અપાવતા હતા; એટલું જ નહીં, અમુક લોકોને જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હાલતમાં જોયા કે એ વિશે તેઓ કમી કે અતિશયોક્તિના શિકાર છે અને તેમણે પોતાનો હુલિયો–દેખાવ બગાડી નાખ્યો છે, તો આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પોતાની આ હાલત સુધારવાનો હુકમ કર્યો.

આથી હદીષનો આશય એવો સમજવો કોઈ રીતે પણ સહીહ નથી કે, લોકો પરાગંદા અને મેલા–ઘેલા રહે, બલકે તેનો મકસદ અને રૂહ આ જ છે કે અલ્લાહ તઆલાના કોઈ બંદાને એ હાલતમાં જોઈને તેને તુચ્છ અને પોતાનાથી ઊતરતો ન સમજવામાં આવે, કારણ કે ઘણાં બધા એ હાલમાં રહેનારા પણ 'ખાસાને ખુદા'માંથી હોય છે. તો આ હદીષમાં મૂળભૂત રીતે તે લોકોના ખ્યાલ અને હાલતની સુધારણા કરવામાં આવી છે, જે અલ્લાહ–રહીમના ગરીબ, તૂટેલા–ફાટેલા હાલમાં રહેતા બંદાઓને નકામા સમજે છે અને પોતાના માનસિક ઘમંડના લઈને તેમની સાથે મેળમેળાપ તથા ઊઠવા–બેસવામાં સંકોચ રાખે છે અને તેમાં જ પોતાની મોટાઈ–ઘમંડનું રક્ષણ સમજે છે.

## ઘણા બધા મુફલિસ અને શિકસ્તાહાલ એવા છે કે તેમની બરકત અને દુઆથી રોઝી મળે છે :

(٧٩) عَنْ مُصْعَبِ بْنِ سَعْدٍ قَالَ رَأَىٰ سَعْدٌ اَنَّ لَهُ فَضْلًا عَلٰى مَنْ دُوْنَهُ

قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ : هَلْ تُنْصَرُوْنَ وَتُرْزَقُوْنَ اِلَّا بِضُعَفَائِكُمْ .

(رواه البخاری)

(૭૯) **તરજુમો :** હઝરત મુસ્અબ બિન સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મારા વાલિદ સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)ને અલ્લાહ તઆલાએ જે ખાસ સલાહિય્યતો બખ્શી હતી; દા.ત. બહાદુરી, સખાવત, સમજબૂઝ વગેરે, તેના કારણે તેમને) કંઈક ખ્યાલ હતો કે જે (ગરીબ તથા અશક્ત પ્રકારના મુસલમાન એ આવડતોમાં) તેમનાથી ઘણા કમ છે, તેઓ તેમના મુકાબલામાં ફઝીલત તથા ઉચ્ચતા ધરાવે છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (તેમના એ ખ્યાલની ઈસ્લાહના માટે) ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા તરફથી તમારી જે મદદ થાય છે તથા તમને જે (નેઅમતો મળે છે, તે (તમારી લાયકાતોની બુનિયાદ પર નથી મળતી, બલકે) તમારામાં જે બીચારા કમઝોર હાલતમાં છે, તેમની બરકત અને દુઆઓથી મળે છે.'

(બુખારી શરીફ)

**ખુલાસો** : હઝરત સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)નો જે ખ્યાલ હતો, કેમ કે તેની બુનિયાદ ગર્વ પર હતી, તેથી તેના ઈલાજ–ઉપાય માટે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને બતાવ્યું કે, તમે જે મિસ્કીનોને પોતાનાથી ખૂબ નીચ–હલકો અને તમને પોતાને તેમનાથી ઉચ્ચ સમજો છો, અલ્લાહ તઆલા તેમના જ તુફૈલમાં તથા તેમની દુઆઓથી જ તમને તે સઘળું આપે છે, જેનાથી તમે અત્રે મોટા બનેલા છો. આજે પણ અમારા જેવા ભણેલા–પઢેલા, જેમને અલ્લાહ તઆલાએ કંઈક સલાહિય્યતો આપી રાખી છે તથા દીનની કંઈક ખિદમતની તવફીક મળી રહી છે, સામાન્ય રીતે એ જ પ્રકારના અભિમાનમાં સપડાયા છે. **નઊઝુ બિલ્લાહિ મિન્ શુરૂરિ અન્ફુસિના.**

## પોતાનાથી કમ દરજ્જાવાળાઓને જોઈને સબ્ર તથા શુક્રનો બોધ લેતા રહો :

(٨٠) عَنْ اَبِيْ هُرَيْرَةَ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِذَا نَظَرَ اَحَدُكُمْ اِلٰى مَنْ فُضِّلَ عَلَيْهِ فِى الْمَالِ وَالْخَلْقِ فَلْيَنْظُرْ اِلٰى مَنْ هُوَ اَسْفَلَ مِنْهُ ـ

(رواه البخاری ومسلم)

(૮૦) હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે તમારામાંથી કોઈ એવા માણસને જુએ, જે ધન–દોલત તથા શકલો–સૂરતમાં તેનાથી વધારે હોય (અને તેનાથી તેના દિલમાં લોભ તથા ફરિયાદ પેદા થાય) તો તેને જોઈએ કે તે કોઈ એવા બંદાને જુએ, જે દોલત તથા રૂપ–શક્તિમાં તેનાથી પણ વધારે નીચે હોય (જેથી લાલચ તથા શિકાયતના બદલે સબ્ર તથા શુક્ર પેદા થાય.) (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : શુક્ર અને સબ્ર, ઈમાન તથા અલ્લાહ તઆલા સાથેના સંબંધના બે એવા રુખ છે કે જે કોઈ બંદામાં એ બન્નેય ભેગા થઈ જાય, તો

તેને જાણે ઈમાનનો કમાલ નસીબ થઇ ગયો. દીનની દોલત ભરપૂર મળી ગઈ. તેનો ઉપાય તથા ધોરણ આ હદીષથી એ જણાયું કે બંદો આ ટેવ બનાવી લે કે દીનના વિષયમાં હંમેશા અલ્લાહ તઆલાના તે સારા બંદાઓ પર નજર રહ્યા કરે, જેમનું સ્થાન દીનમાં (ઈમાન, આ'માલ તથા અખ્લાકમાં) પોતાનાથી વધુ ઉચ્ચ હોય અને તેમની પેરવી કરતો રહે.

જ્યારે દુનિયાના મામલામાં સદા અલ્લાહ તઆલાના તે દરિદ્ર તથા દુખિયારા બંદાઓ પર નજર રાખે, જેઓ દુનિયાના લિહાઝથી પોતાનાથી ઊતરતા તથા નીચે હોય અને તેમના કરતાં પોતાને જે દુનિયાના હિસાબે રાહતો–આફિયત અલ્લાહ તઆલા તરફથી વધારે મળી છે, તેને ફક્ત અલ્લાહ–રહમાન–રહીમનો ફઝલોકરમ માનીને તે ઉપકાર કરનાર આકાનો શુક્ર અદા કરતો રહે.

(۸۱) عَنْ عَمْرِوبْنِ شُعَيْبٍ عَنْ اَبِيْهِ عَنْ جَدِّهٖ عَنْ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ خَصْلَتَانِ مَنْ كَانَتَا فِيْهِ كَتَبَهُ اللّٰهُ شَاكِرًا صَابِرًا ، مَنْ نَظَرَ فِيْ دِيْنِهٖ اِلٰى مَنْ هُوَ فَوْقَهٗ فَاقْتَدٰى بِهٖ وَنَظَرَ فِيْ دُنْيَاهُ اِلٰى مَنْ هُوَ دُوْنَهٗ فَحَمِدَ اللّٰهَ عَلٰى مَا فَضَّلَهُ اللّٰهُ عَلَيْهِ كَتَبَهُ اللّٰهُ شَاكِرًا صَابِرًا وَمَنْ نَظَرَ فِيْ دِيْنِهٖ اِلٰى مَنْ هُوَ دُوْنَهٗ وَنَظَرَ فِيْ دُنْيَاهُ اِلٰى مَنْ هُوَ فَوْقَهٗ فَاَسِفَ عَلٰى مَا فَاتَهٗ مِنْهُ لَمْ يَكْتُبْهُ اللّٰهُ شَاكِرًا وَلَا صَابِرًا. (رواه الترمذى)

(૮૧) હઝરત અમ્ર ઈબ્ને શુઐબ (રદિયલ્લાહુ અન્હૂ) પોતાના વાલિદ શુઐબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત નકલ કરે છે અને તે હઝરત શુઐબ (રદિયલ્લાહુ અન્હૂ) પોતાના વાલિદ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત નકલ કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસમાં બે આદતો હશે તો અલ્લાહ તઆલા તેને શાકિરીન (શુક્ર કરવાવાળા) અને સાબિરીન (સબ્ર કરવાવાળા)માં લખશે. (આ બે આદતોનું વિવરણ આ છે કે) જે માણસની

આ આદત હોય કે, તે દીનના મામલામાં તો અલ્લાહના તે બંદાઓને જુએ કે, જે દીનમાં તેનાથી ચડિયાતો અને શ્રેષ્ઠ હોય અને તેની પેરવી કરે અને દુનિયાના મામલામાં તે ગરીબ–મિસ્કીન અને દુર્દશાગ્રસ્તોને જુએ કે, જે દુનિયાની હેસિયતથી તેનાથી પણ નીચલા દરજ્જામાં હોય અને તેના પર અલ્લાહનો શુક્ર અદા કરે કે તેણે ફક્ત પોતાના ફઝલો કરમથી આ બંદાઓથી વધુ દુનિયાની નેઅ્મતો તેને આપી છે. તો અલ્લાહ તઆલાને ત્યાં તે સાબિર અને શાકિર લખવામાં આવે છે. અને જેની હાલત એવી હોય કે તે દીનના મામલામાં હંમેશા પોતાનાથી નીચલા દરજ્જાવાળા લોકોને જુએ અને દુનિયાના મામલામાં પોતાનાથી ઉચ્ચ દરજ્જાવાળા લોકોને જુએ અને જે દુનિયાની નેઅ્મતો તેને મળી નથી તેના ન મળવા પર અફસોસ અને દુ:ખ વ્યક્ત કરે તો અલ્લાહ તઆલાને ત્યાં તે શાકિર અને સાબિર લખવામાં આવતો નથી. (તિરમિઝી)

## જો નેક આ'માલની તવફીક મળે તો જિંદગી મહાન નેઅમત છે :

(٨٢) عَنْ اَبِىْ بَكْرَةَ اَنَّ رَجُلاً قَالَ يَا رَسُوْلَ اللهِ اَىُّ النَّاسِ خَيْرٌ ؟ قَالَ مَنْ
طَالَ عُمُرُهٗ وَحَسُنَ عَمَلُهٗ. قَالَ: اَىُّ النَّاسِ شَرٌّ ؟ قَالَ مَنْ طَالَ عُمُرُهٗ وَسَاءَ عَمَلُهٗ.

(رواه احمد)

(૮૨) **તરજુમો** : હઝરત અબૂ બક્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં એક માણસે અરજ કરી : 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! માનવીઓમાં કોણ શ્રેષ્ઠ છે ? (એટલે કયા પ્રકારનો માણસ આખિરતમાં વધારે કામિયાબ રહેશે ?)' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, 'તે, જેની ઉંમર લાંબી થાય અને તેના અમલ નેક રહે.' ફરી તે પૂછનારે અરજ કરી કે, 'માનવીઓમાં વધારે ખરાબ (અને આખિરતમાં વધારે નુકસાનમાં રહેનાર કોણ છે ?).' આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)એ ફરમાવ્યું : 'જેને ઉંમર લાંબી મળે અને આ'માલ તેના ખરાબ રહે !' (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : નેક અમલ (કરનાર) માણસને જેટલું લાંબું જીવન મળશે, તેટલા જ તેના દીની દરજ્જાઓમાં તરક્કી થશે. એથી ઊલટું, ખરાબ આ'માલવાળો જેટલું વધારે જીવશે, તેટલો જ તે અલ્લાહ તઆલાની દયા–કૃપા તથા ખુશ્નૂદીથી દૂર થતો જશે.

(٨٣) عَنْ عُبَيْدِ بْنِ خَالِدٍ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اٰخٰى بَيْنَ رَجُلَيْنِ فَقُتِلَ اَحَدُهُمَا فِىْ سَبِيْلِ اللّٰهِ ثُمَّ مَاتَ الْاٰخَرُ بَعْدَهٗ بِجُمُعَةٍ اَوْ نَحْوِهَا فَصَلَّوْا عَلَيْهِ فَقَالَ النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَاقُلْتُمْ ؟ قَالُوْا دَعَوْنَا اللّٰهَ اَنْ يَّغْفِرَلَهٗ وَيَرْحَمَهٗ وَيُلْحِقَهٗ بِصَاحِبِهٖ فَقَالَ النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَاَيْنَ صَلٰوتُهٗ بَعْدَ صَلٰوتِهٖ وَعَمَلُهٗ بَعْدَ عَمَلِهٖ اَوْقَالَ صِيَامُهٗ بَعْدَ صِيَامِهٖ لَمَا بَيْنَهُمَا اَبْعَدُ مِمَّا بَيْنَ السَّمَاءِ وَالْاَرْضِ. (رواه ابوداؤد والنسائى)

(૮૩) **તરજુમો** : ઉબૈદ બિન ખાલિદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બે માણસોની વચ્ચે ભાઈચારો કાયમ ફરમાવ્યો (ત્યારના રિવાજ મુજબ તેમને એકબીજાના ભાઇ ઠરાવ્યા). પછી એવું બન્યું કે તેમાંથી એક ભાઇ (થોડાક જ દિવસમાં જિહાદમાં શહીદ થઇ ગયા). ત્યાર પછી એક જ અઠવાડિયા કે તેના નજીકમાં બીજા ભાઈની પણ વફાત થઇ ગઇ (એટલે તેઓ કોઇ બીમારીમાં ઘરે જ ગુજરી ગયા). સહાબા (રદિયલ્લાહુ અન્હૂ) તેમની જનાઝાની નમાઝ પઢયા.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પૂછયું, કે, 'તમે લોકોએ (જનાઝાની નમાઝમાં) શું કહ્યું ? (એટલે મરનાર ભાઇના હકમાં તમે અલ્લાહ તઆલાથી કઇ દુઆ કરી) ?' તેમણે અરજ કરી કે, 'અમે તેના માટે આ દુઆ કરી કે, અલ્લાહ તઆલા તેની મગફિરત ફરમાવે, તેની ઉપર રહમ ફરમાવે અને (તેમના જે સાથી શહીદ થઇને અલ્લાહ તઆલાની

નઝદીકી અને રઝામંદીનું તે સ્થાન પામી ગયા છે, જે શહીદોને મળે છે, અલ્લાહ તઆલા તેમને પણ પોતાના ફઝલોકરમથી તે જ જગ્યા પર પહોંચાડીને) પોતાના ભાઈ તથા સાથીની સાથે મેળવી દે (જેથી જન્નતમાં પણ તેઓ અહીંની જેમ સાથી રહે).

આ જવાબ સાંભળીને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'પછી તેની તે નમાઝો ક્યાં ગઈ, જે તે શહીદ થનાર ભાઈની નમાઝોના પછી તેમણે પઢી ? અને બીજા નેક અમલ ક્યાં ગયા, જે અમલ (બંધ થયા) પછી તેમણે કર્યા ? (અથવા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ ફરમાવ્યું) કે, તેના તે રોઝા ક્યાં ગયા, જે તે શહીદના પછી તેમણે રાખ્યા ? એ પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, એ બન્નેયના મરતબાઓમાં તો એથી પણ વધારે અંતર છે, જેટલું જમીન અને આસમાનની વચ્ચે દૂરી છે.' (અબૂ દાવૂદ શરીફ, નસાઈ શરીફ)

**ખુલાસો** : આ હદીષનો મતલબ આ છે કે તમે પછીથી મરનાર તે ભાઈનો દરજ્જો પ્રથમ શહીદ થનાર ભાઈથી કમતર સમજ્યા, તેથી તમે અલ્લાહ તઆલાથી આ દુઆ કરી કે, અલ્લાહ જલ્લ શાનુહૂ પોતાના ફઝલો કરમથી એને પણ તે શહીદ ભાઈની સાથે કરી દે, જ્યારે કે પાછળથી મરનાર ભાઈએ શહીદ ભાઈની શહાદત પછી જે પણ નમાઝો પઢી, રોઝા રાખ્યા તથા બીજા નેક અમલ કર્યા, તમને જાણ નથી કે તેના કારણે તેનો દરજ્જો તે પહેલા શહીદ થનાર ભાઈથી ખૂચ ઉચ્ચ થઈ ગયો છે–જમીન અને આસમાનના તફાવતથી (પણ) વધારે.

રાહે ખુદામાં જાન દેવી બેશક, ખૂબ ઊંચો અમલ છે. તેની ઘણી ફઝીલતો છે, પરંતુ નમાઝ, રોઝા વગેરે નેક અમલો જો ઈખ્લાસ અને ઈહસાની કૈફિયતની સાથે નસીબ થાય તો તેમનાથી જે તરક્કી તથા બુલંદી નસીબ થાય છે, તેની પણ કોઈ હદ નથી. સાથે જ પાછળથી મરનાર એ ભાઈ પણ રાહે હકના સિપાહી અને જિહાદ માટે સદાય તૈયાર રહેનારાઓમાંથી હોવાના લઈ શહાદતના દરજ્જાને પણ પામ્યા અને પછીના નમાઝ, રોઝા વગેરે અમલોએ તેમનો દરજ્જો એટલો ઉચ્ચ

કરી દીધો કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બન્નેયના દરજ્જાઓમાં જમીન અને આસમાનથી વધારે અંતર બતાવ્યું.

(૮૪) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ شَدَّادٍ اَنَّ نَفَرًا مِنْ بَنِيْ عُذْرَةَ ثَلٰثَةً اَتَوُا النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَاَسْلَمُوْا فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ يَّكْفُلُنِيْهِمْ ؟ قَالَ طَلْحَةُ اَنَا فَكَانُوْا عِنْدَهٗ فَبَعَثَ النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بَعْثًا فَخَرَجَ فِيْهِ اَحَدُهُمْ فَاسْتُشْهِدَ ثُمَّ بَعَثَ بَعْثًا فَخَرَجَ فِيْهِ الْاٰخَرُ فَاسْتُشْهِدَ ثُمَّ مَاتَ الثَّالِثُ عَلٰى فِرَاشِهٖ قَالَ قَالَ طَلْحَةُ : فَرَأَيْتُ هٰؤُلَاءِ الثَّلٰثَةَ فِي الْجَنَّةِ وَرَأَيْتُ الْمَيِّتَ عَلٰى فِرَاشِهٖ اَمَامَهُمْ وَالَّذِيْ اُسْتُشْهِدَ اٰخِرًا يَلِيْهِ وَاَوَّلُهُمْ يَلِيْهِ فَدَخَلَنِيْ مِنْ ذَالِكَ فَذَكَرْتُ لِلنَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ذَالِكَ فَقَالَ وَمَا اَنْكَرْتَ مِنْ ذَالِكَ ؟ لَيْسَ اَحَدٌ اَفْضَلَ عِنْدَ اللّٰهِ مِنْ مُّؤْمِنٍ يُعَمَّرُ فِي الْاِسْلَامِ لِتَسْبِيْحِهٖ وَتَكْبِيْرِهٖ وَتَهْلِيْلِهٖ. (رواه احمد)

(૮૪) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન શદાદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, બની ઉઝ્રામાંથી ત્રણ માણસો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવ્યા અને મુસલમાન થયા (તથા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં રોકાવાનો ઈરાદો કર્યો), તો આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (સહાબ–એ–કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમને) ફરમાવ્યું કે, 'આ નવ મુસ્લિમ મુસાફિરોની ખિદમત મારા તરફથી કોણ પોતાના શિરે લઈ શકે છે ?' હઝરત તલ્હા (રદિયલ્લાહુ અન્હૂ)એ કહ્યું કે, 'હું મારા ઝિમ્મે લઉં છું.' તે મુજબ તે ત્રણેય તેમની પાસે રહેવા લાગ્યા. એ અરસામાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક લશ્કર કોઈ ઠેકાણે મોકલ્યું.

આ ત્રણમાંથી એક ભાઈ તે લશ્કરમાં ગયા અને ત્યાં શહીદ થઈ ગયા. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક બીજું લશ્કર મોકલ્યું,

તો તેમાંથી બીજા ભાઈ તેની સાથે ગયા અને તેઓ પણ ત્યાં શહીદ થઈ ગયા. (થોડાક દિવસો પછી) તેઓમાંથી ત્રીજા જે બાકી હતા, તેમનો ઘરે જ ઈન્તિકાલ થઈ ગયો. (હદીષ રિવાયત કરનાર અબ્દુલ્લાહ બિન શદાદ) કહે છે કે, તલ્હા (રદિયલ્લાહુ અન્હૂ)એ વર્ણન કર્યું કે, 'મેં સ્વપ્નમાં તે ત્રણેય સાથીઓને જન્નતમાં જોયા અને એ (પણ) જોયું કે જે ભાઈ સૌથી છેવટમાં પોતાની પથારી પર ફિતરી મોતથી મર્યા (જિહાદમાં નહીં), તે સૌથી આગળ છે, તેમના નજીક તેમના તે સાથી છે જે બીજા નંબરે શહીદ થયા હતા અને તેમના નજીક તેમના તે સાથી છે, જે પ્રથમ શહીદ થયા હતા.

આ સ્વપ્નથી (તલ્હા રદિયલ્લાહુ અન્હૂ)ના દિલમાં શંકા ઉપસ્થિત થઈ (કારણ કે તેમનો ખ્યાલ હતો કે શહીદ થનાર બન્ને સાથીઓનો દરજ્જો ત્રીજા સાથીથી ઉચ્ચ હશે, જેમનું મૌત કુદરતી રીતે પથારી પર થયું હતું), તેથી મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી એ ખ્વાબ તથા એ વિશેની મારી શંકાનું વર્ણન કર્યું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (મારા જવાબમાં) ઈરશાદ ફરમાવ્યો કે, તમને તેમાં શી ગલતી દેખાય છે ? અલ્લાહ તઆલાના નજીક તે મુઅ્મિનથી કોઈ શ્રેષ્ઠ નથી, જેને ઈમાન તથા ઈસ્લામની સાથે લાંબી ઉંમર મળે, જેમાં તે અલ્લાહ તઆલાની તસ્બીહ (સુબ્હાનલ્લાહ), તકબીર (અલ્લાહુ અકબર) તથા તહ્લીલ (લા ઈલા–હ ઈલ્લલ્લાહ)નો ઝિક્ર કરે.'

**ખુલાસો** : અલ્લાહ તઆલા જો સમજ દે, તો ઉપરોક્ત બન્નેય હદીષોમાં તે લાગણીશીલ અને વાતોડિયા લોકો માટે મોટો બોધ છે, જેઓ જિહાદ તથા શહાદતની ફક્ત વાતો અને જૂઠી તમન્નાઓમાં પોતાનો સમય ખર્ચે છે, જ્યારે કે જિહાદો–શહાદતનું કોઈ મેદાન તેમની સામે નથી હોતું અને નમાઝ, રોઝા, ઝિક્રો–તિલાવત વગેરે નેક અમલો મારફતે મહાન તરક્કીઓનો જે મોકો તેમને પ્રતિપળે પ્રાપ્ત થાય છે, તેની કદર નથી કરતા. તેમને સામાન્ય અને ઊતરતી કક્ષાની વસ્તુઓ માનીને તેમનાથી લાભ નથી ઉઠાવતા, બલકે એથી આગળ વધીને ક્યારેક તે નેક અમલોને ટીકા– ટિપ્પણીનાં નિશાન બનાવીને પોતાની આખિરતને બરબાદ કરે છે અને સમજે છે કે તેઓ સારું કામ કરી રહ્યા છે : **'વ યહ્સબૂ–ન અન્નહુમ્ યુહ્સિનૂન સુન્આ.'**

## હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જામિઅ–સર્વગ્રાહી તથા અગત્યની નસીહતો અને વસિય્યતો :

(૮૫) عَنْ اَبِىْ ذَرٍّ رضي الله عنه قَالَ قَالَ لِىْ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِتَّقِ اللّٰهَ حَيْثُمَا كُنْتَ وَاَتْبِعِ السَّيِّئَةَ الْحَسَنَةَ تَمْحُهَا وَخَالِقِ النَّاسَ بِخُلُقٍ حَسَنٍ.

(رواه احمد والترمذى والدارمى)

(૮૫) **તરજુમો** : હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને ફરમાવ્યું કે, 'તમે જ્યાં અને જે હાલતમાં હોવ (એકાંતમાં કે સમૂહમાં, આરામમાં કે તકલીફમાં) તો અલ્લાહ તઆલાથી ડરતા રહો (અને પરહેઝગારી તમારું ઓળખચિહ્ન–શિઆર બની રહે) અને દરેક બુરાઈ પછી નેકી કરો, તે બુરાઈને મિટાવી દેશે તથા અલ્લાહ તઆલાના બંદાઓની સાથે અખ્લાક–સદ્વર્તનથી પેશ આવતા રહો.' (મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી, દારમી)

**ખુલાસો** : તકવાનું મૂળ અલ્લાહ તઆલાનો ડર અને તેની પકડ અને હિસાબની ચિંતા છે. તે એક બાતિની–આંતરિક કેફિયત છે અને તેનું પ્રાગટ્ય જાહેરી જીવનમાં આ રીતે થાય છે કે અલ્લાહ તઆલાના કરવાના તથા છોડવાના આદેશોનું પાલન કરાય, પરંતુ માનવીનો સ્વભાવ તથા આ દુનિયામાં તેની આસપાસનું વાતાવરણ એવું છે કે એ ડર–ચિંતા (તકવા) છતાં તેનાથી ભૂલો તથા ખતાઓ થઈ જાય છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખોટ ભરપાઈ કરવા માટે ઈરશાદ ફરમાવ્યો કે, જ્યારે કોઈ ભૂલ અને બુરાઈ થઈ જાય તો તેના પછી નેકી અવશ્ય કરો. નેકીનું નૂર તે બુરાઈના અંધકારને દૂર કરી દેશે–મિટાવી દેશે. કુરઆને મજીદમાં પણ ફરમાવાયું છે : **'ઈન્નલ્ હ–સ–નાતિ યુઝ્હિબ્નસ્સય્યિઆતિ** (નેકીઓ બુરાઈઓને ખતમ કરી નાખે છે !).' હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રીજી નસીહત હઝરત અબૂ ઝર

(રદિયલ્લાહુ અન્હૂ)ને આ ફરમાવી કે, 'લોકો સાથે સદ્‌વર્તાવથી પેશ આવો.' આથી જણાયું કે તકવા અને નેકીઓની વિપુલતા પછી પણ રઝા–એ–ઈલાહી માટે બંદાઓ સાથે હુસ્ને અખ્લાકનો વર્તાવ પણ જરૂરી છે.

(૮૬) عَنْ اَبِیْ اَیُّوْبَ الْاَنْصَارِیِّ رضی اللہ عنہ قَالَ جَاءَ رَجُلٌ اِلَی النَّبِیِّ صَلَّی اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ: عِظْنِیْ وَاَوْجِزْ فَقَالَ اِذَا قُمْتَ فِیْ صَلٰوتِكَ فَصَلِّ صَلٰوةَ مُوَدِّعٍ وَلَا تُكَلِّمْ بِكَلَامٍ تَعْذَرُ مِنْهُ غَدًا وَاَجْمِعِ الْاِیَاسَ مِمَّا فِیْ اَیْدِی النَّاسِ.

(رواه أحمد)

(૮૬) **તરજુમો** : હઝરત અબૂ અય્યૂબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં એક માણસ આવ્યો અને અરજ કરી કે, મને નસીહત ફરમાવો અને ટૂંકમાં ફરમાવો, (જેથી યાદ રાખવી સરળ રહે.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : (એક વાત તો આ યાદ રાખો) કે જ્યારે તમે નમાઝના માટે ઊભા થાવ, તો તે માણસની જેમ નમાઝ પઢો જે સૌની વિદાય લેનાર હોય (એટલે કે દુનિયાથી જનારની નમાઝ જેવી હોવી જોઈએ, તમે દરેક નમાઝ તેવી પઢો અને (બીજી વાત આ યાદ રાખો કે) એવી કોઈ વાત ઝબાનથી ન કાઢો, જેની કાલે તમારે મઅ્ઝિરત કરવી પડે તથા જવાબ દેવો પડે.'

(અને ત્રીજી વાત આ યાદ રાખો) કે માણસો તથા તેમના હાથોમાં જે કંઈ દેખાય છે, તેનાથી પોતાને સંપૂર્ણ નાઉમ્મીદ કરી લો (અર્થાત્ તમારી આશાઓ અને ધ્યાનનું કેન્દ્ર ફક્ત અલ્લાહ તઆલા–જગતના પાલનહાર પર હોય. મખલૂક તરફથી પોતાની ઉમ્મીદો સંપૂર્ણ ખત્મ કરી નાખો).'

(મુસ્નદે અહમદ રહ્‌મતુલ્લાહિ અલયહ)

(૮૭) عَنْ اَبِیْ هُرَيْرَةَ رضی اللہ عنہ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ: ثَلٰثٌ مُنْجِيَاتٌ وَ ثَلٰثٌ مُهْلِكَاتٌ، فَاَمَّا الْمُنْجِيَاتُ فَتَقْوَی اللّٰهِ فِی السِّرِّ وَالْعَلَانِيَةِ

وَالْقَوْلُ بِالْحَقِّ فِي الرِّضَا والسَّخَطِ وَالْقَصْدُ فِي الْغِنَاوَ الْفَقْرِ . وَ اَمَّا الْمُهْلِكَاتُ فَهَوًى مُتَّبَعٌ وَ شُحٌّ مُطَاعٌ وَاِعْجَابُ الْمَرْءِ بِنَفْسِهٖ وَهِيَ اَشَدُّهُنَّ ۔

(رواه البيهقي في شعب الإيمان)

(૮૭) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'ત્રણ વસ્તુઓ (એવી) છે, જે નજાત–મુક્તિ અપાવનારી છે અને ત્રણ ચીઝો (એવી) છે, જે હલાક કરનારી છે. નજાત અપાવનારી ત્રણ વસ્તુઓ તો આ છે : (૧) અલ્લાહ તઆલાનો ડર એકાંતમાં તથા સમૂહમાં (અથવા જાહેર તથા બાતિનમાં). (૨) હક વાત કહેવી–ખુશીમાં તથા ગુસ્સામાં અને (૩) મધ્યમ માર્ગ અપનાવવો–ખુશહાલીમાં તથા તંગીમાં.'

અને હલાક કરનારી ત્રણ ચીઝો આ છે : (૧) તે ખ્વાહિશે નફસ–મનેચ્છા જેની પેરવી કરવામાં આવે, (૨) તે બખીલાઈ–કંજૂસી જેની તાબેદારી કરવામાં આવે (એટલે તેના તકાદા પર ચાલવામાં આવે) અને (૩) માનવીની ખુદપસંદીની ટેવ (અને એ આદત સૌમાં વધારે સખત છે).

(બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન રહ્મતુલ્લાહિ અલય્હ)

**ખુલાસો** : આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખુદપસંદીને સૌથી બદતરીન (બનતા સુધી) એટલે ફરમાવી કે એ રોગમાં સપડાયેલો માનવી પોતાને ક્યારેય બીમાર જ નથી માનતો, એટલું જ નહીં, જો બીજો તેને સમજાવે તો તેને પણ ગલતી પર સમજે છે અને એમાં શંકા નથી કે તે રોગ સૌથી સખત અને લા–ઈલાજ છે, જેને બીમાર વ્યક્તિ બીમારી જ ન સમજે.

(૮૮) عَنْ عَبْدِ اللهِ بْنِ عَمْرٍو اَنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اَرْبَعٌ اِذَا كُنَّ فِيْكَ فَلَا عَلَيْكَ مَافَاتَكَ الدُّنْيَا حِفْظُ اَمَانَةٍ وَصِدْقُ حَدِيْثٍ وَحُسْنُ خَلِيْقَةٍ وَعِفَّةٌ فِيْ طُعْمَةٍ۔ (رواه احمد والبيهقي في شعب الإيمان)

(૮૮) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, 'ચાર વાતો અને ચાર આદતો એવી છે કે, જો તે તમને નસીબ થઈ જાય તો પછી દુનિયા(ની નેઅમતો)ના ન મળવા પર કોઈ વાંધો અને કોઈ નુકસાન નથી : (૧) અમાનતનું રક્ષણ, (૨) વાતોમાં સચ્ચાઈ, (૩) અખ્લાકી–નૈતિક ખૂબી અને (૪) ખાવામાં તકેદારી તથા પરહેઝગારી.'

(મુસ્નદે અહમદ, બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : નુબુવ્વતની ભાષા તથા દીનની પરિભાષામાં 'અમાનત' શબ્દ ખૂબ વિશાળ અર્થમાં વપરાય છે. અલ્લાહ તઆલા તથા બંદાઓના પ્રત્યેક હકની અદાયગી અને દરેક વચન–કરારની પાબંદી 'અમાનત'ના વિશાળ ભાવાર્થમાં દાખલ છે. તો જાહેર છે કે જેમાં 'અમાનત'નો એ વિશાળ ગુણ તથા તે સાથે ઝબાન સચ્ચાઈની પાબંદ હોય અને સદ્વર્તનની દોલતની સાથોસાથ ખાવા–પીવાના મામલામાં પણ પરહેઝગાર હોય એટલે ફક્ત હલાલ અને જરૂર પૂરતું જ ખાતો હોય, હરામ અને શંકાસ્પદથી બચતો હોય તો તેને માનવતાનો કમાલ નસીબ છે. જે આ દુનિયાની શ્રેષ્ઠ બુલંદી છે તથા આખિરતના કાયમી જીવનમાં બેશુમાર નેઅમતો અપાવનાર છે, જ્યાંની એક–એક નેઅમતનું મૂલ્ય દુનિયાની સઘળી નેઅમતોથી વધીને હશે. તો આવી અનંત નેઅમતોનો માલિક જો દુનિયાથી ખાલી હાથ રહે, તો તેનો તેને કોઈ ગમ–અફસોસ ન થવો જોઈએ.

(૮૯) عَنْ أَبِيْ ذَرٍّ رضی اللہ عنہ اَنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ قَدْ اَفْلَحَ مَنْ اَخْلَصَ اللهُ قَلْبَهٗ لِلْاِيْمَانِ وَجَعَلَ قَلْبَهٗ سَلِيْمًا وَلِسَانَهٗ صَادِقًا وَّ نَفْسَهٗ مُطْمَئِنَّةً وَّ خَلِيْقَتَهٗ مُسْتَقِيْمَةً وَّ جَعَلَ اُذُنَهٗ مُسْتَمِعَةً وَّ عَيْنَهٗ نَاظِرَةً فَاَمَّا الْاُذُنُ فَقَمِعٌ وَاَمَّا الْعَيْنُ فَمُقِرَّةٌ لِمَا يُوْعِي الْقَلْبُ وَقَدْ اَفْلَحَ مَنْ جَعَلَ قَلْبَهٗ وَاعِيًا .

(رواه احمد والبيهقى فى شعب الإيمان)

(૮૯) **તરજુમો** : હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી

રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'તે માણસ સફળ તથા બા–મુરાદ રહ્યો, જેના દિલને અલ્લાહ તઆલાએ ઈમાનના માટે નિર્ભેળ (ખાલિસ) કરી દીધું અને તેના દિલને સહીહ–સાલિમ બનાવી દીધું (અર્થાત્ તેના દિલને એવું સ્વચ્છ ઈમાન–યકીન નસીબ ફરમાવ્યું, જેમાં શંકા કે નિફાકની કોઈ મિલાવટ અને ગુંજાઈશ નથી અને હસદ–ઈર્ષ્યા તથા કીના–કપટ જેવા બાતિની–દિલના રોગોથી પણ બચાવ્યો હોય) અને તેની ઝબાનને સચ્ચાઈ અને તેના નફસ–મનને સંતોષ અતા ફરમાવ્યો (અર્થાત્ તેને એવો કરી દીધો કે અલ્લાહ તઆલાની યાદ તથા તેની મરજી પર ચાલવાથી તેને ચેન–સંતોષ મળે છે).

તદુપરાંત, તેની તબીઅતને સીધી કરી આપી (કે તે બુરાઈ તરફ નથી ચાલતી) અને તેના કાનને સાંભળનાર તથા આંખને જોનાર બનાવ્યાં (કે તે હક વાતો તથા અલ્લાહ તઆલાની નિશાનીઓને જુએ, સાંભળે તથા તેનાથી નસીહત અને બોધ લે છે.) તો કાન તો કુપ્પીની જેમ છે (કે વાતો તેના રસ્તે દિલમાં એ રીતે ઊતરે છે, જેમ બોટલમાં કોઈ વસ્તુ કૂપ્પીની મારફત જાય છે) અને આંખ પહોંચાડનાર તથા થોભાવનાર છે તે વસ્તુઓને, જે તે દિલને સોંપે છે અને મુરાદ પામ્યો તથા કામિયાબ થયો તે માણસ, જેના દિલને અલ્લાહ તઆલાએ બનાવ્યું યાદ રાખનાર.'

(મુસ્નદે અહમદ, બય્હકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : માનવીના વુજૂદ–અસ્તિત્વમાં કાન તથા આંખની એ વિશિષ્ટતા છે કે દિલ–જે માનવીય અવયવોમાં જાણે બાદશાહ અને સત્તાધીશની જગ્યાએ છે–તેમાં જે ચીજો પહોંચે અને અસર નાખે છે, તે સામાન્યતઃ કાન તથા આંખના માધ્યમથી જ પહોંચે છે, તેથી માણસની સફળતા તથા ખુશનસીબી એના પર આધાર રાખે છે કે અલ્લાહ તઆલા તેના કાનને સાંભળતા તથા આંખોને જોતી કરી દે. અંતમાં ફરમાવ્યું કે કામિયાબી સુધી પહોંચાડનાર જે વાતો કાન કે આંખ મારફત દિલમાં પહોંચે, તેમનાથી પણ સફળતાની મંઝિલ પર ત્યારે જ પહોંચી શકાય છે, જ્યારે

દિલ તેમને સાચવે અને તેનાથી કામ લે. કુરઆન શરીફમાં પણ ઠેકઠેકાણે માનવીની એ ત્રણેય શક્તિઓ (કાન, આંખ, દિલ)નું વર્ણન એ રીતે કરાયું છે કે, જાણે માણસની હિદાયત–માર્ગદર્શન તથા નજાત–મુક્તિનો આધાર એ ત્રણેયની સલામતી તથા સીધા રસ્તે ચાલવા પર છે.

(۹۰) عَنْ عَمْرِو بْنِ مَيْمُوْنِ الْاَوْدِيِّ ﷺ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَ سَلَّمَ لِرَجُلٍ وَهُوَ يَعِظُهٗ اِغْتَنِمْ خَمْسًا قَبْلَ خَمْسٍ شَبَابَكَ قَبْلَ هَرَمِكَ وَصِحَّتَكَ قَبْلَ سَقْمِكَ وَغِنَاكَ قَبْلَ فَقْرِكَ وَفَرَاغَكَ قَبْلَ شُغْلِكَ وَحَيَاتَكَ قَبْلَ مَوْتِكَ. (رواه الترمذی)

(૯૦) **તરજુમો :** અમ્ર બિન મય્મૂન (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક માણસને નસીહત કરતાં ઈરશાદ ફરમાવ્યો : પાંચ હાલતોને અન્ય પાંચ હાલતોથી પહેલા ગનીમત સમજો અને તેમનાથી જે લાભ ઉઠાવવો જોઈએ, તે ઉઠાવી લો : (૧) ગનીમત જાણો યુવાનીને ઘડપણ આવવાથી પહેલાં, (૨) ગનીમત જાણો તંદુરસ્તીને બીમાર થવાથી પહેલાં, (૩) ગનીમત જાણો ખુશહાલીને તંગદસ્તીથી પહેલાં, (૪) ગનીમત સમજો ફુરસદને મશગૂલીથી પહેલાં અને (૫) ગનીમત સમજો જિંદગીને મૌત આવવાથી પહેલાં.' (જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો :** મતલબ આ છે કે માનવીના હાલાત હંમેશા સરખા નથી રહેતા, તેથી તેને જોઈએ કે જ્યારે અલ્લાહ તઆલા તેને કંઈક અમલ કરવાને લાયક સારી–સંતોષની હાલત નસીબ ફરમાવે તો તેને ગનીમત અને પરવરદિગાર તરફથી મળેલ નેઅમત સમજે અને અલ્લાહ તઆલાની ખુશ્નૂદી અને આખિરતની કામિયાબી મેળવવા જે કંઈ કરી શકતો હોય, તે કરી લે. શું ખબર કે ભવિષ્યમાં તેને કરવાના લાયક રહેશે કે નહીં ?

જો યુવાનીની શક્તિ મળેલી છે, તો ઘડપણની કમઝોરીઓ અને લાચારીઓથી પહેલાં લાભ ઉઠાવી લે. જો તંદુરસ્ત અને સશક્ત છે તો

બીમારીની મજબૂરીઓથી પહેલાં તેનાથી કામ લઈ લે. જો માલદારી અલ્લાહ તઆલાએ આપી છે, તો તંગી–મોહતાજી આવવાથી પહેલાં તેનાથી ફાયદો ઉઠાવી લે અને જો ફુરસદ મળી છે, તો મશગૂલી અને પરેશાનીના દિવસો આવવાથી પહેલાં તેની કદ્ર કરી લે અને જિંદગી પછી હર હાલમાં મૌત છે, જે હરેક પ્રકારના આ'માલ ખત્મ કરનારી છે અને તેની સાથે જ તવબા– ઈસ્તિગફારનો દરવાજો પણ બંધ થઈ જાય છે. તેથી જિંદગીની પ્રત્યેક ઘડીને અલ્લાહ તઆલાની આપેલ મહાન નેઅમત સમજે અને તેનાથી ફાયદો ઉઠાવવામાં લાપરવાહી ન વર્તે.

(٩١) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضى الله عنه عَنِ النَّبِىِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ مَا يَنْتَظِرُ اَحَدُكُمْ اِلَّا غِنًى مُطْغِيًا اَوْ فَقْرًا مُنْسِيًا اَوْ مَرَضًا مُفْسِدًا اَوْ هَرَمًا مُفْنِدًا اَوْ مَوْتًا مُجْهِزًا اَوِ الدَّجَّالَ وَالدَّجَّالُ شَرُّ غَائِبٍ يُنْتَظَرُ اَوِ السَّاعَةَ وَالسَّاعَةُ اَدْهٰى وَاَمَرُّ.

(رواه الترمذى والنسائى)

(૯૧) **તરજુમો** : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : તમે અમલના માટે વાટ જુઓ છો તે ખુશહાલીની, જે માનવીને સરકશ–આઝાદ બનાવી દે છે અથવા ઈન્તિઝાર કરો છો તે નાદારીનો જે બધું જ ભુલાવી દે છે અથવા પ્રતીક્ષા કરો છો હાલત બગાડી નાખનાર બીમારીની અથવા બુદ્ધિ તથા ઈન્દ્રિયોને નકામા બનાવનાર ઘડપણની અથવા અચાનક આવીને ફના કરી દેનાર મૌતની અથવા તમે રાહ જોઈ રહ્યા છો દજ્જાલ(ના આગમન)ની અને તે બદતરીન ગાયબ છે, જેનો ઈન્તિઝાર છે અથવા મુન્તઝિર છો કિયામતના, અને તે અતિ ભયાનક દુર્ઘટના તથા ખૂબ જ કડવો ઘૂંટડો છે.

(જામિઅ્ તિરમિઝી, સુનને નસાઈ)

**ખુલાસો** : મતલબ આ છે કે જે લોકો ફુરસદ અને ખુશહાલીને ગનીમત નથી જાણતા તથા તેનાથી લાભ નથી ઉઠાવતા, જેઓ અલ્લાહ તઆલાની ખુશ્નૂદી તથા આખિરતની સિદ્ધિ માટે અમલી પ્રયાસોથી લાપરવા થઈને

આરામપરસ્તીમાં પોતાનો સમય વિતાવે છે, તેઓ જાણે વાટ જુએ છે કે ઉપરોક્ત બલાઓમાંથી જ્યારે કોઇ આફત–પરેશાની તેમને મૂંઝવશે ત્યારે તેઓ જાગશે અને ત્યારે આખિરતની ચિંતા અને તૈયારી તેઓ કરશે.

(૯૨) عَنِ ابْنِ مَسْعُوْدٍ رضي الله عنه عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لَا تَزُوْلُ قَدَمَا ابْنِ اٰدَمَ يَوْمَ الْقِيٰمَةِ حَتّٰى يُسْأَلَ عَنْ خَمْسٍ عَنْ عُمْرِهٖ فِيْمَا اَفْنَاهُ وَعَنْ شَبَابِهٖ فِيْمَا اَبْلَاهُ وَعَنْ مَالِهٖ مِنْ اَيْنَ اكْتَسَبَهٗ وَفِيْمَا اَنْفَقَهٗ وَمَا ذَا عَمِلَ فِيْمَا عَلِمَ.

(رواه الترمذى)

(૯૨) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કિયામતના દિવસે (જ્યારે હિસાબના માટે બારગાહે ખુદાવંદીમાં હાજરી થશે તો) માનવીના પગ–કદમ ત્યાં સુધી હટી શકશે નહિ, જ્યાં સુધી કે આ પાંચ બાબતોનો સવાલ થઇ જશે નહિ : (૧) તેનું સંપૂર્ણ જીવન કેવાં કામોમાં પૂરું થયું ? (૨) ખાસ કરીને યુવાની અને તેની શક્તિઓને કઇ પ્રવૃત્તિઓમાં વિતાવી ? (૩) દોલત ક્યાંથી અને કયા રસ્તાઓથી પ્રાપ્ત કરી ? (૪) અને કયા કામો તથા કયા રસ્તાઓમાં વાપરી ? (૫) પાંચમો પ્રશ્ન એ થશે કે (દીનના બારામાં) જે કંઇ જાણતા હતા, તેના પર શું અમલ કર્યો ?' (જામિઅ્ તિરમિઝી)

**ફાયદો** : દરેક માણસ પોતાની ઉંમર, પોતાની જુવાની, પોતાની આવક અને ખર્ચ અને પોતાના ઇલ્મ તથા તેના પર અમલનો દુનિયામાં જ હિસાબ માંડે તથા વિચારે કે ખુદાઇ દરબારમાં ઊભો કરીને જ્યારે મને આખી મખ્લૂક–કાઇનાતની રૂબરૂ આ પ્રશ્નો પુછાશે તો મારો હાલ તથા અંજામ શો થશે ? અલ્લાહ તઆલા પોતાની રહમ અને કૃપાથી આસાન ફરમાવે, નહિતર ઇમ્તિહાન પોતાની નોઇય્યત કે પ્રકારના લિહાઝથી બેશક, અતિ મુશ્કેલ છે. તે જ ખુશનસીબ બંદા ત્યારની રુસ્વાઇથી બચી શકશે, જે તે ઘડીના આવવા તથા તે પરીક્ષાલયમાં પહોંચવાથી પહેલાં જ આ દુનિયામાં તૈયારી

કરી, જીવન એ રીતે ગુઝારે કે ત્યાંની અદાલતમાં કામિયાબ અને આબરૂવંત થઇ શકે.

(٩٣) عَنْ اَبِیْ جُرَیٍّ جَابِرِبْنِ سُلَیْمٍ قَالَ اَتَیْتُ الْمَدِیْنَةَ فَرَاَیْتُ رَجُلًا یَصْدُرُ النَّاسُ عَنْ رَاْیِهٖ لَا یَقُوْلُ شَیْئًا اِلَّا صَدَرُوْا عَنْهُ قُلْتُ مَنْ هٰذَا ؟ قَالُوْا هٰذَا رَسُوْلُ اللّٰهِ قَالَ قُلْتُ عَلَیْكَ السَّلَامُ یَا رَسُوْلَ اللّٰهِ مَرَّ تَیْنِ قَالَ لَا تَقُلْ عَلَیْكَ السَّلَامُ، عَلَیْكَ السَّلَامُ تَحِیَّةُ الْمَیِّتِ قُلِ اَلسَّلَامُ عَلَیْكَ قُلْتُ اَنْتَ رَسُوْلُ اللّٰهِ ؟ فَقَالَ اَنَا رَسُوْلُ اللّٰهِ الَّذِیْ اِنْ اَصَابَكَ ضُرٌّ فَدَعَوْتَهٗ كَشَفَهٗ عَنْكَ وَاِنْ اَصَابَكَ عَامُ سَنَةٍ فَدَعَوْتَهٗ اَنْبَتَهَا لَكَ وَاِذَا كُنْتَ بِاَرْضٍ قَفْرٍ اَوْ فَلَاةٍ فَضَلَّتْ رَاحِلَتُكَ فَدَعَوْتَهٗ رَدَّهَا عَلَیْكَ قُلْتُ اِعْهَدْ اِلَیَّ قَالَ لَا تَسُبَّنَّ اَحَدًا قَالَ فَمَا سَبَبْتُ بَعْدَهٗ حُرًّا وَلَا عَبْدًا وَلَا بَعِیْرًا وَلَا شَاةً قَالَ وَلَا تُحَقِّرَنَّ شَیْئًا مِنَ الْمَعْرُوْفِ وَاَنْ تُكَلِّمَ اَخَاكَ وَاَنْتَ مُنْبَسِطٌ اِلَیْهِ وَجْهُكَ اِنَّ ذَالِكَ مِنَ الْمَعْرُوْفِ وَارْفَعْ اِزَارَكَ اِلٰی نِصْفِ السَّاقِ فَاِنْ اَبَیْتَ فَاِلَی الْكَعْبَیْنِ وَاِیَّاكَ وَاِسْبَالَ الْاِزَارِ فَاِنَّهَا مِنَ الْمَخِیْلَةِ وَاِنَّ اللّٰهَ لَا یُحِبُّ الْمَخِیْلَةَ وَاِنِ امْرُءٌ شَتَمَكَ وَعَیَّرَكَ بِمَا یَعْلَمُ فِیْكَ فَلَا تُعَیِّرْهُ بِمَا تَعْلَمُ فِیْهِ فَاِنَّمَا وَبَالُ ذَالِكَ عَلَیْهِ. (رواه أبوداود)

(૯૩) **તરજુમો :** હઝરત અબૂ જુરી જાબિર બિન સુલૈમ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, 'હું મદીના પહોંચ્યો (અને તે સમયે હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિશે કંઇ જાણતો ન હતો.) મેં એક માણસને જોયા કે, લોકો તેમની પાસે તાલિબ બનીને હાજર થાય છે અને તેઓ તેમને જે કંઇ દર્શાવે છે તેને સ્વીકારીને ચાલ્યા જાય છે, જે કંઇ પણ તેમની ઝબાનથી નીકળે છે, લોકો તેને દિલો–જાનથી ચાહે અને માને છે.'

મેં પૂછયું, 'તેઓ કોણ છે ?' લોકોએ મને બતાવ્યું કે, 'તેઓ અલ્લાહ તઆલાના (માનવંત) રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે.' હું

આપની સેવામાં હાજર થયો અને અરજ કરી : 'અલય્કસ્સલામુ યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આ મેં બે વાર કહ્યું.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'અલય્કસ્સલામુ' ન કહો, એ મુડદાઓની સલામ છે, (અર્થાત્ ઈસ્લામ પૂર્વેના લોકો મુડદાઓને એ રીતે સલામ કરતા હતા, તેના બદલે) 'અસ્સલામુ અલય્ક' કહો.'

મેં અરજ કરી : 'શું આપ અલ્લાહ તઆલાના રસૂલ છો ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'હા, હું રસૂલ છું તે અલ્લાહ તઆલાનો, જેની આ શાન છે કે જો તમને કંઈ દુઃખ–તકલીફ હોય અને તેનાથી દુઆ કરો તો તે તમારા દુઃખદર્દને દૂર કરી દે અને જો તમારા પર દુષ્કાળની મુસીબત આવી પડે અને તમે તેનાથી દુઆ કરો, તો તે તમારા માટે જમીનથી પેદાવાર ઉગાડે અને જ્યારે તમે કોઈ જંગલ–વનવગડા અને વેરાન રણમાં હોવ અને તમારી સવારીનું જાનવર ત્યાં ગુમ થઈ જાય અને તમે તેનાથી દુઆ કરો તો તે તમારી સવારીના જાનવરને તમારા સુધી પહોંચાડી દે.'

(હદીષના રાવી જાબિર બિન સુલૈમ કહે છે કે) મેં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અરજ કરી કે, મને કંઈક નસીહત અને વસિય્યત ફરમાવો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : '(તમને મારી પ્રથમ નસીહત આ છે કે) તમે ક્યારેય કોઈને ગાળ ન દેતા.' જાબિર કહે છે કે, તે પછી મેં કોઈને પણ ગાળ ન દીધી. ન કોઈ આઝાદને, ન ગુલામને અને ન ઊંટ–બકરી જેવા કોઈ પ્રાણીને. (પછી વાતનો સિલસિલો જારી–ચાલુ રાખતા અને આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ શિખામણો પણ આપી.) 'કોઈ એહસાન–ઉપકારને તમે હલકું ન માનો, અને તમે પોતાના ભાઈથી હસતા ચહેરે વાત કર્યા કરો, એ પણ એક પ્રકારનું એહસાન તથા સદ્વર્તન છે અને પોતાની લુંગી કે પાયજામો પિંડલીઓ સુધી ઊંચો રાખો. જો એટલો ઊંચો રાખવો મંજૂર ન હોય તો કમથી કમ ઘૂંટી સુધી ઊંચો રાખો અને તેહબંદને (એથી) વધુ લટકાવવાથી બચો, કારણ કે એ ઘમંડની વાત છે અને તે અલ્લાહ તઆલાને પસંદ નથી. જો કોઈ તમને ગાળ

દે અને તમારી કોઇ એવી ખરાબ વાતનું વર્ણન કરીને તમને આળ–શરમ અપાવે, જે તે તમારા વિશે જાણતો હોય તો તમે તેમ ન કરો. એ સૂરતમાં તેની સઘળી લમણાંઝીંકનો સંપૂર્ણ વબાલ તેના પર જ રહેશે.'

(સુનને અબી દાવૂદ રહ્‌મતુલ્લાહિ અલયહ)

(۹۴) عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ مَنْ یَّاخُذُ عَنِّیْ هٰؤُلَاءِ الْکَلِمَاتِ فَیَعْمَلُ بِهِنَّ اَوْیُعَلِّمُ مَنْ یَّعْمَلُ بِهِنَّ ؟ قُلْتُ اَنَا یَارَسُوْلَ اللّٰہِ فَاَخَذَ بِیَدِیْ فَعَدَّ خَمْسًا فَقَالَ اِتَّقِ الْمَحَارِمَ تَکُنْ اَعْبَدَ النَّاسِ وَارْضَ بِمَا قَسَمَ اللّٰہُ لَکَ تَکُنْ اَغْنَی النَّاسِ وَاَحْسِنْ اِلٰی جَارِکَ تَکُنْ مُؤْمِنًا وَّاَحِبَّ لِلنَّاسِ مَاتُحِبُّ لِنَفْسِکَ تَکُنْ مُسْلِمًا وَّلَا تُکْثِرِ الضِّحْکَ فَاِنَّ کَثْرَةَ الضِّحْکِ تُمِیْتُ الْقَلْبَ. (رواہ احمد والترمذی)

(૯૪) **તરજુમો** : હઝરત અબૂ હુરય્‌રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (એક દિવસ અમને સંબોધન કરતાં) ફરમાવ્યું : 'કોણ છે જે મારાથી શીખી લે આ થોડીક ખાસ વાતો, પછી તે પોતે તેમના પર અમલ કરે અથવા બીજા અમલ કરનારાઓને બતાવે ?' મેં અરજ કરી : 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું હાજર છું.'

તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (શફકતરૂપે) મારો હાથ પોતાના મુબારક હાથમાં લઇ લીધો અને ગણીને આ પાંચ વાતો બતાવી. ફરમાવ્યું : (૧) જે ચીઝો અલ્લાહ તઆલાએ હરામ ઠરાવી છે, તેમનાથી બચો અને સંપૂર્ણ પરહેઝ કરો. જો તમે તેમ કર્યું, તો તમે ખૂબ મોટા બંદગી કરનાર છો. (એ ઈબાદત નફલી ઈબાદતના વધારાથી, અફઝલ–શ્રેષ્ઠ છે.) બીજી વાત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ફરમાવી કે, જે અલ્લાહ તઆલાએ તમારી કિસ્મતમાં લખ્યું છે, તેના પર રાજી થઇ જાવ. જો આમ કરશો તો તમે બેનિયાઝ અને દોલતમંદ થઇ જશો.

ત્રીજી વાત આ કે, પોતાના પાડોશી સાથે સારો વર્તાવ કરો. જો તેમ કરશો, તો તમે કામિલ–સંપૂર્ણ મુઅ્મિન થઈ જશો. ચોથી વાત આ કે, જે તમે પોતાના માટે ચાહો અને પસંદ કરતા હોય, તે જ બીજાઓ માટે પણ ચાહો અને પસંદ કરો. જો તમે આમ કરશો તો સાચા અને સંપૂર્ણ મુસલમાન થઈ જશો અને પાંચમી વાત આ છે કે, વધારે ન હસો, કારણ કે વધુ હસવું દિલને મારી નાખે છે–દિલ મુર્દા થઈ જાય છે. (મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ પાંચ વાતો બતાવવા ચાહતા હતા સાંભળનારાઓમાં ખાસ તલબ પેદા કરવા તથા તેમના દિલોમાં જાગૃતતા–સજાગતા લાવવા માટે. પ્રથમ ઈરશાદ ફરમાવ્યો કે, હું અત્યારે કંઈક વિશેષ વાતો દર્શાવવા તથા શીખવવા ચાહું છું. તમારામાંથી કોણ તેને શીખવા ચાહે છે ? પરંતુ તેને એ વાતોનો આ હક અદા કરવાનો રહેશે કે તે પોતે તેમના પર અમલ કરે તથા અન્યોને પણ શીખવાડે, જેથી તેઓ પણ તે વાતો પર અમલ કરી શકે.

આથી જણાયું કે જે માણસ દીનની વાતો શીખે, તેના પર બે હક છે : (૧) પોતે તેના પર અમલ કરે. (૨) બીજાઓને પહોંચાડે અને બતાવે. જો પોતે પૂરો અમલ ન કરે, તો પણ બીજાઓને બતાવવામાં કોતાહી ન કરે.

જે પાંચ વાતો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ મોકા પર બતાવી છે, તે ખૂબ અગત્યની હકીકતો છે. પ્રથમ વાત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ઈરશાદ ફરમાવી કે, મોટો ઈબાદતગુઝાર બંદો તે છે જે હરામ અને નિષિદ્ધ (મના કરેલી) બાબતોથી બચે છે, ભલે તે વધારે નફલ નમાઝો ન પઢતો હોય, નફલ રોઝા વધારે ન રાખતો હોય અને ઝિક્ર–તસ્બીહમાં વધારે મશગૂલ ન રહેતો હોય.

બીજી વાત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ફરમાવી કે, અલ્લાહ તઆલા તરફથી જે વહેંચાયેલું અને મુકદર છે, તેના પર રાજી થઈ જવાથી માનવીને ખૂબ સંતોષ તથા મોટી બેફિકી નસીબ થઈ જાય છે. ત્રીજી વાત આ કે, પાડોશી સાથે સારી વર્તણૂક ઈમાનના કમાલ કે

પરિપૂર્ણતાની શર્ત છે. ચોથી વાત આ કે, કામિલ મુસલમાન થવાના માટે જરૂરી છે કે માણસ બીજાઓનું એટલું ભલું ઈચ્છનાર હોય કે જે પોતાના માટે ચાહે, તે જ બીજાઓના માટે (પણ) ચાહે. પાંચમી વાત આ કે, વધારે ન હસવામાં આવે, કારણ કે એ આદત દિલને મુર્દા તથા ચેતના વિનાનું કરી દે છે.

અલ્લાહ તઆલાની તવફીકથી જો કોઈ બંદો આજે પણ આ પાંચ વાતો પર અમલ કરવા લાગે તો દુનિયામાં જ તે જન્નતની મજા માણી લેશે, તેનું જીવન સ્વચ્છ અને સંતોષી બની જશે, દૂર અને નજીકના લોકો તેનાથી મુહબ્બત કરશે, તેનું દિલ અલ્લાહ–રહમાનના ઝિક્રથી જીવંત અને તરોતાઝા થઈ જશે અને આખિરતમાં અલ્લાહ તઆલાની રઝામંદી અને જન્નતની જે નેઅમતો તેને મળશે, તેની કદર–કિંમત તથા ખરી મજા તો બસ, ત્યાં–આખિરતમાં જઈને જ જાણવા મળશે.

(٩٥) عَنْ اَبِىْ ذَرٍّ رضی اللہ عنہ قَالَ اَمَرَنِىْ خَلِيْلِىْ بِسَبْعٍ ، اَمَرَنِىْ بِحُبِّ الْمَسَاكِيْنِ وَالدُّنُوِّ مِنْهُمْ وَاَمَرَنِىْ اَنْ اَنْظُرَ اِلٰى مَنْ هُوَ دُوْنِىْ وَلَا اَنْظُرَ اِلٰى مَنْ هُوَ فَوْقِىْ ، وَاَمَرَنِىْ اَنْ اَصِلَ الرَّحِمَ وَاِنْ اَدْبَرَتْ ، وَاَمَرَنِىْ اَنْ لَا اَسْأَلَ اَحَدًا شَيْئًا وَّاَمَرَنِىْ اَنْ اَقُوْلَ بِالْحَقِّ وَاِنْ كَانَ مُرًّا وَّاَمَرَنِىْ اَنْ لَا اَخَافَ فِى اللّٰهِ لَوْمَةَ لَائِمٍ ، وَاَمَرَنِىْ اَنْ اُكْثِرَ مِنْ قَوْلِ لَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ فَاِنَّهُنَّ مِنْ كَنْزٍ تَحْتَ الْعَرْشِ. (رواه أحمد)

(૯૫) **તરજુમો** : હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મને મારા મહબૂબ દોસ્ત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સાત વાતોનો ખાસ રીતે હુકમ આપ્યો છે. મને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હુકમ ફરમાવ્યો છે : (૧) મિસ્કીનો તથા ગરીબોથી મુહબ્બત રાખવાનો અને નજીક રહેવાનો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આદેશ આપ્યો છે કે, (૨) દુનિયામાં તે લોકો પર નજર રાખું, જે મારાથી નીચા–નિમ્ન કક્ષાના છે (અર્થાત્ જેમની પાસે દુનિયાનો સામાન

મારાથી પણ કમ છે) અને તેમના પર નજર ન કરું, જે મારાથી ઉપરના દરજ્જાના છે (એનાથી બંદામાં શુક્રો–સબ્રની સિફત–ગુણ આવે છે).

અને ત્રીજી આ બાબતનો હુકમ આપ્યો છે કે, પોતાનાં સગાંઓ સાથે સિલા રહમી કરું અને સગાઇ–સંબંધને જોડું, ભલે તેઓ મારી સાથે એવું ન કરે અને ચોથી આ વાતનો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને આદેશ આપ્યો છે કે, કોઈ માણસથી કોઈ વસ્તુ ન માંગું (એટલે પોતાની પ્રત્યેક જરૂરતના માટે અલ્લાહ તઆલાની જ સામે હાથ ફેલાવું અને તેના સિવાય કોઈના દરવાજે સવાલી ન બનું).

પાંચમી આ વાતનો મને હુકમ ફરમાવ્યો કે, હું પ્રત્યેક સમયે હક વાત કહું, ભલે તે લોકોના માટે કડવી હોય (અને મનેચ્છાઓ અને મતલબથી વિરુદ્ધ હોવાના કારણે તેમને ખરાબ લાગે) અને મને આ પણ આદેશ આપ્યો છે કે, (૬) હું અલ્લાહ તઆલાના રસ્તામાં કોઈ લાનતાન કરનારની લાનતાનથી ન ડરું (અર્થાત્ દુનિયાદાર ભલે મને બુરું કહે, પરંતુ હું તે જ કહું અને તે જ કરું, જે અલ્લાહ તઆલાનો હુકમ હોય અને જેનાથી અલ્લાહ તઆલા રાજી થાય અને કોઈના બુરા–ભલા કહેવાની જરાય પરવા ન કરું).

સાતમી વાત મને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ફરમાવી કે, હું 'લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ'નો કલિમહ ખૂબ જ પઢયા કરું, કારણ કે એ બધી વાતો તે ખઝાનામાંથી છે, જે અર્શની નીચે છે (એટલે એ તે ખઝાનાના કિંમતી જવાહિરાત–ઝવેરાત છે, જે અલ્લાહ રબ્બુલ આલમીનના અર્શની નીચે છે અને જેને તે પાક પરવરદિગાર આપવા ચાહે, તેમને જ અતા ફરમાવે છે. કોઈ બીજાની ત્યાં સુધી પહોંચ નથી.)

(મુસ્નદે અહમદ)

**ખુલાસો : 'લા હવ્લ વલા કુવ્વ–ત ઇલ્લા બિલ્લાહ'** જેને ખૂબ પઢવાની આ હદીષમાં તાકીદ આવી છે, તેની શર્હ–વિવરણ ખુદ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આ રીતે વર્ણવાઇ છે કે, 'ગુનાહોથી બચાવ અને નેકી કરવાની શક્તિ ફક્ત અલ્લાહ તઆલાની જ તૌફીકથી બંદાને

મળે છે, એટલે અલ્લાહ તઆલાનો ફઝલ અને તેની તૌફીક જો શામિલે હાલ ન હોય, તો બંદો ન ગુનાહોથી બચી શકે છે અને ન (તો) નેક અમલ કરી શકે છે. તો બંદાને જોઈએ કે તે હંમેશા અલ્લાહ તઆલાથી તૌફીક અને તેનો ફઝલ માંગતો રહે અને જો ગુનાહોથી બચવું અને નેક આ'માલનું આચરણ નસીબ થાય, તો તેને પોતાનો કમાલ ન સમજે, બલકે અલ્લાહ તઆલાનો ફઝલો–કરમ સમજે.

સત્ય એ છે કે, 'લા હવ્લ'નો કલિમહ જે હકીકતને બતાવે છે, જો ધ્યાનપૂર્વક તેને ખૂબ પઢવામાં આવે, તો બંદાની ઈસ્લાહના માટે અકસીર જેવી અસર ધરાવે છે. મશાઈખે તરીકત કે સૂફીવાદના બુઝુર્ગોમાંથી ખાસ કરીને શાઝ્લિયહ સિલસિલાના પીરો, સુલૂક–અધ્યાત્મના માર્ગે ચાલનારાઓને એ જ કલિમહ ખૂબ પઢવાની તાકીદ ફરમાવે છે.

(۹۶) عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَ سَلَّمَ اَمَرَنِيْ رَبِّيْ بِتِسْعٍ خَشْيَةِ اللهِ فِي السِّرِّ وَالْعَلَانِيَةِ ، وَ كَلِمَةِ الْعَدْلِ فِي الْغَضَبِ وَ الرِّضَا، وَالْقَصْدِ فِي الْفَقْرِ وَ الْغِنَا وَاَنْ اَصِلَ مَنْ قَطَعَنِيْ ، وَاُعْطِيَ مَنْ حَرَمَنِيْ ، وَاَعْفُوَ عَمَّنْ ظَلَمَنِيْ ، وَاَنْ يَّكُوْنَ صَمْتِيْ فِكْرًا وَّنُطْقِيْ ذِكْرًا وَّنَظْرِيْ عِبْرَةً وَّاٰمُرَ بِالْعُرْفِ وَقِيْلَ بِالْمَعْرُوْفِ. (رواه رزين)

(૯૬) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, મને મારા પરવરદિગારે આ નવ (૯) વાતોનો વિશેષ રીતે હુકમ આપ્યો છે : (૧) એક અલ્લાહ તઆલાથી ડરવાનો–એકાંતમાં અને સમૂહમાં અને (૨) ઈન્સાફની વાત કહેવાનો–ગુસ્સામાં અને રાજીપામાં (એટલે એવું ન થાય કે, જ્યારે કોઈનાથી નારાજી અને તેના પર ગુસ્સો હોય, તો તેનો હક મારવામાં અને નાઈન્સાફી કરવામાં આવે અને જ્યારે કોઈથી દોસ્તી અને રાજીપો હોય, તો તેની અયોગ્ય હિમાયત અને તરફદારી કરવામાં આવે.)

(૩) હુકમ ફરમાવ્યો મધ્યમ માર્ગ પર કાયમ રહેવાનો–ગરીબી અને માલદારી–બન્નેય હાલતોમાં–(અર્થાત્ જ્યારે અલ્લાહ તઆલા નાદારીમાં મુબ્તલા કરે–અજમાવે, તો બેસબ્રી તથા વ્યાકુળતા ન જાહેર થાય અને જ્યારે ખુશહાલી નસીબ ફરમાવે, તો બંદો પોતાની હકીકત ભૂલીને ઘમંડ અને સરકશી ન કરવા લાગે). એ જ મધ્યમ માર્ગનો હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અલ્લાહ તઆલાએ હુકમ ફરમાવ્યો છે.

(આગળ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે) (૪) અને મને હુકમ ફરમાવ્યો કે હું તે સગાંઓની સાથે પણ સંબંધ જોડું અને તેમના હક્કો સારી રીતે અદા કરું, જેઓ મારાથી સંબંધ તોડે અને ખરાબ વર્તાવ કરે. (૫) પાંચમો હુકમ આ કે, હું તે લોકોને પણ આપું, જેમણે મને મહરૂમ રાખ્યો હોય અને (૬) છઠ્ઠો આ કે, હું તે લોકોને માફ કરી દઉં, જેમણે મને સતાવ્યો અને મારા પર જુલ્મ કર્યો હોય અને (૭) મને આદેશ આપ્યો છે કે, મારી ખામોશી–ચૂપકીદીમાં મનન–સોચ હોય (અર્થાત્ જ્યારે ચૂપ હોઉં ત્યારે વિચારવા લાયક વાતો વિચારું, જેમ કે અલ્લાહ તઆલાના ગુણો અને નિશાનીઓ. દાખલા તરીકે અલ્લાહ તઆલાનો વર્તાવ મારી સાથે કેવો છે ? અને તેનો મને હુકમ શો છે ? અને મારો વર્તાવ અલ્લાહ તઆલા અને તેના હુકમો સાથે કેવો છે ? અને કેવો હોવો જોઈએ ? અને અલ્લાહ તઆલાથી બેપરવા બંદાઓને કઈ રીતે તે કરીમ આકાથી જોડવામાં આવે ? સારાંશ કે ખામોશીમાં આ રીતનું ચિંતન–મનન કરે.

આઠમો આ હુકમ આપ્યો છે કે, મારું બોલવું, ઝિક્ર–યાદ હોય (એટલે હું જ્યારે અને જે પણ બોલું, તેનો અલ્લાહ જલ્લ શાનુહૂથી સંબંધ હોય. ચાહે તે અલ્લાહ તઆલાની હમ્દ–વખાણ હોય અથવા તેના હુકમોનું શિક્ષણ અને પ્રચાર (તાલીમો–તબ્લીગ) હોય યા તેના હુકમો પર અમલ હોય). અને (૯) મને હુકમ છે કે, મારી નજર ઈબ્રતવાળી નજર હોય (એટલે જે પણ જોઉં, તેનાથી સબક–બોધ ગ્રહણ કરું) અને લોકોને હુકમ કરું સારી વાતોનો.

(રઝીન)

**ખુલાસો :** હદીષનો અંતિમ ભાગ (લોકોને સારી વાતોનો હુકમ કરું)ને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નવ (૯) વાતો ઉપરાંત બયાન ફરમાવ્યો. જાણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના એ ખાસ નવ આદેશો પછી એક અગત્યનો તે આદેશ પણ વર્ણવવા ચાહતા હતા, જે નબી–રસૂલ હોવાના નાતે આપની ખાસ ઝિમ્મેદારી અને આપનું વિશેષ મિશન હતું. (અર્થાત્ 'અમ્ર બિલ્ મઅ્રૂફ' (ભલાઈનો આદેશ) જેમાં 'નહ્ય અનિલ્ મુન્કર' (બુરાઈનો નિષેધ) પણ શામિલ છે, કારણ કે તે 'અમ્ર બિલ્ મઅ્રૂફ'નું નકારાત્મક કે વિરુદ્ધ પાસું છે.

આ અને ઉપરની બન્ને હદીષો ઘણી અગત્યની તાલીમાતની જામિઅ્ કે સર્વગ્રાહી છે અને હક–સત્ય આ છે કે, અલ્લાહ તઆલા જો અમલ નસીબ ફરમાવે, તો સુધારણા અને મનની મલિનતાઓથી સ્વચ્છ થવા માટે આ જ બે હદીષો પૂરતી છે.

(૯૭) عَنْ مُعَاذٍ قَالَ اَوْصَانِيْ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ بِعَشْرِ كَلِمَاتٍ، قَالَ: لَاتُشْرِكْ بِاللهِ شَيْئًا وَّاِنْ قُتِلْتَ وَحُرِّقْتَ، وَلَا تَعُقَّنَّ وَالِدَيْكَ وَاِنْ اَمَرَاكَ اَنْ تَخْرُجَ مِنْ اَهْلِكَ وَمَالِكَ، وَلَا تَتْرُكَنَّ صَلٰوةً مَكْتُوْبَةً مُتَعَمِّدًا فَاِنَّ مَنْ تَرَكَ صَلٰوةً مَكْتُوْبَةً مُتَعَمِّدًا فَقَدْ بَرِئَتْ مِنْهُ ذِمَّةُ اللهِ، وَلَا تَشْرَبَنَّ خَمْرًا فَاِنَّهٗ رَأْسُ كُلِّ فَاحِشَةٍ، وَاِيَّاكَ وَالْمَعْصِيَةَ فَاِنَّ بِالْمَعْصِيَةِ حَلَّ سَخَطُ اللهِ، وَاِيَّاكَ وَالْفِرَارَ مِنَ الزَّحْفِ وَاِنْ هَلَكَ النَّاسُ، وَاِذَا اَصَابَ النَّاسَ مَوْتٌ وَّاَنْتَ فِيْهِمْ فَاثْبُتْ، وَاَنْفِقْ عَلٰى عِيَالِكَ مِنْ طَوْلِكَ وَلَا تَرْفَعْ عَنْهُمْ عَصَاكَ اَدَبًا ـ وَاَخِفْهُمْ فِى اللهِ. (رواه أحمد)

(૯૭) **તરજુમો :** હઝરત મુઆઝ બિન જબલ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને દસ (૧૦) વાતોની વસિય્યત ફરમાવી. ફરમાવ્યું : (૧) અલ્લાહ તઆલાની સાથે કોઈને ભાગીદાર ન બનાવો, ભલે તમને કતલ કરી નાખવામાં આવે અથવા

બાળી નાખવામાં આવે. (૨) પોતાનાં મા–બાપની નાફરમાની ન કરો, ભલે તેઓ તમને હુકમ આપે કે પોતાનાં બાલ–બચ્ચાં અને માલ–દોલતને છોડીને ચાલ્યા જાવ ! (૩) કદી એક પણ ફર્ઝ નમાઝ ઈરાદાપૂર્વક ન છોડો, કારણ કે જેણે એક ફર્ઝ નમાઝ પણ જાણીબૂઝીને છોડી, તેના માટે અલ્લાહ તઆલાનો વાયદો અને ઝિમ્મેદારી નથી રહી. (૪) કદાપિ–ક્યારેય શરાબ ન પીઓ, કારણ કે દારૂનું સેવન સઘળા પાપાચારની જડ–બુનિયાદ છે (તેથી તેને ઉમ્મુલ્ ખબાઈષ–બુરાઈઓની જનેતા કહેવામાં આવે છે). (૫) પ્રત્યેક ગુનાહથી બચો, કારણ કે ગુનાહના કારણથી અલ્લાહ તઆલાનો ગુસ્સો ઊતરે છે. (૬) જિહાદના મોરચેથી પીઠ ફેરવીને ન ભાગો, ભલે લાશોના ઢગ ખડકાઈ રહ્યા હોય. (૭) અને જ્યારે તમે કોઈ ઠેકાણે લોકોની સાથે રહેતા હોવ અને ત્યાં (કોઈ ચેપી રોગથી) મોતનું બજાર ગરમ થઈ જાય તો તમે ત્યાં જ અડગ રહો (જીવ બચાવવાના ખ્યાલથી ત્યાંથી ન ભાગો). (૮) પોતાના ઘરના માણસો પર પોતાની શક્તિ મુજબ ખર્ચ કરો, (ન બખીલીથી કામ લો કે પાસે પૈસા હોવા છતાં તેમને તકલીફ થાય અને શક્તિ બહાર પણ ખર્ચ ન કરો). (૯) અદબ–વિવેક શીખવવા માટે તેમના પર (જરૂરત અને સંજોગ અનુસાર) સખતી પણ કરતા રહો અને (૧૦) તેમને અલ્લાહ તઆલાથી ડરાવતા પણ રહો !' (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : જો કોઈ માનવીને શિર્ક અને કુફ્ર પર મજબૂર કરવામાં આવે અને અંદાજો આ હોય કે જો હું ઈન્કાર પર જ કાયમ રહીશ તો માર્યો જઈશ, તો એવા પ્રસંગે તેને પરવાનગી છે કે ફક્ત ઝબાનથી જ શિર્ક અને કુફ્ર જાહેર કરીને ત્યારે જાન બચાવી લે. અલબત્ત, ઉત્તમ અને બેહતર એ છે કે ઝબાનથી પણ કુફ્ર–શિર્ક ન જાહેર કરે; ભલે જાન જતી રહે.

હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ) ખાસ વિશેષ લોકોમાંથી હતા, તેથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને શિખામણ આપી કે તેઓ એવા પ્રસંગે અઝીમત–બુલંદ હિંમતી પર અમલ કરે અને જાનની પરવા ન કરે.

એ જ રીતે મા–બાપની તાબેદારીમાં જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'જો તેઓ બાલ–બચ્ચાં અને પોતાનો કમાયેલો સંપૂર્ણ માલ છોડીને ચાલ્યા જવાનું કહે, તો પણ તેમની નાફરમાની ન કરો.' તો એ પણ ઉચ્ચ અને શ્રેષ્ઠ (વાત)નું બયાન છે અને હેતુ આ છે કે અવલાદને જોઈએ કે તેમના સખ્તથી સખ્ત અને નાપસંદથી નાપસંદ હુકમને પણ માને. નહિતર મસ્અલો આ છે કે મા–બાપની એવી માંગોને પૂરી કરવી અવલાદ પર શરઈ રૂએ વાજિબ–અનિવાર્ય નથી. હા, ખુશીથી અવલાદ એવું કરે (અને કોઈ અન્યનો હક ન મરાતો હોય) તો શ્રેષ્ઠ અને ઘણી ઉચ્ચ વાત છે.

નમાઝના વિશે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે આ ઈરશાદ ફરમાવ્યો કે, 'જે માણસે એક નમાઝ જાણીબૂઝીને છોડી, તેના માટે અલ્લાહ તઆલાની કોઈ ઝિમ્મેદારી નથી રહી.' એ તે હદીષોમાંથી એક છે, જેના પાયા પર હઝરત ઈમામ શાફિઈ (રહ્મતુલ્લાહિ અલય્હ) તથા અમુક બીજા ઈમામોએ નમાઝ છોડનારને કતલ કરવાનો ફતવો આપ્યો છે. હઝરત ઈમામ માલિક (રહ્મતુલ્લાહિ અલય્હ) તથા હઝરત ઈમામ અબૂ હનીફા (રહ્મતુલ્લાહિ અલય્હ)નો મસ્લક આ છે કે, ઈસ્લામી હાકિમ તેને કેદ કરીને જે સજા યોગ્ય સમજે, તે આપે. અલ્લાહ તઆલાની ઝિમ્મેદારીથી અલગ હોવાની એ પણ એક સૂરત થઈ શકે છે. સારાંશ કે એમાં કોઈ શંકા નથી કે ઈસ્લામમાં જાણીબૂઝીને નમાઝ છોડવાની કોઈ ગુંજાઈશ નથી અને એ ગુનાહ જો ખાલિસ કુફ્ર નથી, તો કુફ્રની નજીકનો ગુનાહ અવશ્ય છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સર્વગ્રાહી વસિય્યતના અંતિમ ભાગનો સંબંધ અવલાદની દેખરેખ અને કેળવણીથી છે અને એ સિલસિલામાં સૌથી અગત્યની અંતિમ વસિય્યત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ છે કે, 'પોતાનાં બાલ–બચ્ચાંઓનાં દિલોમાં અલ્લાહ તઆલાનો ડર જગાડતા રહો. તેના માટે જે ઉપાયો પણ કરવા પડે, તે જાણે આપણી ફર્ઝોમાંથી છે, જેનો કાલે આપણે અલ્લાહ તઆલાને ત્યાં જવાબ આપવાનો છે.

(૭۸) عَنْ عُمَرَ بْنِ الْخَطَّابِ رضي الله عنه اَنَّهُ خَرَجَ يَوْمًا اِلٰى مَسْجِدِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَوَجَدَ مُعَاذَ بْنَ جَبَلٍ قَاعِدًا عِنْدَ قَبْرِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَبْكِيْ فَقَالَ مَا يُبْكِيْكَ قَالَ يُبْكِيْنِيْ شَيْءٌ سَمِعْتُهُ مِنْ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ اِنَّ يَسِيْرَ الرِّيَاءِ شِرْكٌ وَمَنْ عَادٰى لِلّٰهِ وَلِيًّا فَقَدْ بَارَزَ اللّٰهَ بِالْمُحَارَبَةِ اِنَّ اللّٰهَ يُحِبُّ الْاَبْرَارَ الْاَتْقِيَاءَ الْاَخْفِيَاءَ الَّذِيْنَ اِذَا غَابُوْا لَمْ يُتَفَقَّدُوْا وَاِنْ حَضَرُوْا لَمْ يُدْعَوْا وَلَمْ يُقَرَّبُوْا، قُلُوْبُهُمْ مَصَابِيْحُ الْهُدٰى يَخْرُجُوْنَ مِنْ كُلِّ غَبْرَاءَ مُظْلِمَةٍ. (رواه ابن ماجه والبيهقى فى شعب الإيمان)

(૯૮) **તરજુમો** : હઝરત ઉમર બિન ખત્તાબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, તેઓ એક દિવસ મસ્જિદે નબવીમાં આવ્યા, તો ત્યાં તેમણે હઝરત મુઆઝ બિન જબલ (રદિયલ્લાહુ અન્હૂ)ને જોયા કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કબ્ર મુબારક પાસે બેસી રડી રહ્યા છે. હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)એ તેમને પૂછયું : 'તમારા આ રડવાનું શું કારણ છે ?' તેમણે કહ્યું કે, 'મને એક વાત રડાવી રહી છે, જે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળી હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા : 'થોડીક રિયા–દંભ, દેખાડો પણ શિર્ક છે અને જે માણસે અલ્લાહ તઆલાના કોઇ દોસ્તથી દુશ્મની કરી, તો તેણે પોતે અલ્લાહ તઆલાને લડાઇનું આમંત્રણ દીધું અને બેશક, અલ્લાહ–કરીમ મુહબ્બત કરે છે તે નેકી કરનાર પરહેઝગાર બંદાઓથી, જે એવા છુપા– વણઓળખાયેલા હોય કે જ્યારે હાજર ન હોય તો તેમની ઢૂંઢ–યાદ ન થાય અને હાજર હોય તો કોઇ તેમને દા'વત દઇને પોતાની પાસે ન બોલાવે. તેમનાં દિલ હિદાયતના રોશન ચિરાગ, નીકળી જાય છે કાળી આંધીઓમાંથી.' (સુનને ઇબ્ને માજહ, બય્હકી કૃત શુઅ્બુલ્ ઇમાન)

**ખુલાસો** : હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ની આ હદીષ જેને

યાદ કરીને તેઓ રડતા હતા, કેટલાક ભાગ પર આધારિત છે.

પ્રથમ વાત જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવી તે આ કે થોડીક રિયા–દેખાડો, દંભ પણ શિર્ક છે. હકીકતમાં ફક્ત આ જ વાત તે બંદાઓને રડાવવા માટે પૂરતી છે, જેમનાં દિલોમાં અલ્લાહ જલ્લ શાનુહૂનો ડર હોય અને તેઓ શિર્કની ભયાનક બુરાઇને પણ જાણતા હોય, કારણ કે ખફી–બારીક પ્રકારની રિયાથી બચવું તે બંદાઓના માટે પણ ખૂબ મુશ્કેલ છે, જેઓ તેનાથી બચવાની ચિંતા તથા કોશિશ પણ કરે છે.

ઘણી વાર એવું બને છે કે બંદો પોતાના અમલને રિયા વગેરેથી બચાવવાની પૂરી કોશિશ કરે છે, પરંતુ પછી તેને મહસૂસ થાય છે કે રિયાની કંઇક મિલાવટ થઇ જ ગઇ. આરિફો–અલ્લાહ તઆલાને ઓળખનારાઓનો એ સામાન્ય હાલ છે કે તેઓ અમલ કરે છે અને પછી એ અનુભૂતિ કરીને રડે છે કે જે ઇખ્લાસ–શુદ્ધ નિય્યતથી અમલ થવો જોઇએ, તે નસીબ ન થયો.

હઝરત મુઆઝના રૂદનમાં પણ બનતાં સુધી એ એહસાસની દખલ હતી. રિયાકારી વિશે આ ચેતવણી પછી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બીજી તમ્બીહ આ ફરમાવી કે, જે બંદાઓનો અલ્લાહ તઆલાથી ખાસ–અધિક સંબંધ હોય, તેમના વિશે ખૂબ સાવચેત રહેવું જોઇએ. જે કોઇ એવા 'ખાસાને ખુદા'થી દુશ્મની કરે છે, તેઓ સીધું અલ્લાહ તઆલાને લડાઇનું ચેલેન્જ આપે છે તથા તેના ક્રોધ અને અઝાબથી ખેલે છે.

આગળ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઇરશાદ ફરમાવ્યો કે તે બંદા ખુદાઇ બારગાહના પ્રિય છે, જેઓ નેકી કરનાર પરહેઝગાર છે, પરંતુ દેખાડાના અસ્બાબ–માધ્યમોથી બચવાના કારણથી કોઇ તેમની એ વિશેષતાને જાણતું પણ નથી. તેઓ એવા ગુમનામ છે કે તેઓ ગેરહાજર હોય તો તલાશ ન થાય અને હાજર હોય તો કોઇ આમંત્રણ ન આપે. તેમના દિલ રોશન જ નહીં, બલકે બીજાઓને રોશની દેનાર ચિરાગ છે. તેઓ પોતાનાં દિલોની આ રોશનીના જ પ્રતાપે ફિત્નાઓના અતિ ભયાનક

અંધારાઓમાંથી પોતાના દીન–ઈમાનને સલામત રાખીને નીકળી જાય છે.

(નોંધ :– 'મિશ્કાત'ના મોટાભાગના વિવરણકારોએ એનો મતલબ 'અલ્લાહ તઆલાના તે બંદા અંધારાં અને કાચાં ઘરોમાંથી નીકળે છે, અર્થાત્ તેમના રહેવાના ઘરો અંધકારમય તથા ધૂળિયાં–કાચાં હોય છે' નો લીધો છે. આ આજિઝ (હઝરત મવલાના મન્ઝૂર સા. નોઅ્માની (રહ્મતુલ્લાહિ અલયહ)ના નજીક રાજિહ–ચઢિયાતો મતલબ, 'ફિત્નાઓની કાળી આંધીઓ છે,' તેથી તરજુમા તથા ખુલાસામાં એ જ મતલબ લીધો છે, વલ્લાહુ અઅ્લમ્.

હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ના રડવામાં બનતાં સુધી તેમના આ એહસાસનો પણ દખલ હશે કે, અફસોસ ! અમે એવા ગુમનામ ન રહ્યા અને અમારું જીવન એવું 'કોઈ ન પૂછે' વાળું ન રહ્યું અને શક્ય છે એ એહસાસ પણ હોય કે અલ્લાહ તઆલાના કોઈ એવા છૂપા બંદાનો મારાથી કોઈ હક ન મરાયો હોય કે તેને મારી ઝાતથી કોઈ તકલીફ ન પહોંચી ગઈ હોય.

(૯૯) عَنْ اَبِىْ ذَرٍّ رضی اللہ عنہ قَالَ دَخَلْتُ عَلٰى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَذَكَرَ الْحَدِيْثَ بِطُوْلِهٖ اِلٰى اَنْ قَالَ قُلْتُ يَارَسُوْلَ اللّٰهِ اَوْصِنِىْ ! قَالَ اُوْصِيْكَ بِتَقْوَى اللّٰهِ فَاِنَّهٗ اَزْيَنُ لِاَمْرِكَ كُلِّهٖ، قُلْتُ زِدْنِىْ ! قَالَ عَلَيْكَ بِتِلَاوَةِ الْقُرْآنِ وَ ذِكْرِ اللّٰهِ عَزَّوَجَلَّ فَاِنَّهٗ ذِكْرٌ لَكَ فِى السَّمَاءِ وَنُوْرٌ لَكَ فِى الْاَرْضِ، قُلْتُ زِدْنِىْ ! قَالَ عَلَيْكَ بِطُوْلِ الصَّمْتِ فَاِنَّهٗ مَطْرَدَةٌ لِلشَّيْطَانِ وَعَوْنٌ لَكَ عَلٰى اَمْرِ دِيْنِكَ، قُلْتُ زِدْنِىْ ! قَالَ اِيَّاكَ وَ كَثْرَةَ الضِّحْكِ فَاِنَّهٗ يُمِيْتُ الْقَلْبَ وَيَذْهَبُ بِنُوْرِ الْوَجْهِ، قُلْتُ زِدْنِىْ ! قَالَ قُلِ الْحَقَّ وَاِنْ كَانَ مُرًّا، قُلْتُ زِدْنِىْ ! قَالَ لَا تَخَفْ فِى اللّٰهِ لَوْمَةَ لَائِمٍ، قُلْتُ زِدْنِىْ ! قَالَ لِيَحْجُزْكَ عَنِ النَّاسِ مَا تَعْلَمُ مِنْ نَفْسِكَ.

(رواه البيهقى فى شعب الإيمان)

(૯૯) **તરજુમો** : હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે, હું

એક દિવસ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયો. એ પછી (યા તો ખુદ હઝરત અબૂ ઝર રદિયલ્લાહુ અન્હૂએ અથવા તેમનાથી રિવાયત કરનાર નીચેના રાવીએ) એક લાંબી હદીષ બયાન કરી (જે અત્રે બયાન નથી કરવામાં આવી). એ જ વાતના સિલસિલામાં હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)એ બયાન કર્યું કે, મેં અરજ કરી : હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને વસિય્યત ફરમાવો ! આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'હું તમને વસિય્યત કરું છું અલ્લાહ તઆલાના તકવાની, કારણ કે એ પરહેઝગારી ખૂબ વધારે શણગારે છે તમારાં તમામ કામોને !'

હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે, મેં અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હજુ વધુ વસિય્યત ફરમાવો ! આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'તમે કુરઆન શરીફની તિલાવતને લાઝિમ પકડી લો, કારણ કે એ તિલાવત અને ઝિક્ર સબબ થશે આસમાનમાં તમારી યાદનો અને આ જમીન પર તમારા માટે નૂર બનશે !' હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે, મેં ફરી અરજ કરી : 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને કંઈક વધુ નસીહત ફરમાવો !'

આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'વધારે ચૂપ રહેવાની અને ઓછું બોલવાની ટેવ પાડો, કારણ કે એ આદત શયતાનને દૂર હડસેલનાર તથા દીનના બારામાં તમને મદદકર્તા છે.' અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)એ અરજ કરી : 'મને વધારે નસીહત ફરમાવો.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'વધારે હસવાનું છોડી દો, કારણ કે એ આદત દિલને મુરદા કરી દે છે અને માનવીના ચહેરાનું નૂર એથી ઊડી જાય છે.' મેં અરજ કરી કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ) ! મને વધુ નસીહત ફરમાવો.' આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'હંમેશાં હક અને સાચી વાત કહો, ભલેને (લોકોને) નાપસંદ અને કડવી લાગે.'

મેં અરજ કરી : 'મને હજુ નસીહત ફરમાવો.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'અલ્લાહ તઆલાના વિશે કોઈ લાનતાન કરનારની મલામતની પરવા ન કરો.' મેં અરજ કરી કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ) ! મને વધારે નસીહત ફરમાવો.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'તમે જે કંઈ પોતાના નફસ–ઝાત વિશે જાણતા હોવ, તે તમને બીજાના ઐબોની પાછળ પડવાથી રોકી દે.'

(બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની આદતે શરીફહ મુજબ સૌથી પ્રથમ તકવાની વસિય્યત ફરમાવી કે, તે તમારા સઘળાં કામોને અત્યંત સુશોભિત કરનાર છે. દેખીતું છે કે જો માનવી પરહેઝગારીને પોતાનો શિઆર (ઓળખ ચિહ્ન) બનાવે, તો તેનું સંપૂર્ણ જીવન તાબેદારી અને બંદગીવાળું થઈ જશે તથા તેનું જાહેર અને બાતિન સૌ રોશન થઈ જશે.

પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કુરઆન શરીફની તિલાવત અને ઝિક્રે ઈલાહી ખૂબ વધુ પ્રમાણમાં કરવાની વસિય્યત કરતાં ફરમાવ્યું કે, તેનાથી અલ્લાહ તઆલા ફરિશ્તાઓમાં તમારી યાદ ફરમાવશે. કુરઆન શરીફમાં પણ છે : **'ફઝ્કુરૂની અઝ્કુર્કુમ્** (તમે મને યાદ કરો, હું તમને યાદ કરીશ).' તિલાવત અને ઝિક્રની બીજી બરકત આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ બયાન ફરમાવી કે, એનાથી આ દુનિયામાં જ એક નૂર તમને મળશે. ઝિક્રો–તિલાવતનું નૂર મૂળમાં તો માણસના બાતિન–ભીતરમાં પેદા થાય છે, પરંતુ તેની અસર જાહેરમાં પણ મહસૂસ થાય છે.

આગળ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વધુ પડતા ખામોશ રહેવાની નસીહત કરતાં ફરમાવ્યું કે, આ તે હથિયાર છે, જેનાથી શયતાન દૂર થઈ શકે છે તથા દીનના વિશે એનાથી મોટી મદદ મળી શકે છે. એ હકીકત છે જેને દરેક માનવી મહસૂસ કરી શકે છે કે, શયતાન માનવીના દીનને સૌથી વધારે નુકસાન ઝબાનના રસ્તે જ પહોંચાડી શકે છે. જૂઠ, ગીબત–નિંદા, તોહમત, ગાળ–ગલોચ, ચુગલખોરી વગેરે આ જ તે ગુનાહ

છે, જેમાં માણસજાત સૌથી વધારે સપડાય છે.

એક હદીષમાં છે : 'માનવીને જહન્નમમાં મોઢાભેર તેમની ઝબાનનો વધુ પડતો ગલત ઉપયોગ નખાવશે.' તો જાહેર છે કે જે માણસ વધારે ચૂપ રહેવાની અને ઓછું બોલવાની આદત બનાવી લે, તે પોતાને અને પોતાના દીનને શયતાનના હુમલાઓથી વધારે સલામત રાખી શકશે. યાદ રહે કે વધુ ખામોશ રહેવાનો મતલબ આ છે કે જે વાત કરવાની જરૂરત ન હોય અને જેના પર સવાબ મળવાની આખિરતમાં ઉમ્મીદ ન હોય, તેનાથી ઝબાનને રોકવામાં આવે. એ મતલબ નથી કે સારી વાતો પણ ન કરવામાં આવે. 'કિતાબુલ ઈમાન'માં આ હદીષ આવી ગઈ છે કે, 'જે માણસ અલ્લાહ તઆલા પર તથા આખિરતના દિવસ પર ઈમાન ધરાવતો હોય, તેને જોઈએ કે યા તો સારી વાત કરે અથવા ચૂપ રહે.'

આગળ વધુ ન હસવાની નસીહત કરતાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, એનાથી દિલ મરી જાય છે અને ચહેરો બેનૂર કે રોશની વિનાનો થઈ જાય છે. દિલના મુરદા થવાનો મતલબ એ છે કે તેમાં ગફલત–લાપરવાઈ, અસંવેદના તથા એક પ્રકારનો અંધકાર પ્રવેશી જાય છે. તેની જાહેરી–બાહ્ય અસર એ થાય છે કે મોઢા પર (તે) નૂર (આંતરિક સૌંદર્ય) બાકી નથી રહેતું, જે જાગૃત દિલ ધરાવતા ઈમાનીઓના ચહેરાઓ પર હોય છે.

આ સિલસિલાની અંતિમ શિખામણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ફરમાવી કે, પોતાની ખામીઓ તથા ગુનાહો વિશે તમે જે કંઈ જાણતા હોવ, તેની તમને એટલી ચિંતા હોવી જોઈએ કે બીજાઓની ઐબો–ગુનાહો જોવા અને ચર્ચા કરવાનો તમને સમય જ ન મળે. એમાં શંકા નથી કે જે બંદો પણ પોતાની ત્રુટિઓ, ગુનાહો પર નજર રાખશે અને એક સાચા મો'મિનની જેમ પોતાના નફસનો હિસાબ રાખશે, તેને બીજાઓની ખામીઓ, ગુનાહો દેખાશે જ નહીં, બલકે તે તો પોતાને જ સૌથી વધારે કુસૂરવાર અને ગુનેહગાર માનશે. બીજાઓના ઐબો તો તેમને જ વધારે દેખાય છે, જેઓ પોતાની ફિકર–ચિંતાથી કોરા હોય છે.

(١٠٠) عَنْ مُعَاوِيَةَ اَنَّهُ كَتَبَ اِلٰى عَائِشَةَ اَنِ اكْتُبِىْ اِلَىَّ كِتَابًا تُوْصِيْنِىْ فِيْهِ وَلَا تُكْثِرِىْ فَكَتَبَتْ سَلَامٌ عَلَيْكَ. اَمَّا بَعْدُ فَاِنِّىْ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ مَنِ الْتَمَسَ رِضَى اللّٰهِ بِسَخَطِ النَّاسِ كَفَاهُ اللّٰهُ مُؤْنَةَ النَّاسِ وَمَنِ الْتَمَسَ رِضَى النَّاسِ بِسَخَطِ اللّٰهِ وَكَّلَهُ اللّٰهُ اِلَى النَّاسِ وَالسَّلَامُ عَلَيْكَ. (رواه الترمذى)

(૧૦૦) **તરજુમો** : હઝરત મુઆવિયહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, તેમણે મુઅ્મિનોનાં અમ્માજી હઝરત આઇશહ સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)ને પત્ર લખ્યો, તેમાં દરખ્વાસ્ત કરી કે, આપ મને કંઇક નસીહત અને વસિય્યત ફરમાવો, પરંતુ વાત મુદ્દાસર અને તમામ પાસાંઓને આવરી લેનાર હોય, (છતાં) ખૂબ વિસ્તારથી ન હોય, તો હઝરત ઉમ્મુલ્ મુઅ્મિનીન (રદિયલ્લાહુ અન્હા)એ તેમને આ સંક્ષિપ્ત પત્ર લખ્યો :

'સલામ હજો તમારા પર–અમ્મા બાદ–મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા : 'જે કોઇ અલ્લાહ તઆલાને રાજી કરવા ચાહે, લોકોને પોતાનાથી નારાજ કરીને, તો અલ્લાહ તઆલા બેપરવા કરી દેશે તેને લોકોની ચિંતા તથા બોજ ઉઠાવવાથી અને પોતે તેના માટે કાફી થઇ જશે અને જે કોઇ બંદાઓને રાજી કરવા ચાહશે અલ્લાહ તઆલાને નારાજ કરીને, તો અલ્લાહ તઆલા તેને લોકોના હવાલે કરી દેશે.'

વસ્સલામ. (જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : આ દુનિયામાં રહેતા માણસો, ખાસ કરીને વ્યાપક સંબંધો તથા વિશાળ જિમ્મેદારીઓ અદા કરતા લોકોને બહુધા એવા સંજોગો પેશ આવે છે કે, જો તેઓ એવી નીતિ–રીતિ અપનાવે, જેનાથી અલ્લાહ તઆલા રાજી થવાની આશા હોય, તો ઘણાં એવા લોકો નારાજ

થાય છે, જેઓની સાથે સંબંધો તથા અપેક્ષાઓ હોય છે અને જેમનાથી વિવિધ કામો નીકળે છે અને જો તેઓ તેમની મરજી પ્રમાણે ચાલે છે, તો અલ્લાહ તઆલા નારાજ થાય છે. એવા સમયના માટે આ હદીષ શરીફમાં આ માર્ગદર્શન અપાયું છે કે, બંદો જો અલ્લાહ તઆલાને રાજી કરનારો અભિગમ અપનાવશે, તો અલ્લાહ રબ્બુલ્ આલમીન તેની જરૂરિયાતો તથા હાજતો પૂરી કરવાનો પોતે ઝિમ્મેદાર થઈ જશે અને બંદાઓથી જે લાભોની તે આશા રાખે છે તે સૌ લાભો તેને અલ્લાહ તઆલાના ફઝલ–કૃપાથી મળતા રહેશે.

એથી ઊલટું, જો તેણે અલ્લાહ તબારક વ તઆલાની ફિક્ર અને તલાશને છોડીને બંદાઓને રાજી રાખવા ચાહ્યું અને તેમની મરજી પ્રમાણે ચાલ્યો, તો અલ્લાહ તઆલા તેને પોતાની મહેરબાની અને મદદથી મહરૂમ–વંચિત કરી દેશે અને તેને તે બંદાઓને જ સોંપી દેશે, જે પોતાની ઝાતથી પોતે પણ તેની જેમ જ હાજતમંદ અને બેબસ–લાચાર છે.

સારાંશ કે જો બંદો એ ચાહે કે અલ્લાહ તઆલા ડાયરેક્ટ (બીજાઓના વાસ્તા વિના) તેની જરૂરિયાતોના ઝિમ્મેદાર થઈ જાય, તો તેને જોઈએ કે તે પ્રત્યેક મામલામાં અલ્લાહ તઆલાની જ રઝામંદીને પોતાનો ધ્યેય અને જીવનમંત્ર બનાવી લે અને તેના મો'મિન દિલની આ પુકાર હોય ! :

પંક્તિ–

**'બા ખુદા દારેમ કાર વ–બા ખલાઈક કાર નેસ્ત !'**

અર્થ : અલ્લાહ તઆલાની સાથે કામ રાખીએ છીએ, મખ્લૂકાત સાથે નહિ.

આ નસીહત ભલે શબ્દોમાં મુખ્તસર છે, પરંતુ જો વિચારો તો અર્થ અને હેતુમાં તે પૂરું એક દફતર છે.

# કિતાબુલ્ અખ્લાક

## દીનમાં અખ્લાક–સુસંસ્કારનો દરજ્જો :

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની તાલીમમાં ઈમાન પછી જે વસ્તુઓ પર સૌથી વધુ ભાર દીધો છે તથા માનવીની નેકબખ્તી તેના પર મોકૂફ–નિર્ભર બતાવી છે, તેમાંથી એક આ પણ છે કે, માનવી અખ્લાકે હસનહ–સુસંસ્કાર અપનાવે અને ખરાબ સંસ્કારથી પોતાને બચાવે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નુબુવ્વતના જે હેતુઓનો કુરઆને મજીદમાં ઉલ્લેખ થયો છે, તેમાં આ હેતુ પણ છે કે આપને માનવીઓને સુસંસ્કૃત કરવાના છે (વ યુઝક્કીહિમ્) અને હદીષની અનેક કિતાબોમાં ખુદ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આ મઝમૂન રિવાયત થયો છે કે, 'મને અખ્લાકની સુધારણા માટે નબી બનાવીને મોકલવામાં આવ્યો છે.'

અખ્લાક–સંસ્કારની દુરુસ્તી, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બેઅ્ષત–વિશ્વમાં આગમનના હેતુઓમાંથી તથા મિશનના ખાસ અંશોમાંથી છે અને હોવું પણ એ જ જોઈતું હતું, કારણ કે માનવજીવન અને તેનાં પરિણામોમાં અખ્લાકનું ઘણું મહત્ત્વ છે. જો માણસના અખ્લાક સારા હોય તો તેનું પોતાનું જીવન દિલી સુકૂન–ચેનની સાથે ગુજરશે. તદુપરાંત, બીજાઓના માટે પણ તેની હસ્તી રહમત તથા સુકૂનનો સામાન થશે. એથી ઊલટું, જો માનવીના અખ્લાક ખરાબ હોય તો તેનું જીવન પણ લુત્ફ–આનંદથી ખાલી રહેશે અને જેમનાથી તેનો વાસ્તો અને સંબંધ હશે, તેમનાં જીવન પણ નિઃરસ અને કડવાં થઈ જશે.

આ તો ખુશઅખ્લાકી અને બદઅખ્લાકીનાં તે રોકડ દુન્યવી પરિણામો છે, જેનો આપણે સૌ દરરોજ અનુભવ કરીએ છીએ. મૃત્યુ પછીના કાયમી જીવનમાં એ બન્નેના નતીજા તેનાથી અનેકગણા મહત્ત્વંત નીકળનાર છે. આખિરતમાં ખુશઅખ્લાકીનો અંજામ અરહમુર્રાહિમીન–સૌથી વધુ

કૃપાવંતની રઝામંદી તથા જન્નત છે અને બદઅખ્લાકીનો અંજામ ખુદાવંદે કહ્હારનો ગઝબ તથા દોઝખનો અઝાબ છે. અલ્લાહુમ્મહ્ફઝ્ના, અલ્લાહ કરીમ આપણને બચાવે, આમીન !

અખ્લાક–સંસ્કારની સુધારણા માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જે નૂરાની ઈરશાદો હદીષની કિતાબોમાં સચવાયા છે, તે બે પ્રકારના છે : એક તે છે, જેમાં આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉસૂલી–બુનિયાદી તોર પર હુસ્ને અખ્લાક–સુસંસ્કાર પર ભાર દીધો છે તથા તેનું મહત્ત્વ, મહિમા અને આખિરતના અસામાન્ય સવાબને વર્ણવ્યો છે. બીજો પ્રકાર તે છે, જેમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમુક ખાસ ખાસ અખ્લાક અપનાવવા કે અમુક ખાસ બુરા અખ્લાકથી બચવાની તાકીદ ફરમાવી છે.

પ્રથમ અમે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પહેલા પ્રકારના–બુનિયાદી અખ્લાકવાળા ઈરશાદોને અત્રે રજૂ કરીશું.

## ખુશઅખ્લાકીની ફઝીલત–મહિમા અને અહમ્મિય્યત–મહત્તા :

(۱۰۱) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَمْرٍو رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَ سَلَّمَ اِنَّ مِنْ خِيَارِكُمْ اَحْسَنَكُمْ اَخْلَاقًا. (رواہ البخاری ومسلم)

(૧૦૧) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'તમારામાં સૌથી સારા તે લોકો છે, જેમના અખ્લાક સારા છે !'

(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

(۱۰۲) عَنْ اَبِيْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَكْمَلُ الْمُؤْمِنِيْنَ اِيْمَانًا اَحْسَنُهُمْ خُلُقًا. (رواہ ابوداود والدارمی)

(૧૦૨) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહ અન્હૂ)થી

રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'ઈમાનવાળાઓમાં વધારે કામિલ કે પરિપૂર્ણ ઈમાનવાળા તે લોકો છે, જે અખ્લાકમાં વધારે સારા છે.' (અબૂ દાવૂદ, દારિમી)

**ખુલાસો** : મતલબ આ છે કે ઈમાન અને અખ્લાકમાં એવી નિસ્બત–સંબંધ છે કે, જેનું ઈમાન સંપૂર્ણ હશે તેના અખ્લાક અવશ્યપણે જ ખૂબ ઉમદા હશે. એ જ રીતે જેના અખ્લાક ખૂબ સારા હશે, તેનું ઈમાન પણ ખૂબ જ કામિલ–પરિપૂર્ણ હશે. ખ્યાલ રહે કે, ઈમાન વિના અખ્લાક, બલકે કોઈ પણ અમલનો એ'તિબાર નથી. પ્રત્યેક અમલ અને પ્રત્યેક નેકીના માટે ઈમાન, રૂહ કે આત્માના સ્થાને છે. તેથી જો કોઈ શખ્સિયતમાં ઈમાન વિના અખ્લાક દેખાય, તો તે હકીકી–વાસ્તવિક અખ્લાક નથી; તેની સૂરત– દેખાવ છે, તેથી અલ્લાહ તઆલાને ત્યાં તેની કશી કિંમત નથી.

(۱۰۳) عَنْ اَبِي الدَّرْدَاءِ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِنَّ اَثْقَلَ شَيْءٍ يُوْضَعُ فِيْ مِيْزَانِ الْمُؤْمِنِ يَوْمَ الْقِيٰمَةِ خُلُقٌ حَسَنٌ.(رواه ابوداود والترمذى)

(૧૦૩) **તરજુમો** : હઝરત અબુ દરદાઅ્ (રદિયલ્લાહુ અન્હૂ) નકલ કરે છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'કિયામતના દિવસે મુઅ્મિનના ઈમાનના ત્રાજવામાં સૌથી ભારે અને વજનદાર વસ્તુ જે મુકાશે, તે તેના સારા અખ્લાક કે સુસંસ્કાર હશે.'

(અબૂ દાવૂદ શરીફ, તિરમિઝી શરીફ)

(۱۰۴) عَنْ رَجُلٍ مِنْ مُزَيْنَةَ قَالَ : قَالُوْا يَارَسُوْلَ اللهِ مَاخَيْرُ مَا اُعْطِيَ الْاِنْسَانُ ؟ قَالَ اَلْخُلُقُ الْحَسَنُ.

(رواه البيهقى فى شعب الايمان والبغوى فى شرح السنة عن اسامة بن شريك)

(૧૦૪) **તરજુમો** : મુઝ્નની કબીલાના એક માણસથી રિવાયત છે કે, અમુક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી કે, 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! માનવીને જે કંઈ

મળે છે, તેમાં સૌથી બેહતર શું છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'સારા અખ્લાક.'

**ખુલાસો** : આ હદીષોથી એ પરિણામ તારવવું સહીહ લેખાશે નહિ કે, અખ્લાકે હસનહનો દરજ્જો ઈમાન કે અરકાનથી પણ વધીને છે. સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) જેમને આ ઈરશાદોમાં ખિતાબ કે સંબોધન હતું, તેમને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તાલીમ અને તરબિયત કે શિક્ષણ અને કેળવણીથી એટલી તો જાણ હતી જ કે, દીનના વિભાગોમાંથી સૌથી મોટો દરજ્જો ઈમાન અને તવહીદ (અલ્લાહ તઆલાના ઐક્ય)નો છે, તે પછી અરકાનનું સ્થાન છે. તેમના પછી દીની જિંદગીના જે વિવિધ ભાગો રહે છે, તેમાં અલગ અલગ પાસાંઓથી અમુકને અમુક પર વિશેષતા તથા પ્રાધાન્ય પ્રાપ્ત છે. તેમાં બેશક, અખ્લાકનું સ્થાન ખૂબ ઉચ્ચ છે અને ઈન્સાનોની નેકબખ્તી તથા કામિયાબીમાં અને અલ્લાહ તઆલાને ત્યાં તેમની કુબૂલિયત તથા મહબૂબિયતમાં અખ્લાકને ખાતરીપૂર્વક અતિ વિશેષ દખલ છે.

(١٠٥) عَنْ عَائِشَةَ رَضِىَ اللهُ عَنْهَا قَالَتْ سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ اِنَّ الْمُؤْمِنَ لَيُدْرِكُ بِحُسْنِ خُلُقِهٖ دَرَجَةَ قَائِمِ اللَّيْلِ وَصَائِمِ النَّهَارِ. (رواه ابوداود)

(૧૦૫) **તરજુમો** : હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, આપ ઈરશાદ ફરમાવતા હતા કે, 'ઈમાનવાળો બંદો પોતાના સારા અખ્લાકથી તે લોકોનો મરતબો પ્રાપ્ત કરી લે છે, જેઓ રાતભર નફલ નમાઝો પઢતા હોય અને હંમેશા દિવસના રોઝા રાખતા હોય.' (અબૂ દાવૂદ શરીફ)

**ખુલાસો** : અલ્લાહ તઆલાના જે બંદાનો આ હાલ હોય કે અકીદા અને અમલના હિસાબે સાચો મુઅ્મિન હોય, ઉપરાંત બા–અખ્લાક પણ હોય, તો ભલે વધારે નફલ નમાઝ–રોઝા ન કરતો હોય, તો પણ પોતાના

સારા અખ્લાકના લઈને તે શબ–બેદાર ઈબાદતગુઝારોનો દરજ્જો કે સ્થાન પામી લેશે, જેઓ રાત્રિઓ નફલોમાં પસાર કરે તથા દિવસે સામાન્ય રીતે રોઝા રાખતા હોય. (કાઈમુલ્ લય્લ, સાઈમુન્નહાર)

(١٠٦) عَنْ مُعَاذٍ رَضِيَ اللّٰهُ عَنْهُ قَالَ كَانَ اٰخِرَ مَا وَصَّانِيْ بِهٖ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: حِيْنَ وَضَعْتُ رِجْلِيْ فِي الْغَرْزِ اَنْ قَالَ يَامُعَاذُ اَحْسِنْ خُلُقَكَ لِلنَّاسِ.

(رواه مالك)

(૧૦૬) હઝરત મુઆઝ બિન જબલ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે અંતિમ વસિય્યત મને કરી હતી (જ્યારે કે મેં પોતાનો પગ પોતાની સવારીના પેંગડામાં મૂકી દીધો હતો) તે આ હતી કે, 'લોકોના માટે પોતાના અખ્લાકને સારા બનાવો, એટલે કે અલ્લાહ તઆલાના બંદાઓની સાથે સદ્વર્તાવથી પેશ આવો.'

(મુવત્તા ઈમામ માલિક રહ્મતુલ્લાહિ અલય્હ)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના પવિત્ર જીવનના અંતિમ સમયમાં હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ને યમનના હાકિમ બનાવીને મોકલ્યા, તો મદીનહ શરીફથી વિદાય કરતી વેળા આપે ખાસ ઈહ્તિમામ (પ્રબંધ)થી ઘણી નસીહતો ફરમાવી હતી. હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)એ આ હદીષમાં તેની જ તરફ નિર્દેશ કર્યો છે. યાદ રહે કે લોકો સાથે ખુશઅખ્લાકીથી પેશ આવવાનો તકાઝો આ નથી કે સદાના મુજરિમ તથા ઝાલિમ, બદમાશ–જેઓ સખ્તીને પાત્ર તથા તે વિના સુધરે એમ ન હોય–તેમની સાથે પણ નરમી કરવામાં આવે. એ તો પોતાની ફર્ઝોની અદાયગીમાં કોતાહી તથા ચશ્મપોશી લેખાશે.

સારાંશ કે ઈન્સાફ અને અલ્લાહ તઆલાની હદોની પાબંદીની સાથે મુજરિમો પર સખ્તી કરવી, કોઈ અખ્લાકી કે નૈતિક નિયમમાં સદાચારની વિરુદ્ધ નથી.

(١٠٧) عَنْ مَالِكٍ بَلَغَهُ اَنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ بُعِثْتُ لِاُتَمِّمَ حُسْنَ الْاَخْلَاقِ. (رواه فی الموطا ورواه احمد عن ابی هريرة)

(૧૦૭) **તરજુમો** : હઝરત ઈમામ માલિક (રહ્મતુલ્લાહિ અલય્હ)થી રિવાયત છે કે મને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ હદીષ પહોંચી છે કે, 'મને એટલા માટે મોકલવામાં આવ્યો છે કે અખ્લાકી ખૂબીઓ કે નૈતિક મૂલ્યોને કમાલ–પરિપૂર્ણતાના દરજ્જે પહોંચાડું.'

(١٠٨) عَنْ عَبْدِ اللهِ بْنِ عَمْرٍو رضی الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ مِنْ اَحَبِّكُمْ اِلَيَّ اَحْسَنُكُمْ اَخْلَاقًا. (رواه البخاری)

(૧૦૮) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમે દોસ્તોમાં મને વધારે મહબૂબ–પ્રિય તેઓ છે, જેમના અખ્લાક–સંસ્કાર વધારે સારા છે.' (બુખારી શરીફ)

**ખુલાસો** : હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)ની રિવાયત (તિરમિઝી શરીફ)માં આ મુજબ છે : 'તમ દોસ્તોમાં મને વધારે મહબૂબ તેઓ છે અને કિયામતના દિવસે તેમની જ બેઠક પણ મારાથી વધુ નજીક હશે, જેમના અખ્લાક તમારામાં વધારે બેહતર છે.'

જાણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મહબૂબિયત અને કિયામતના દિવસે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નિકટતા પ્રાપ્ત થવામાં હુસ્ને અખ્લાકની દોલતની ખાસ દખલ છે.

(١٠٩) عَنْ عَائِشَةَ رَضِیَ اللهُ عَنْهَا قَالَتْ كَانَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ اَللّٰهُمَّ اَحْسَنْتَ خَلْقِىْ فَاَحْسِنْ خُلُقِىْ. (رواه احمد)

(૧૦૯) **તરજુમો** : હઝરત આઈશહ સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)થી

રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની દુઆમાં અલ્લાહ તઆલાથી અરજ કરતા રહેતા હતા : 'હે મારા અલ્લાહ ! તેં પોતાના કરમથી મારા શરીરની જાહેરી બનાવટ સારી બનાવી છે, એ જ રીતે મારા અખ્લાક પણ સારા બનાવી દે.'

**ફાયદો** : સહીહ મુસ્લિમમાં હઝરત અલી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, તહજજુદની નમાઝના દરમિયાનમાં જે દુઆઓ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અલ્લાહ તઆલાથી માંગી, તેમાં એક દુઆ આ પણ હતી : 'હે મારા અલ્લાહ ! તું મને બેહતરથી બેહતર અખ્લાકનું માર્ગદર્શન આપ. તારા વિના કોઈ ઉત્તમ અખ્લાકની રહનુમાઈ નથી કરી શકતું અને બુરા અખ્લાકને મારાથી દૂર કરી દે. તેમને તારા સિવાય કોઈ હટાવી નથી શકતું.' આપણે પણ એ (દુઆ)ને માંગતા રહીએ.

# સારા તથા ખરાબ અખ્લાક

## રહમદિલી તથા બેરહમી–દયાભાવ તથા ક્રૂરતા :

રહમત–દયા, કૃપા એ મૂળમાં અલ્લાહ તઆલાની ખાસ સિફત કે વિશેષ ગુણ છે તથા રહમાન–રહીમ તેના ખાસ નામ છે અને જે બંદાઓમાં અલ્લાહ તઆલાના એ ગુણનું જેટલું પ્રતિબિંબ પડે છે, તેઓ તેટલા જ બરકતવંત તથા અલ્લાહ તઆલાની રહમ–દયાના એટલા જ અધિકારી છે અને જેઓ જેટલા બેરહમ કે નિષ્ઠુર છે તેઓ અલ્લાહ તઆલાની રહમ–દયાથી તેટલા જ મહરૂમ કે અભાગી–વંચિત રહેવાવાળા છે.

## બીજાઓની દયા રાખનારાઓ જ અલ્લાહ તઆલાની દયા–રહમના હકદાર છે :

(۱۱۰) عَنْ جَرِيْرِ بْنِ عَبْدِ اللهِ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ

لَا يَرْحَمُ اللهُ مَنْ لَا يَرْحَمُ النَّاسَ. (رواه البخاري ومسلم)

(૧૧૦) **તરજુમો** : હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ

અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તે લોકો અલ્લાહ તઆલાની ખાસ રહમતથી મહરૂમ રહેશે, જેમનાં દિલોમાં બીજા લોકો માટે દયા નથી તથા જેઓ બીજાઓ પર રહમ નથી કરતા.' (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : આ હદીષમાં 'અન્નાસ' (લોકો) શબ્દ આમ–સામાન્ય છે, જે મુઅ્મિન–કાફિર, પરહેઝગાર–ગુનેહગાર સૌને શામિલ છે અને એમાં શંકા નથી કે દયા–રહમ સૌનો હક છે. અલબત્ત, કાફિર, ગુનેહગારની સાથે સાચી હમદર્દીનો સૌથી મોટો તકાઝો એ હોવો જોઈએ કે તેના કુફ્ર કે નાફરમાનીના પરિણામનું આપણાં દિલમાં દર્દ હોય અને આપણે તેને બચાવવાની ચિંતા કરીએ. એ ઉપરાંત તે જો કોઈ દુન્યવી કે શારીરિક તકલીફમાં હોય તો તેનાથી તેને બચાવવાની ફિકર કરવી પણ બેશક, રહમદિલીનો તકાઝો છે અને આપણને તેનો આદેશ પણ છે.

(١١١) عَنْ عَبْدِ اللهِ بْنِ عَمْرٍو رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اَلرَّاحِمُوْنَ يَرْحَمُهُمُ الرَّحْمٰنُ اِرْحَمُوْا مَنْ فِي الْاَرْضِ يَرْحَمْكُمْ مَنْ فِي السَّمَاءِ. (رواه ابوداود والترمذى)

(૧૧૧) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'મહેરબાની કરનારાઓ પર સૌથી મોટો મહેરબાન અલ્લાહ તઆલા રહમ–મહેરબાની ફરમાવશે. જમીન પર વસનારી અલ્લાહ તઆલાની મખ્લૂક–સૃજન પર તમે દયા કરો, તો આકાશવાળો તમારા પર દયા કરશે.' (સુનને અબી દાવૂદ, જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : મતલબ આ છે કે અલ્લાહ તઆલાની ખાસ રહમના હકદાર બસ તે જ નેક દિલ બંદા છે, જેમનાં દિલોમાં અલ્લાહ તઆલાની અન્ય મખ્લૂક માટે રહમ છે. આ હદીષમાં જમીન પર વસનારી અલ્લાહ તઆલાની સઘળી મખ્લૂક–સૃજન પર દયા કરવાની હિદાયત–સૂચના

અપાઇ છે, જેમાં માનવીના સર્વ વર્ગો ઉપરાંત પ્રાણી (પક્ષીઓ) પણ શામિલ છે. આગળની હદીષોમાં એ વ્યાપકતાની ચોખવટ પણ કરાઇ છે.

## એક માનવીને તરસ્યા કૂતરાને પાણી પિવડાવવા બદલ બખ્શી દેવામાં આવ્યો :

(١١٢) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ بَيْنَمَا رَجُلٌ يَمْشِىْ بِطَرِيْقٍ اِشْتَدَّ عَلَيْهِ الْعَطْشُ فَوَجَدَ بِئْرًا فَنَزَلَ فِيْهَا فَشَرِبَ ثُمَّ خَرَجَ فَاِذَا كَلْبٌ يَلْهَثُ يَاْكُلُ الثَّرٰى مِنَ الْعَطْشِ فَقَالَ الرَّجُلُ لَقَدْ بَلَغَ هٰذَا الْكَلْبَ مِنَ الْعَطْشِ مِثْلَ الَّذِىْ كَانَ بَلَغَ بِىْ فَنَزَلَ الْبِئْرَ فَمَلَأَ خُفَّهٗ ثُمَّ اَمْسَكَهٗ بِفِيْهِ فَسَقَى الْكَلْبَ فَشَكَرَ اللهُ لَهٗ فَغَفَرَلَهٗ قَالُوْا يَارَسُوْلَ اللهِ وَاِنَّ لَنَا فِى الْبَهَائِمِ اَجْرًا ؟ فَقَالَ نَعَمْ فِىْ كُلِّ ذَاتِ كَبِدٍ رَطْبَةٍ اَجْرٌ. (رواه البخارى ومسلم)

(૧૧૨) **તરજુમો** : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'એ અરસામાં કે એક માણસ રસ્તે જઇ રહ્યો હતો, તેને સખત તરસ લાગી. ચાલતા ચાલતા તેને એક કૂવો મળ્યો. તે તેમાં ઊતર્યો, પાણી પીધું અને બહાર આવી ગયો. જોયું તો એક કૂતરો–જેની ઝબાન બહાર નીકળી ગઇ છે અને અતિશય પ્યાસથી તે કીચડ ખાઇ રહ્યો છે, તે માણસે દિલમાં કહ્યું કે, આ કૂતરાને પણ તરસની તેવી જ તકલીફ છે, જેવી મને હતી અને તે કૂતરા પ્રત્યે દયા ખાઇને તે ફરીથી કૂવામાં ઊતર્યો અને પોતાના ચામડાના મોજામાં પાણી ભરીને તેણે તે (મોજા)ને પોતાના મોઢાથી પકડયો અને કૂવામાંથી નીકળીને તે પાણી કૂતરાને પિવડાવી દીધું.

અલ્લાહ તઆલાએ તેની આ રહમદિલી તથા મહેનતની કદર ફરમાવી અને એ જ અમલ પર તેની બખ્શિશનો ફેંસલો ફરમાવી દીધો. કેટલાક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી

આ બનાવ સાંભળીને પૂછયું કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું પ્રાણીઓની તકલીફ દૂર કરવામાં પણ અમારા માટે અજર–સવાબ છે ?' આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'હા, પ્રત્યેક જીવંત અને તરજીગર–જીવ ધરાવનાર પ્રાણી–જાનવર(ની તકલીફ દૂર કરવા)માં સવાબ છે.' (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : કોઈકવાર એક મામૂલી–સામાન્ય અમલ દિલની ખાસ કેફિયત અથવા ખાસ સંજોગોના કારણે અલ્લાહ તઆલાને ત્યાં મોટી કબૂલિયત પામે છે અને તેના કર્તાને તે (અમલ) પર બખ્શી દેવામાં આવે છે. ઉપરોક્ત બનાવ પણ આ જ પ્રકારનો છે.

આપ સહેજ વિચારો ! એક માનવી ગરમીમાં પોતાની ઈચ્છિત જગ્યાએ જઈ રહ્યો છે. તેને તરસ લાગે છે એવામાં એક કૂવો નજરે પડે છે, પરંતુ પાણી કાઢવા ડોલ–રસ્સી નથી; તેથી લાચારીએ પાણી પીવા માટે તે કૂવામાં ઊતર્યો. પાણી પીને બહાર આવી ગયો. હવે તેની નજર એક કૂતરા પર પડી, જે અતિશય પ્યાસથી કીચડ ચાટી રહ્યો હતો. તે માણસને કૂતરાની હાલત પર દયા આવી અને દિલમાં તકાઝો પેદા થયો કે તેને પણ પાણી પિવડાવું. ત્યારે (થાક્યો–પાક્યો હોવાથી) મનમાં તો થતું હશે કે પોતાનો રસ્તો માપું–કાપું; જેથી જલદી ઘરે પહોંચીને આરામ પામું; તે છતાં (ફરીથી) કૂવામાં ઊતરીને મોજામાં પાણી ભરીને તેને મોઢાથી પકડયો અને તકલીફ વેઠીને તરસ્યા કૂતરાને પાણી પિવડાવ્યું.

અલ્લાહ તઆલાની રહમતને તે બંદાની આ અદા અને હાલ જોઈને જોશ આવી ગયો અને એના પર જ તેની બખ્શિશનો ફેંસલો ફરમાવી દેવામાં આવ્યો. સાર એ કે મગફિરત–બખ્શિશના આ નિર્ણયનો સંબંધ ફક્ત કૂતરાને પાણી પિવડાવવાના અમલ સાથે જ ન સમજવો જોઈએ, બલકે જે વિશેષ હાલમાં તથા જે લાગણી સાથે તેણે એ અમલ કર્યો હતો તે અમલ અલ્લાહ તઆલાને બેહદ પસંદ આવ્યો અને તેના પર જ તે બંદાની નજાત–મુક્તિનો ફેંસલો કરી દેવામાં આવ્યો.

(۱۱۳) عَنْ عَبْدِ اللهِ بْنِ جَعْفَرٍ قَالَ دَخَلَ النَّبِيُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ حَائِطًا لِرَجُلٍ مِنَ الْاَنْصَارِ فَإِذَا فِيْهِ جَمَلٌ فَلَمَّا رَأَى النَّبِيَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ حَنَّ وَذَرَفَتْ عَيْنَاهُ فَأَتَاهُ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَمَسَحَ ذِفْرَاهُ فَسَكَتَ فَقَالَ: مَنْ رَبُّ هٰذَا الْجَمَلِ؟ لِمَنْ هٰذَا الْجَمَلُ؟ فَجَاءَ فَتًى مِنَ الْاَنْصَارِ، فَقَالَ لِيْ يَا رَسُوْلَ اللهِ! فَقَالَ لَهُ اَفَلَا تَتَّقِي اللهَ فِيْ هٰذِهِ الْبَهِيْمَةِ الَّتِيْ مَلَّكَكَ اللهُ اِيَّاهُ؟ فَإِنَّهُ شَكٰى اِلَيَّ اَنَّكَ تُجِيْعُهُ وَتُدْئِبُهُ. (رواه أبوداود)

(૧૧૩) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એકવાર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક અન્સારી સહાબીના બાગમાં તશરીફ લઇ ગયા. ત્યાં એક ઊંટ હતું. આપને જોતાં તેણે એવી દર્દનાક ચીખ મારી, જેમ કે બચ્ચાની જુદાઇ પર ઊંટણી અવાજ કાઢે છે અને તેની આંખોથી આંસુ પણ વહેવા લાગ્યા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેની નજીક તશરીફ લઇ ગયા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેની કાનપટ્ટીઓ પર લાગણીથી હાથ ફેરવ્યો તો તે ઊંટ ચૂપ થઇ ગયું.

પછી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું કે, 'આ ઊંટ કોનું છે ?' એક અન્સારી નવયુવાન આવ્યા અને કહ્યું કે, 'હુઝૂર ! એ મારું ઊંટ છે.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'આ લાચાર–મૂંગા પ્રાણીના વિશે તમે અલ્લાહ તઆલાથી ડરતા નથી ? જેણે તમને એના માલિક બનાવ્યા છે. એણે મને ફરિયાદ કરી છે કે, તમે એને ભૂખ્યું રાખો છો અને વધારે કામ લઇને તેને ખૂબ દુઃખ આપો છો.'

(સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : જેમ હઝરત સુલયમાન (અલયહિસ્સલામ) અલ્લાહ તઆલાના હુકમથી મુઅ્જિઝારૂપે પક્ષીઓની બોલી સમજી લેતા હતા, જેનું વર્ણન કુરઆન શરીફમાં પણ છે. (વઉલ્લિમ્ના મન્તિકત્તય્રિ), એ જ રીતે

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ જાનવરો–પ્રાણીઓની વાતચીત મુઅ્જિઝા–ચમત્કાર રૂપે સમજી લેતા હતા. આ હદીષમાં ઊંટની વાત સમજવા તથા આગલી હદીષમાં ચકલીની ફરિયાદ સમજવાનો જે ઉલ્લેખ છે, બાહ્ય રીતે તે આ જ પ્રકારથી છે અને જાણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો એક મુઅ્જિઝહ છે.

હદીષની ખાસ તા'લીમ એ છે કે, જેની પાસે કોઇ જાનવર હોય, તેની ઝિમ્મેદારી છે કે તે તેના ઘાસચારાથી લાપરવાહી ન વર્તે અને તેના પર કામનો બોજો પણ તેની શક્તિથી વધારે ન નાખે.

દુનિયાએ 'ક્રૂરતાની રોકથામ'ની જવાબદારીને હવે કંઇક સમજી છે, પરંતુ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આજથી ચૌદસો વર્ષ પૂર્વે એની તા'લીમ આપી હતી.

(١١٤) عَنْ عَبْدِ الرَّحْمٰنِ بْنِ عَبْدِ اللهِ عَنْ اَبِيْهِ قَالَ كُنَّا مَعَ رَسُوْلِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فِىْ سَفَرٍ فَانْطَلَقَ لِحَاجَتِهٖ فَرَأَيْنَا حُمَّرَةً مَعَهَا فَرْخَانِ فَاَخَذْنَا فَرْخَيْهَا فَجَائَتِ الْحُمَّرَةُ فَجَعَلَتْ تُفَرِّشُ فَجَاءَ النَّبِىُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ مَنْ فَجَعَ هٰذِهٖ بِوَلَدِهَا ؟ رُدُّوْ وَلَدَهَا اِلَيْهَا. وَرَأٰى قَرْيَةَ نَمْلٍ قَدْ حَرَقْنَاهَا فَقَالَ مَنْ حَرَقَ هٰذِهٖ ؟ قُلْنَا نَحْنُ قَالَ اِنَّهٗ لَا يَنْبَغِىْ اَنْ يُعَذِّبَ بِالنَّارِ اِلَّا رَبُّ النَّارِ.

(رواہ ابوداود)

(૧૧૪) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)ના સાહિબઝાદા અબ્દુર્રહમાન–પોતાના વાલિદે બુઝુર્ગથી રિવાયત કરે છે કે, એક સફરમાં અમે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હાજત પૂરી કરવા તશરીફ લઇ ગયા. એ દરમિયાન અમારી નજર એક નાની સરખી લાલ ચકલી (બનતાં સુધી નીલકંઠ) પર પડી, જેની સાથે તેના નાનાં–નાનાં બે બચ્ચાં પણ હતાં. અમે તે બચ્ચાંને પકડી લીધાં. તે ચકલી આવી અને અમારાં માથાં

પર મંડરાવા લાગી.

એવામાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ લઈ આવ્યા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'કોણે તેનાં બચ્ચાંને પકડીને તેને સતાવી છે ? તેનાં બચ્ચાં તેને પાછા સોંપી દો.' (તદુપરાંત) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કીડીઓની એક વસતી જોઈ (અર્થાત્ જમીનનો એક એવો ભાગ, જેમાં કીડીઓનાં ઘણાં બધાં સુરાખ–છિદ્રો હતાં તથા મોટી સંખ્યામાં કીડીઓ હતી.) અમે તેમાં આગ લગાડી દીધી હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'કોણે તેમને આગથી સળગાવી દીધી છે ?' અમે અરજ કરી : 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમે જ આગ લગાડી છે.'

આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'આગને પેદા કરનાર અલ્લાહ તઆલાના સિવાય કોઈના માટે એ મુનાસિબ–યોગ્ય નથી કે તે કોઈ જાનદાર–જીવંત વસ્તુને આગનો અઝાબ આપે.'

(સુનને અબૂ દાવૂદ)

**ખુલાસો** : આ મુબારક હદીષોથી જણાયું કે જાનદારો, ત્યાં સુધી કે જમીનની કીડીઓનો પણ હક છે કે તેમને વિના કારણે સતાવવામાં ન આવે.

(١١٥) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ رَضِيَ اللّٰه عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ دَخَلَتْ اِمْرَأَةٌ النَّارَ فِيْ هِرَّةٍ رَبَطَتْهَا فَلَمْ تُطْعِمْهَا وَلَمْ تَدَعْهَا تَأْكُلُ مِنْ خُشَاشِ الْاَرْضِ. (رواه البخاری ومسلم)

(૧૧૫) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું : એક બેદર્દ–દયાહીન ઓરતને એટલા માટે દોઝખમાં નાખવામાં આવી કે તેણે એક બિલાડીને બાંધીને (ભૂખી મારી નાખી), ન તો તેણે પોતે તેને કંઈ ખાવા આપ્યું અને ન તેને છોડી મૂકી કે તે જમીનના કીડા–મકોડાઓથી પોતાનો ખોરાક મેળવી લેત.' (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)ની એક રિવાયત–જે મુસ્લિમ શરીફમાં બયાન થઈ છે, તેનાથી જણાય છે કે એ બેરહમ ઓરત બની ઈસ્રાઈલમાંથી હતી અને તેને આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મેઅ્રાજની રાત્રે અથવા સ્વપ્નમાં કે જાગૃતિના કોઈ બીજા મુકાશફહમાં (હાલત ખૂલવામાં) પોતાની મુબારક આંખે અઝાબમાં સપડાયેલી જોઈ. આથી જણાયું કે જાનવરો સાથે પણ બેદર્દીનો મામલો અલ્લાહ તઆલાને સખત નારાજ કરનાર તથા દોઝખમાં લઈ જનારો અમલ છે. અલ્લાહ તઆલા આપણને એનાથી બચાવે, આમીન !

(۱۱٦) عَنْ اَبِیْ هُرَيْرَةَ رضی الله عنه قَالَ سَمِعْتُ اَبَا الْقَاسِمِ الصَّادِقَ الْمَصْدُوْقَ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ لَا تُنْزَعُ الرَّحْمَةُ اِلَّا مِنْ شَقِيٍّ. (رواه أحمد والترمذى)

(૧૧૬) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, તેઓ ફરમાવે છે કે, મેં સાચા અને જેમની સચ્ચાઈની ગવાહી અપાઈ છે, તે અમારા આકા અબુલ કાસિમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈરશાદ ફરમાવતા હતા કે, 'નથી કાઢવામાં આવતો રહમતનો માદ્દો, પરંતુ ફૂટેલા નસીબવાળાના દિલમાંથી.' (મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : મતલબ એ છે કે રહમ–દયાના માદ્દાથી કોઈના દિલનું તદ્દન ખાલી થઈ જવું આ વાતની નિશાની છે કે, અલ્લાહ તઆલાની પાસે તે બદબખ્ત અને કિસ્મત વિનાનો છે, કારણ કે કોઈ ખરાબ નસીબવાળાનું જ દિલ રહમ–દયાભાવથી ખાલી હોય છે.

(۱۱٧) عَنْ اَبِیْ هُرَيْرَةَ رضی الله عنه اَنَّ رَجُلًا شَكَا اِلَى النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَسْوَةَ قَلْبِهٖ قَالَ اِمْسَحْ رَأْسَ الْيَتِيْمِ وَاَطْعِمِ الْمِسْكِيْنَ. (رواه أحمد)

(૧૧૭) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે એક માણસે પોતાના દિલના સખત હોવાની ફરિયાદ હુઝૂર

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કરી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'તમે યતીમ–અનાથના માથા પર હાથ ફેરવ્યા કરો તથા મિસ્કીન–ગરીબને ખાણું ખવડાવ્યા કરો.' (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : દિલનું સખત અને પથ્થર હોવું એક રૂહાની–આત્મિક રોગ અને માનવીની બદનસીબીની નિશાની છે. પૂછનારે હુઝૂર રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પોતાના દિલ અને રૂહની આ બીમારીનો હાલ વર્ણવીને ઈલાજ–ઉપચાર પૂછયો હતો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને બે વાતોની હિદાયત–સૂચના આપી. એક આ કે, યતીમ–અનાથના માથા પર લાગણીનો હાથ ફેરવ્યા કરો અને બીજી વાત આ કે, ભૂખ્યા ફકીર–મિસ્કીનને ખાણું ખવડાવ્યા કરો.

હુઝૂર રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો બતાવેલ આ ઈલાજ માનસશાસ્ત્રના એક સિદ્ધાંત પર આધારિત છે, બલકે કહેવું જોઈએ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ઈરશાદથી એ ઉસૂલને ટેકો અને બળ મળે છે. તે નિયમ આ છે કે, જો કોઈ માણસના માનસ કે દિલમાં કોઈ ખાસ કેફિયત ન હોય અને તે તેને પેદા કરવા ચાહે તો એક ઉપાય તેનો આ પણ છે કે, તે કેફિયતની અસરો–ચિહ્નો તથા અનિવાર્યતાઓને અપનાવી લે. અલ્લાહ તઆલા ચાહશે તો અમુક સમય પછી તે કેફિયત પણ નસીબ થઈ જશે.

હઝરાતે સૂફિયાને ત્યાં દિલમાં અલ્લાહ તઆલાની મુહબ્બત પેદા કરવા માટે ખૂબ ઝિક્ર કરવાની જે રીત પ્રચલિત છે, તેનો પાયો પણ આ જ નિયમ પર છે.

સારાંશ કે યતીમના માથા પર હાથ ફેરવવો તથા મિસ્કીનને ખાણું ખવડાવવું, મૂળમાં દયાની લાગણીની અસરોમાંથી છે, પરંતુ જ્યારે કોઈનું દિલ એ લાગણીથી ખાલી હોય, તે જો આ કામો તકલ્લુફથી પણ કરવા લાગે તો ઈન્શાઅલ્લાહુ તઆલા તેના દિલમાં પણ રહમ–દયાની કેફિયત પેદા થઈ જશે.

## સખાવત અને બખીલી :

સખાવત એટલે પોતાની કમાણી બીજાઓ પર ખર્ચ કરવી અને તેમનાં કામ કાઢી આપવા એ પણ રહમ–દયાનો જ એક ભાગ છે, જે રીતે બખીલી અને કંજૂસાઇ એટલે બીજાઓ પર ખર્ચ ન કરવો અને તેમને કામ ન આવવું બેરહમી તથા સંગદિલીનું જ એક રૂપ છે. એ બન્નેયના વિષયમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ફરમાન સાંભળો.

(۱۱۸) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ السَّخِىُّ قَرِيْبٌ مِنَ اللّٰهِ قَرِيْبٌ مِنَ النَّاسِ قَرِيْبٌ مِّنَ الْجَنَّةِ بَعِيْدٌ مِنَ النَّارِ. وَالْبَخِيْلُ بَعِيْدٌ مِنَ اللّٰهِ بَعِيْدٌ مِنَ النَّاسِ بَعِيْدٌ مِنَ الْجَنَّةِ قَرِيْبٌ مِنَ النَّارِ وَلَجَاهِلٌ سَخِىٌّ اَحَبُّ اِلَى اللّٰهِ مِنْ عَابِدٍ بَخِيْلٍ. (رواه الترمذى)

(૧૧૮) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'સખી બંદો અલ્લાહ તઆલાના નજીક છે (અર્થાત્ તેને અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત છે.) સાથે અલ્લાહ તઆલાના બંદાઓથી પણ નજીક છે (એટલે અલ્લાહ જલ્લ શાનુહૂના બંદાઓ તેની સખાવતના ગુણના લઇને તેનાથી સંબંધ અને મુહબ્બત રાખે છે તથા તેની સાથે લાગેલા રહે છે.) ઉપરાંત, જન્નતથી નિકટ અને દોઝખથી દૂર છે અને બખીલ તથા કંજૂસ માનવી અલ્લાહ તઆલાથી દૂર એટલે અલ્લાહ તઆલાના સામીપ્યની નેઅમતથી મહરૂમ છે, અલ્લાહ જલ્લ શાનુહૂના બંદાઓથી પણ દૂર છે (કારણ કે તેની કંજૂસાઇના કારણે તેઓ તેનાથી જુદા અને અસંબંદ્ધ રહે છે) અને જન્નતથી દૂર તથા દોઝખથી નજીક છે અને નિ:શંક, એક ઇલ્મ વિનાનો સખી અલ્લાહ તઆલાને ઇબાદતગુઝાર કંજૂસથી વધારે પ્યારો હોય છે.' (જામિઅ્ તિરમિઝી)

(۱۱۹) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اللّٰهُ تَعَالٰى اَنْفِقْ اُنْفِقْ عَلَيْكَ. (رواه البخارى ومسلم)

(૧૧૯) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'અલ્લાહ તઆલાનો પોતાના બંદાઓને ઈરશાદ છે કે, તમે અન્યો–બીજાઓ પર ખર્ચ કરતા રહો, હું તમારા પર ખર્ચ કરતો રહીશ.'

(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : મતલબ એ છે કે અલ્લાહ તઆલાનો અઝલ–આદિકાળથી આ નિયમ પ્રચલિત છે કે, જે બંદાઓ પોતાની કમાઈ અને પોતાની મહેનત બીજા હાજતમંદો પર ખર્ચ કરતા રહેશે, તો અલ્લાહ તઆલા તેમને પોતાના ગૈબી–અદશ્ય ખઝાનામાંથી બરાબર આપતો રહેશે અને તેઓને સદા માટે તંગદસ્તી તથા ભૂખની તકલીફથી સલામત રાખવામાં આવશે.

(١٢٠) عَنْ جَابِرٍ رضی اللہ عنہ قَالَ مَا سُئِلَ النَّبِيُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ شَيْئًا قَطُّ فَقَالَ لَا. (رواه البخاری ومسلم)

(૧૨૦) **તરજુમો** : હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, 'કદી એવું નથી બન્યું કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સવાલ કરવામાં આવ્યો હોય અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેના જવાબમાં મના ફરમાવ્યું હોય.' (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : એટલે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સખાવતનો એ હાલ હતો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ક્યારેય કોઈ સવાલીને 'ના' કહીને પાછો નથી ફેરવ્યો, બલકે હંમેશા દરેક સવાલીને આપ્યું અને કદી કદી આમ પણ બન્યું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે ન હતું તો આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કર્ઝ લઈને (પણ) આપ્યું.

(١٢١) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لَوْ كَانَ عِنْدِىْ مِثْلُ أُحُدٍ ذَهَبًا لَسَرَّنِىْ اَنْ لَا يَمُرَّ عَلَىَّ ثَلٰثُ لَيَالٍ وَعِنْدِىْ مِنْهُ شَيْءٌ اِلَّا شَيْءٌ اَرْصُدُهُ لِدَيْنٍ. (رواه البخاری ومسلم)

(૧૨૧) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'જો મારી પાસે ઉહુદ પહાડ જેટલું પણ સોનું હોય તો મારી ખુશી એ જ હશે કે મારા પર ત્રણ રાતો પણ એવી નહિ ગુઝરે કે મારી પાસે તેમાંથી કંઇ પણ બાકી હોય, તે સિવાય કે હું કોઇ કર્ઝની અદાયગીના માટે તેમાંથી કંઈક રોકી લઉં. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

(۱۲۲) عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لَا يَجْتَمِعُ الشُّحُّ وَالْاِيْمَانُ فِيْ قَلْبِ عَبْدٍ اَبَدًا. (رواه النسائی)

(૧૨૨) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'લોભ–લાલચ અને બખીલાઇ તથા ઈમાન ક્યારેય એક દિલમાં ભેગાં નથી થઇ શકતાં (એટલે બખીલી–કંજૂસાઇ અને ઈમાનમાં કોઇ જોડ નથી).'
(સુનને નસાઇ શરીફ)

**ખુલાસો** : મતલબ આ છે કે ઈમાનની હકીકત અને બખીલાઇની ટેવમાં એવો વિરોધાભાસ છે કે જે દિલમાં હકીકી ઈમાન નસીબ હશે, તેમાં કંજૂસાઇ નથી આવી શકતી અને જેમાં બખીલાઇ દેખાય તો સમજી લેવામાં આવે કે તેમાં ઈમાનનું નૂર નથી. સહેજ વિચારતાં જ દરેકની સમજમાં આ વાત આવી શકે છે કે અલ્લાહ તઆલાની ઝાત તથા સિફાત પર કામિલ ઈમાન–યકીન પછી દિલમાં કંજૂસાઇ જેવી કોઇ ટેવના માટે કોઇ ગુંજાઇશ જ નથી રહી શકતી.

(۱۲۳) عَنْ اَبِیْ بَكْرِ الصِّدِّيْقِ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لَا يَدْخُلُ الْجَنَّةَ خِبٌّ وَلَا بَخِيْلٌ وَلَا مَنَّانٌ. (رواه الترمذی)

(૧૨૩) **તરજુમો** : હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'ધોકાબાઝ, બખીલ તથા ઉપકાર–એહસાન જતાવનાર માનવી જન્નતમાં

જઈ શકશે નહિ.' (જામિઅ્ તિરમિઝી શરીફ)

**ખુલાસો** : મતલબ આ છે કે આ ત્રણેય ખરાબ ટેવો, તે ભયાનક અને તબાહ કરનારી આદતોમાંથી છે, જે જન્નતના રસ્તામાં રુકાવટ બનનારી છે. માટે જે બંદા જન્નતના શોખીન તથા દોઝખથી ડરનારા છે, તેમને જોઈએ કે એ ટેવો (ધોકા, ફરેબ, કંજૂસાઈ તથા એહસાન કરીને જતાવવા)થી પોતાને બચાવે.

## બદલો ન લેવો અને માફ કરી દેવું :

રહમદિલીની જડ–થડથી જે ડાળીઓ ફૂટે છે, તેમાંથી એક આ પણ છે કે પોતાના કુસૂરવાર ગુનેહગારને માફ કરી દેવામાં આવે અને બદલો ન લેવામાં આવે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની ઉમ્મતને પણ તેનો ખાસ શોખ અપાવતા હતા. થોડાંક જ પૃષ્ઠો પૂર્વે આ હદીષ આવી ગઈ છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મને મારા પાલનહારે નવ (૯) વાતોનો વિશેષરૂપે આદેશ આપ્યો છે અને તેમાં એક વાત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ બયાન ફરમાવી કે, 'મને હુકમ છે કે જે કોઈ મારી ઉપર જુલ્મ કરે તો હું તેને માફ કરી આપ્યા કરું.'

એ સિલસિલામાં એક–બે હદીષો જોઈએ.

(۱۲۴) عَنْ اَبِیْ هُرَيْرَةَ رضی اللہ عنہ اَنَّ رَجُلًا شَتَمَ اَبَابَكْرٍ وَ النَّبِیُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ جَالِسٌ يَتَعَجَّبُ وَيَتَبَسَّمُ فَلَمَّا اَكْثَرَ رَدَّ عَلَيْهِ بَعْضَ قَوْلِهٖ فَغَضِبَ النَّبِیُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَقَامَ فَلَحِقَهٗ اَبُوْبَكْرٍ وَقَالَ يَا رَسُوْلَ اللّٰهِ كَانَ يَشْتِمُنِیْ وَاَنْتَ جَالِسٌ فَلَمَّا رَدَدْتُّ عَلَيْهِ بَعْضَ قَوْلِهٖ غَضِبْتَ وَقُمْتَ، قَالَ كَانَ مَعَكَ مَلَكٌ يَرُدُّ عَلَيْهِ فَلَمَّا رَدَدْتَّ عَلَيْهِ وَقَعَ الشَّيْطَانُ، ثُمَّ قَالَ يَا اَبَابَكْرٍ ثَلٰثٌ كُلُّهُنَّ حَقٌّ مَا مِنْ عَبْدٍ ظُلِمَ بِمَظْلِمَةٍ فَيُغْضِیْ عَنْهَا لِلّٰهِ عَزَّوَجَلَّ اِلَّا اَعَزَّ اللّٰهُ بِهَا نَصْرَهٗ وَمَا فَتَحَ رَجُلٌ بَابَ عَطِيَّةٍ يُرِيْدُ بِهَا صِلَةً اِلَّا زَادَ اللّٰهُ بِهَا كَثْرَةً، وَمَا فَتَحَ رَجُلٌ بَابَ مَسْئَلَةٍ يُرِيْدُ بِهَا كَثْرَةً اِلَّا زَادَ اللّٰهُ بِهَا قِلَّةً. (رواه أحمد)

(૧૨૪) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક માણસે હઝરત અબૂ બક્ર (રદિયલ્લાહુ અન્હૂ)ને ગાળો દીધી અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ રાખતા હતા (અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે માણસના લગાતાર ગાળો દેવા પર અને અબૂ બક્ર રદિયલ્લાહુ અન્હૂના સબ્ર કરવા તથા ચૂપ રહેવા પર) હૈરત અને મુસ્કુરાહટ જાહેર ફરમાવી રહ્યા હતા. પછી જ્યારે તે માણસે ખૂબ જ ગાળો આપી (અને અટક્યો જ નહિ) તો અબૂ બક્ર (રદિયલ્લાહુ અન્હૂ)એ તેની અમુક વાતો તેના પર ઉલટાવી દીધી અને કંઈક જવાબ આપ્યો.

આ સાંભળી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કંઈક નારાજગીની સાથે ત્યાંથી ઊઠીને ચાલી પડયા. (હઝરત અબૂ બક્ર રદિયલ્લાહુ અન્હૂને આપની ખૂબ ચિંતા થઈ અને તેઓ પણ ઉઝર બતાવવા તથા હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નારાજગીનું કારણ જાણવા માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ ચાલ્યા) તો અબૂ બક્ર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે પહોંચ્યા અને અરજ કરી : 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! (આ શી વાત થઈ કે) તે માણસ મને ગાળો દેતો રહ્યો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ત્યાં તશરીફ ફરમા રહ્યા, પછી જ્યારે મેં કંઈક જવાબ દીધો, તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નારાજ થઈને ઊઠીને ચાલ્યા ગયા.'

આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'જ્યારે તમે ચૂપ હતા તથા સબ્ર કરી રહ્યા હતા તો તમારી સાથે અલ્લાહ તઆલાનો એક ફરિશ્તો હતો, જે તમારા તરફથી જવાબ આપી રહ્યો હતો. પછી જ્યારે તમે પોતે જવાબ દીધો, તો (તે ફરિશ્તો તો ચાલ્યો ગયો અને) શયતાન હાજર થઈ ગયો, (કારણ કે તેને આશા બંધાઈ કે તે લડાઈને ઓર આગળ વધારી શકશે).'

એ પછી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'હે અબૂ બક્ર (રદિયલ્લાહુ અન્હૂ) ! ત્રણ વાતો છે, જે બધી જ તદ્દન સાચી છે :

(૧) પ્રથમ આ કે, જ્યારે બંદા પર કોઈ જુલ્મ–ઝિયાદતી કરવામાં આવે અને તે ફક્ત અલ્લાહ (અઝ્ઝ વ જલ્લ)ના માટે તેનાથી દરગુઝર કરે (અને બદલો ન લે) તો અલ્લાહ તઆલા તેના બદલામાં તેની સંપૂર્ણ મદદ ફરમાવશે (દુનિયા તથા આખિરતમાં તેને પ્રતિષ્ઠા–ઈઝ્ઝત આપશે). (૨) બીજી વાત આ કે, જે માણસ સિલહરહમી (સગાઈ–સંબંધ જોડવા)ના માટે બીજાઓને આપવાનો દરવાજો ખોલશે તો અલ્લાહ તઆલા તેના બદલામાં તેને વધારે આપશે. (૩) ત્રીજી વાત આ કે, જે માનવી (જરૂરતની લાચારીથી નહીં, પરંતુ) પોતાની દોલત વધારવા માટે સવાલ અને ભીખ માંગવાનો દરવાજો ખોલશે' તો અલ્લાહ તઆલા તેની દોલતને ઓછી કરી નાખશે.' (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : ઈન્સાફથી જુલ્મ–અન્યાયનો બદલો લેવો જો કે જાઈઝ છે, પરંતુ ફઝીલત તથા હિમ્મતની વાત એ જ છે કે બદલો લેવાની શક્તિ હોવા છતાં ફક્ત અલ્લાહ તઆલાના વાસ્તે માફ કરી દે. હઝરત અબૂ બક્ર (રદિયલ્લાહુ અન્હૂ) કેમ કે અતિ વિશેષ વ્યક્તિઓમાંથી હતા, તેથી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમના તરફથી જરાક જવાબ દેવાને પણ પસંદ ન ફરમાવ્યું. કુરઆને મજીદમાં ફરમાવવામાં આવ્યું છે : **વ જઝાઉ સય્યિઅતિન્ સય્યિઅતુમ્ મિષ્લુહા ફમન્ અફા વ અસ્લ–હ ફ–અજ્રુહુ અલલ્લાહ** : અને બુરાઈનો (કાનૂની) બદલો તેની બરાબર બુરાઈ છે (અર્થાત્ જે પ્રકારની ઝિયાદતી કોઈએ કરી હોય, તેના બદલામાં તેની સાથે તેટલી જ ઝિયાદતીની નિયમસર ઈજાઝત છે, પરંતુ) અલ્લાહ તઆલાનો જે બંદો બદલો ન લે અને માફ કરી દે તથા સુલેહ–શાંતિની કોશિશ કરે, તો તેનો વિશેષ અજ્ર–સવાબ અલ્લાહ તઆલાના ઝિમ્મે છે.

(١٢٥) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ مُوسَى بْنُ عِمْرَانَ عَلَيْهِ السَّلَامُ يَارَبِّ مَنْ اَعَزُّ عِبَادِكَ عِنْدَكَ قَالَ مَنْ اِذَا قَدَرَ غَفَرَ. (رواه البيهقى فى شعب الإيمان)

(૧૨૫) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી

રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, હઝરત મૂસા બિન ઈમરાન (અલયહિસ્સલામ)એ અલ્લાહ તઆલાની જનાબમાં અરજ કરી : 'હે પરવરદિગાર ! આપના બંદાઓમાં કોણ આપની બારગાહમાં વધારે કીર્તિવાન છે ?' (અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો : તે બંદા (મારી બારગાહમાં વધારે ઈઝ્ઝતવાળા છે), જેઓ કુસૂરવાર પર) કાબૂ મેળવ્યા પછી (અને સજા દેવાની શક્તિ હોવા છતાં) તેને માફ કરી આપે.' (બયૂહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : અત્રે એ ધ્યાનમાં રહે કે, કુસૂરવારનો કુસૂર–કોતાહી માફ કરવાની આ ફઝીલતનો સંબંધ વ્યક્તિઓના ઝાતી હક્કો તથા મામલાતથી છે, જે અલ્લાહ તઆલાના ગુનાહ છે અને અલ્લાહ તઆલાના તરફથી તેમની સજા ઠરાવાઈ છે, તે સજાને માફ કરવાનો હક–અધિકાર કોઈ (બંદા)ને (પણ) નથી.

ખુદ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જે દુનિયામાં સૌથી વધારે રહમદિલ–દયાળુ હતા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રીત પણ આ જ હતી કે પોતાના કુસૂર કરનારાઓને સદા માફ ફરમાવી દેતા હતા, પરંતુ અલ્લાહ તઆલાની હદો તોડનારાઓને અલ્લાહ તઆલાના આદેશ મુજબ અવશ્ય સજા દેતા હતા. સહીહ બુખારી તથા સહીહ મુસ્લિમમાં હઝરત આઈશહ સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના અંગત મામલામાં ક્યારેય કોઈને સજા નથી દીધી, પરંતુ જ્યારે અલ્લાહ તઆલાની મર્યાદાઓનું કોઈ ઉલ્લંઘન કરતું, તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેને અલ્લાહ તઆલાના હુકમના કારણે સજા દેતા હતા.'

(١٢٦) عَنْ عَبْدِ اللهِ بْنِ عُمَرَ رَضِيَ اللهُ عَنْهُمَا قَالَ جَاءَ رَجُلٌ اِلَى النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ يَا رَسُوْلَ اللهِ كَمْ اَعْفُوْا عَنِ الْخَادِمِ فَصَمَتَ عَنْهُ النَّبِيُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ، ثُمَّ قَالَ يَا رَسُوْلَ اللهِ كَمْ اَعْفُوْا عَنِ الْخَادِمِ ؟ قَالَ كُلَّ يَوْمٍ سَبْعِيْنَ مَرَّةً. (رواه الترمذی)

(૧૨૬) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક માણસ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવ્યો અને અરજ કરી : 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું પોતાના ખાદિમ (ગુલામ અથવા નોકર)નો કુસૂર કેટલીવાર માફ કરું ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને કંઈ જવાબ ન આપ્યો અને ચૂપ રહ્યા. તેણે ફરી એ જ અરજ કરી કે, 'હે અલ્લાહ (જલ્લ શાનુહૂ)ના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું પોતાના સેવકને કેટલી વાર માફ કરું ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : દરરોજ સિત્તેર વાર (માફ કરો).'

(જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : પૂછનારનો હેતુ આ હતો કે, 'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જો મારો ગુલામ કે નોકર વારંવાર કુસૂર કરે, તો ક્યાં સુધી હું તેને માફ કરું અને કેટલી વાર તેને માફ કર્યા પછી સજા કરું ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને જવાબ આપ્યો કે, 'જો માની લો કે રોજ તે સિત્તેર વાર પણ કોતાહી કરે, તોપણ તમે તેને માફ જ કરતા રહો.' આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મતલબ આ હતો કે કુસૂરની માફી કોઈ એવી વસ્તુ નથી જેની હદ–મર્યાદા નક્કી થાય, બલકે સુસંસ્કાર તથા દયા–રહમનો તકાજો એ છે કે, જો માની લો કે, તે દરરોજ સિત્તેર વાર પણ કુસૂર કરે, તો પણ તેને માફ જ કરી દેવાય.

**ફાયદો** : જેમ કે આગળ આવી ચૂક્યું છે કે, સિત્તેરનો આંક આવા મોકાઓ પર હદ નક્કી કરવા નહીં, પરંતુ વધારો–વિપુલતા સૂચવવા માટે હોય છે, સવિશેષ આ હદીષ શરીફમાં એ વાત સંપૂર્ણપણે સ્પષ્ટ છે.

## એહસાન–ઉપકાર :

રહમ–દયાની જ શાખો કે ફળોમાંથી એહસાન–ઉપકારનો ગુણ પણ છે. એનો મતલબ આ છે કે કોઈ માનવીની સાથે પોતાના તરફથી ભલાઈ કરવામાં આવે. ચાહે એ રીતે કે તેને કોઈ વસ્તુ ભેટરૂપે અપાય કે તેનું કોઈ

કામ કરી દેવામાં આવે, તેને રાહત–આરામ પહોંચાડાય કે કોઇ એવું કામ કરવામાં આવે, જેનાથી તેને ખુશી–આનંદ થાય. આ સઘળી રીતો એહસાન–ઉપકારની છે અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમનો શોખ અપાવ્યો છે.

(۱۲۷) عَنْ اَنَسٍ وَعَبْدِاللّٰهِ قَالَا قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

اَلْخَلْقُ عِيَالُ اللّٰهِ فَاَحَبُّ الْخَلْقِ اِلَى اللّٰهِ مَنْ اَحْسَنَ اِلٰى عِيَالِهٖ .

(رواه البيهقى فى شعب الإيمان)

(૧૨૭) **તરજુમો** : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ) તથા હઝરત અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'સઘળી મખલૂક અલ્લાહ તઆલાનું કુટુંબ છે (અર્થાત્ સઘળી મખલૂકની રોઝી અને તેમની જીવન–જરૂરિયાતનો હકીકતમાં અલ્લાહ તઆલા જ ઝિમ્મેદાર છે; જે રીતે કે માનવી પોતાના બાલ–બચ્ચાંઓની રોઝી તથા જરૂરિયાતનો મજાઝી ઝિમ્મેદાર હોય છે). માટે અલ્લાહ તઆલાને પોતાની સઘળી મખલૂકમાં વધારે મુહબ્બત તે બંદાઓથી છે, જે તેની ઈયાલ (અર્થાત્ તેની મખલૂક)ની સાથે એહસાન–ઉપકાર કરે.'

**ખુલાસો** : આપણી આ દુનિયાનો નિયમ પણ આ જ છે કે, જો કોઇ વ્યક્તિ કોઇના બાલ–બચ્ચાંઓની સાથે ઉપકાર કરે તો તેની સાથે મુહબ્બત અને દિલમાં ખાસ જગ્યા થઇ જાય છે. આ હદીષ શરીફમાં ફરમાવવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાનો મામલો પણ એ જ છે કે, જે કોઇ તેમની મખ્લૂક (સૃજન)ની સાથે એહસાનનો વર્તાવ કરે (જેની રીતો ઉપર વર્ણવાઇ ગઇ છે) તો તે અલ્લાહ જલ્લ શાનુહૂનો મહબૂબ–પ્રિય થઇ જાય છે.

**ફાયદો** : આ પ્રકારની ખુશખબરીઓનો સંબંધ ફક્ત તે બંદાઓથી છે, જે કોઇ એવા સંગીન ગુનાહો–અપરાધોના મુજરિમ ન હોય, જે માનવીને અલ્લાહ તઆલાની રહમત તથા મુહબ્બતથી સંપૂર્ણ મહરૂમ બનાવી દેતા

હોય. તેનું ઉદાહરણ બિલકુલ એવું છે કે, એક બાદશાહ જાહેરાત કરે છે કે જે કોઇ મારી પ્રજા સાથે સારી વર્તણૂક કરશે તે મારી મુહબ્બત (ઈનામ)નો હકદાર ઠરશે. જાહેર છે કે જે લોકો પોતે તે બાદશાહના બાગી–વિદ્રોહી હોય અથવા બીજા બિનમાફીપાત્ર ગુનાહોનો ધંધો કરતા હોય (દા.ત. ખૂન, ફિત્ના–ફસાદ, લૂંટ–ધાડ વગેરે). તેઓ જો લોકોની અમુક વ્યક્તિઓની સાથે ગમે તેટલો સારો વર્તાવ કરે તો પણ તે જાહેરાતના પાયા પર બાદશાહની મુહબ્બત તથા ઈનામનો હકદાર ઠરશે નહિ અને આમ જ કહેવાશે કે એ શાહી ફરમાનનો સંબંધ એવા બાગીઓ તથા ધંધાદારી મુજરિમો– અપરાધીઓ સાથે નથી.

(۱۲۸) عَنْ حُذَيْفَةَ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَاتَكُوْنُوْا اِمَّعَةً تَقُوْلُوْنَ اِنْ اَحْسَنَ النَّاسُ اَحْسَنَّا وَاِنْ ظَلَمُوْا ظَلَمْنَا وَلٰكِنْ وَطِّنُوْا اَنْفُسَكُمْ اِنْ اَحْسَنَ النَّاسُ اَنْ تُحْسِنُوْا وَاِنْ اَسَاءُوْا فَلَا تَظْلِمُوْا.

(رواه الترمذى)

(૧૨૮) **તરજુમો** : હઝરત હુઝય્ફહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'તમે બીજાઓની દેખાદેખી કામ કરનાર ન બનો અને કહેવા લાગો કે, જો બીજાઓ એહસાન કરશે તો અમે પણ એહસાન કરીશું અને જો તેઓ જુલ્મ કરશે તો અમે પણ તેવું જ કરીશું, બલકે પોતાનાં દિલોને એ (વાત) પર મજબૂત કરી લો કે, જો બીજા લોકો એહસાન કરે ત્યારે પણ તમે એહસાન કરો અને જો તેઓ ખરાબ વર્તાવ કરે ત્યારે પણ તમે જુલ્મ તથા ઝિયાદતી(નું વલણ) ન અપનાવો (બલકે ઉપકાર જ કરો)'.

**ખુલાસો** : મતલબ આ છે કે દુનિયામાં ચાહે ઉપકાર અને સદાચારનું ચલણ હોય કે જુલ્મ અને દુરાચારનો માહોલ–ઈમાનવાળાઓને જોઈએ કે તેમનો વર્તાવ બીજાઓની સાથે એહસાન તથા સદાચારનો જ રહે. ઉપરાંત, આ એહસાનનો વર્તાવ ફક્ત એહસાન કરનારાઓની સાથે જ ન હોય, બલકે જેઓ ખરાબ વર્તાવ કરે તેમની સાથે પણ એહસાનનો મામલો રાખે. હુઝૂર

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'મને મારા રબનો હુકમ છે કે, જે મારી સાથે સંબંધ તોડે, હું તેની સાથે સંબંધ જોડું અને જે મને ન આપે, જ્યારે મારા માટે દેવાનો સમય આવે તો હું તેને આપું.'

(۱۲۹) عَنْ اَنَسٍ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ قَضٰى لِاَحَدٍ مِنْ اُمَّتِىْ حَاجَةً يُرِيْدُ اَنْ يَّسُرَّهٗ بِهَا فَقَدْ سَرَّنِىْ وَمَنْ سَرَّنِىْ فَقَدْ سَرَّ اللّٰهَ وَ مَنْ سَرَّ اللّٰهَ اَدْخَلَهُ اللّٰهُ الْجَنَّةَ. (رواه البيهقى فى شعب الايمان)

(૧૨૯) **તરજુમો** : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જેણે મારા ઉમ્મતીની કોઇ હાજત પૂરી કરી દીધી–તેનું દિલ ખુશ કર્યું–તો તેણે મને ખુશ કર્યો અને જેણે મને ખુશ કર્યો, તેણે મારા અલ્લાહને ખુશ કર્યો અને જેણે અલ્લાહ તઆલાને ખુશ કર્યો તો અલ્લાહ તઆલા તેને જન્નતમાં દાખલ ફરમાવશે.' (બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પોતાના ઉમ્મતીઓની સાથે જે ખાસ સંબંધ છે તેનો અંદાઝો આ હદીષથી પણ થઇ શકે છે, જેમાં ફરમાવાયું છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કોઇ ઉમ્મતીને ખુશ કરવા માટે તેનું કોઇ કામ કરી દેવું અને તેની સાથે સારો વર્તાવ કરવો, ખુદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખુશ કરવાવાળો અમલ છે અને તેનો બદલો અલ્લાહ તઆલાની ખુશી તથા જન્નત છે.

(۱۳۰) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ السَّاعِىْ عَلَى الْاَرْمَلَةِ وَالْمِسْكِيْنِ كَالسَّاعِىْ فِىْ سَبِيْلِ اللّٰهِ وَاَحْسِبُهٗ قَالَ كَالْقَائِمِ لَا يَفْتُرُ وَكَالصَّائِمِ لَا يُفْطِرُ. (رواه البخارى ومسلم)

(૧૩૦) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ

ફરમાવ્યો : 'અલ્લાહ તઆલાનો જે બંદો વિધવા અને બેસહારા ઓરત તથા મિસ્કીન–જરૂરતમંદ માણસનાં કામો માટે ભાગદોડ કરતો હોય તે અજર–સવાબમાં તે મુજાહિદ બંદાની જેમ છે, જે અલ્લાહ તઆલાના રસ્તામાં ભાગદોડ કરતો હોય અને રાવી–રિવાયત કરનાર કહે છે અને મારો ખ્યાલ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ પણ ફરમાવ્યું હતું કે, 'અને તે રાત્રિ જાગરણ કરનાર બંદાની જેમ છે, જે રાતભર નમાઝ પઢતો હોય અને થાકતો ન હોય અને તે કાયમી રોઝહદારની જેમ છે, જે હંમેશા રોઝા રાખતો હોય, ક્યારેય રોઝા વિનાનો ન હોય.'

(સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : એહસાન ભલે ગમે તે પ્રકારે અને અલ્લાહ તઆલાની ગમે તે મખલૂકની સાથે હોય–તે અલ્લાહ તઆલાને રાજી કરનારો અમલ છે, પરંતુ સવિશેષ કોઈ બેસહારા ઓરત અને કોઈ મિસ્કીન બંદાની સહાય માટે તેનાં કામોમાં ભાગદોડ કરવી એટલો ઉચ્ચ અમલ છે કે તેને કરનારા અજ્ર–સવાબમાં તે બંદાઓની બરાબર છે, જે અલ્લાહ તઆલાના રસ્તામાં જિહાદ કરતા હોય અથવા કાયમી રોઝહદાર (સાઈમુન્નહાર) તથા રાતભર ઈબાદતગુઝાર (કાઈમુલ્ લય્લ) હોય.

## નાનાથી નાના ઉપકારની પણ અલ્લાહ તઆલાના નજીક મોટી કિંમત છે :

(١٣١) عَنْ اَبِىْ ذَرٍّ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَا يُحَقِّرَنَّ اَحَدُكُمْ شَيْئًا مِّنَ الْمَعْرُوْفِ فَاِنْ لَّمْ يَجِدْ فَلْيَلْقَ اَخَاهُ بِوَجْهٍ طَلِقٍ وَاِذَا اشْتَرَيْتَ لَحْمًا اَوْ طَبَخْتَ قِدْرًا فَاَكْثِرْ مَرَقَتَهٗ وَاغْرِفْ لِجَارِكَ مِنْهُ.

(رواه الترمذى)

(૧૩૧) **તરજુમો** : હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમારામાંથી કોઈ (વ્યક્તિ) એહસાનની કોઈ સૂરત અને કોઈ પ્રકારને પણ તુચ્છ ન સમજે.

જો પોતાના ભાઈને આપવા માટે કંઈ પણ ન હોય તો હસતા ચહેરાથી તેની સાથે મુલાકાત કરે (એ પણ સારા વર્તાવની એક રીત છે) અને જ્યારે તમે ગોશ્ત ખરીદો અથવા હાંડી પકાવો તો તેમાં શેરવો (રસો) વધારે કરી દો, પછી એકાદ ચમચો તેમાંથી પોતાના પાડોશી માટે પણ કાઢી લો.'

(જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : મતલબ આ છે કે દરેક માણસને જોઈએ કે તે પોતાના સગાં–સ્નેહીઓ તથા પાડોશીઓની સાથે સારો વર્તાવ રાખે, શક્તિ મુજબ તેમને ભેટ–સોગાત આપતો રહે. જો તોહફો આપવા માટે કોઈ વધારે કિંમતી વસ્તુ ન હોય તો જે કંઈ હોય તે જ આપી દે. તેને તુચ્છ અને મામૂલી ચીજ સમજીને અર્પણ કરવાથી અટકી ન જાય. જો આપવા માટે કંઈ પણ ન હોય તો આટલું જ કરે કે હસતા ચહેરે લોકોને મળે. એ પણ સદ્વર્તનની જ એક રીત છે અને ભેટ–સોગાતની જેમ મુહબ્બતમાં વધારો કરે છે.

એ ઉપરાંત ગરીબ માણસ પણ આટલું તો કરી જ શકે છે કે જ્યારે કદી ઘરમાં ગોશ્ત રાંધે તો તેમાં શેરવો વધારે કરી લે અને કોઈક પાડોશીને ત્યાં પણ તેમાંથી મોકલી દેવામાં આવે. મૂળમાં સદ્વર્તાવની એ પાછલી સૂરતોનું વર્ણન હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉદાહરણરૂપે કર્યું છે, નહિતર મતલબ એ છે કે જેનાથી જે થઇ શકે તે બીજાઓની સાથે એહસાન કરે.

(١٣٢) عَنْ جَابِرٍ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لَا تُحَقِّرَنَّ مِنَ الْمَعْرُوْفِ شَيْئًا وَإِنَّ مِنَ الْمَعْرُوْفِ اَنْ تَلْقٰى اَخَاكَ بِوَجْهٍ طَلْقٍ وَاَنْ تُفْرِغَ مِنْ دَلْوِكَ فِىْ اِنَاءِ اَخِيْكَ. (رواه الترمذى)

(૧૩૨) **તરજુમો** : હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમે સદ્વર્તનની કોઈ સૂરત અને કોઈ પ્રકારને પણ હકીર ન સમજો અને તેની એક સૂરત (જેમાં કંઈ પણ ખર્ચ નથી) આ પણ છે કે, તમે પોતાના ભાઈથી હસતા

ચહેરે મળો અને આ પણ (સદ્‌વર્તનમાંથી છે) કે તમે પોતાની ડોલમાંથી પોતાના ભાઈના વાસણમાં પાણી નાખી દો.' (જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : આ હદીષ શરીફમાં પોતાની ડોલથી પોતાના (માનવીય) ભાઈના વાસણમાં પાણી રેડવાનું વર્ણન પણ મિષાલરૂપે છે. તાત્પર્ય એ કે, જે ખિદમત કે મદદ પોતાના ભાઈની કરી શકો તેમાં કમી–કોતાહી ન કરો. અલ્લાહ જલ્લ શાનુહૂની નજરમાં એ સઘળી એહસાનની જ સૂરતો–સ્વરૂપો છે. જો આજે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ તા'લીમ પર અમલ થાય તો કેવો ભાઈચારો અને મુહબ્બતનું વાતાવરણ સર્જાય. આ હદીષોથી જણાયું કે કોઈના ઉપર ઉપકાર કરવો એ દોલત પર મોકૂફ નથી, ગરીબો પણ માલદારોની જેમ તેમાં ભાગ લઈ શકે છે.

અલ્લાહ તઆલા શાનુહૂ આ કિંમતી હિદાયતો–સૂચનાઓની કદર કરવાની તથા તેમનાથી લાભ ઉઠાવવાની આપણ સૌને નેક તૌફીક આપે, આમીન, યા રબ્બલ્ આલમીન !

## ઈષાર–બીજાઓ માટે ત્યાગ :

એહસાન–ઉપકારનો એક ઉચ્ચ પ્રકાર આ છે કે માનવી એક ચીજનો પોતે જરૂરતમંદ હોય, પરંતુ જ્યારે કોઈ બીજો મોહતાજ તેની સામે આવી જાય તો તે વસ્તુ તેને આપી દે અને પોતે તકલીફ ઉઠાવે તેનું જ નામ ઈષાર છે. માનવીય ગુણોમાં તેનું સ્થાન અતિ ઉચ્ચ છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ખુદ પોતાનો મા'મૂલ–નિત્યક્રમ પણ એ જ હતો અને બીજાઓને પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેની જ તા'લીમ તથા પ્રેરણા અપાવતા હતા.

(١٣٣) عَنْ سَهْلِ بْنِ سَعْدٍ قَالَ جَائَتْ اِمْرَاَةٌ اِلَى النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بِبُرْدَةٍ فَقَالَتْ يَارَسُوْلَ اللّٰهِ اَكْسُوْكَ هٰذِهٖ فَاَخَذَهَا النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مُحْتَاجًا إِلَيْهَا فَلَبِسَهَا فَرَاٰهَا عَلَيْهِ رَجُلٌ مِنْ اَصْحَابِهٖ فَقَالَ يَا رَسُوْلَ اللّٰهِ

مَا اَحْسَنَ هٰذِهٖ فَا كْسُنِيْهَا ، فَقَالَ نَعَمْ ، فَلَمَّا قَامَ النَّبِىُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَامَهٗ اَصْحَابُهٗ قَالَ مَا اَحْسَنْتَ حِيْنَ رَاَيْتَ النَّبِىَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَخَذَهَا مُحْتَاجًا اِلَيْهَا ثُمَّ سَاَلْتَهٗ اِيَّاهَا وَقَدْ عَرَفْتَ اَنَّهٗ لَا يُسْاَلُ شَيْئًا فَيَمْنَعَهٗ فَقَالَ رَجَوْتُ بَرَ كَتَهَا حِيْنَ لَبِسَهَا النَّبِىُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَعَلِّىْ اُكَفَّنُ فِيْهَا.

(رواه البخارى)

(૧૩૩) **તરજુમો :** હઝરત સહલ બિન સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક ઓરત હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં એક ચાદર (હદિયારૂપે) લાવી અને અરજ કરી કે, 'હુઝૂર ! હું આ ચાદર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઓઢાડવા ચાહું છું.' આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે ચાદર કબૂલ ફરમાવીને તેને ઓઢી લીધી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ત્યારે તેની જરૂરત (પણ) હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના એક સહાબીએ આપને તે ચાદર ઓઢેલા જોયા તો અરજ કરી કે, 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આ ચાદર તો ઘણી જ ઉમદા છે, એ મને ઈનાયત ફરમાવી દો.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'બેહતર છે' (અને ત્યારે જ તે ચાદર ઉતારીને તે સાહેબને આપી દીધી).

જ્યારે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે મજલિસથી ઊઠી ગયા તો અમુક સાથીઓએ તેમને મલામત કરી અને કહ્યું કે, તમે આ ઠીક ન કર્યું. તમે જોયું હતું કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પોતાને ચાદરની જરૂરત હતી અને જરૂરતને લઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને તે ખાતૂનથી સ્વીકારી હતી. તે છતાં તમે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ચાદર માંગી લીધી, જ્યારે કે તમે જાણો છો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક ટેવ એ છે કે જે ચીજ પણ આપથી માંગવામાં આવે તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેને

આપી જ દે છે.' તે સાહબે અરજ કરી : 'મેં તો બરકતના ખ્યાલથી આમ કર્યું, કારણ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને પહેરી લીધી હતી. હવે મને આશા છે કે આ જ બરકતવંત ચાદર મારું કફન બનશે.'

(સહીહ બુખારી શરીફ)

(١٣٤) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ جَاءَ رَجُلٌ اِلٰى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِنِّىْ مَجْهُوْدٌ فَاَرْسَلَ اِلٰى بَعْضِ نِسَائِهٖ فَقَالَتْ وَالَّذِىْ بَعَثَكَ بِالْحَقِّ مَا عِنْدِىْ اِلَّا مَاءٌ ثُمَّ اَرْسَلَ اِلٰى اُخْرٰى فَقَالَتْ مِثْلَ ذٰلِكَ وَقُلْنَ كُلُّهُنَّ مِثْلَ ذٰلِكَ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ يُّضَيِّفُهٗ يَرْحَمُهُ اللّٰهُ فَقَامَ رَجُلٌ مِنَ الْاَنْصَارِ يُقَالُ لَهٗ اَبُوْطَلْحَةَ فَقَالَ اَنَا يَا رَسُوْلَ اللّٰهِ. فَانْطَلَقَ بِهٖ اِلٰى رَحْلِهٖ فَقَالَ لِاِمْرَأَتِهٖ هَلْ عِنْدَكِ شَيْئٌ قَالَتْ لَا اِلَّا قُوْتُ صِبْيَانِىْ قَالَ فَعَلِّلِيْهِمْ بِشَيْئٍ وَنَوِّمِيْهِمْ فَاِذَا دَخَلَ ضَيْفُنَا فَاَرِيْهِ اَنَّا نَاْكُلُ فَاِذَا اَهْوٰى بِيَدِهٖ لِيَاْكُلَ فَقُوْمِىْ اِلَى السِّرَاجِ كَىْ تُصْلِحِيْهِ فَاَطْفِئِيْهِ فَفَعَلَتْ فَقَعَدُوْا وَاَكَلَ الضَّيْفُ وَبَاتَا طَاوِيَيْنِ فَلَمَّا اَصْبَحَ غَدَا عَلٰى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَقَدْ عَجِبَ اللّٰهُ اَوْضَحِكَ اللّٰهُ مِنْ فُلَانٍ وَفُلَانَةٍ.

(رواه البخارى ومسلم)

(૧૩૪) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક માણસ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયા અને અરજ કરી : 'હું ખૂબ દુ:ખી ફકીર છું (મને ભૂખ ખૂબ સતાવી રહી છે).' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની અમુક પાક બીવીઓની પાસે કહેવડાવ્યું (કે જો ખાવાની કોઇ વસ્તુ હોય તો એક આવા જરૂરતમંદના માટે મોકલી આપો). ત્યાંથી જવાબ મળ્યો કે, 'કસમ છે તે પાક ઝાતની જેણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને દીને હક્કની સાથે મોકલ્યા છે, અમારે ત્યાં અત્યારે ખાવા–પીવાની કોઇ વસ્તુ

પાણી સિવાય નથી.'

પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના કોઈ બીજા ઘરમાં કહેવડાવ્યું તો ત્યાંથી પણ એ જ જવાબ મળ્યો. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વારાફરતી સઘળાં ઘરોમાં કહેવડાવ્યું અને તે સૌ ઘરોમાંથી પણ ઉપર મુજબનો જ જવાબ મળ્યો. ત્યારે) આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હાજર સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ને સંબોધીને ફરમાવ્યું : 'તમારામાંથી કોણ આ બંદાને પોતાનો મહેમાન બનાવી શકે છે ? તેના પર અલ્લાહ તઆલાની વિશેષ રહમત થશે.'

અન્સારમાંથી અબૂ તલહા (રદિયલ્લાહુ અન્હૂ) નામના એક સહાબી ઊભા થયા અને અરજ કરી : 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તેમને હું પોતાના મહેમાન બનાવું છું.' આમ કહી તેઓ તે મોહતાજને પોતાના ઘરે લઈ ગયા અને બીવીને કહ્યું : (અત્યારે એક મહેમાનના માટે) શું તમારી પાસે કંઈક છે ?' બીવીએ જવાબ આપ્યો કે, બસ આપણાં બચ્ચાંઓ માટે ખાણું છે, તે સિવાય કંઈ નથી (મારા–તમારા માટે પણ નથી).

હઝરત અબૂ તલહા (રદિયલ્લાહુ અન્હૂ)એ કહ્યું : 'તો પછી એમ કરો કે, આ બચ્ચાંઓને કોઈ વસ્તુથી સમજાવીને (ખવડાવ્યા વિના જ) સુવડાવી દો અને જ્યારે આપણા મહેમાન ઘરમાં આવી જાય તો તેમની સાથે ખાવાનો દેખાવ કરજો. પછી જ્યારે તે ખાણું ખાવાનું શરૂ કરે તો તમે ચિરાગ–દીવો ઠીક કરવાના બહાને ઓલવી નાખજો (જેથી અંધારામાં મહેમાનને ખબર ન પડે કે આપણે ખાતા નથી). બીવીએ એમ જ કર્યું. બેઠા તો સૌ સાથે, પરંતુ ખાધું ફક્ત મહેમાને. આમ, બન્ને મિયાં–બીબી (તથા બાળકોએ) ભૂખ્યાં રહીને રાત વિતાવી.

પછી જ્યારે સવાર થઈ તો હઝરત અબૂ તલહા (રદિયલ્લાહુ અન્હૂ) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમનું અને તેમની બીવીનું નામ લઈને

તેમને ખુશખબરી સંભળાવી કે, 'અલ્લાહ તઆલાને પોતાના ફલાણા બંદા અને ફલાણી બંદીનો એ અમલ ખૂબ જ પસંદ આવ્યો અને અલ્લાહ તઆલા ખૂબ જ ખુશ થયા. રાવીને શક છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ મતલબને અદા કરવાના માટે (અરબીમાં) 'અજબલ્લાહુ'નો શબ્દ વાપર્યો હતો કે 'ઝહકલ્લાહુ'નો ?'

(સહીહ બુખારી શરીફ, સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તા'લીમ અને તરબિયત તથા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અમલી (પ્રેક્ટિકલ) નમૂનાએ સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)માં ઈષાર–ત્યાગનો ગુણ જે દરજ્જે પેદા કરી દીધો હતો, ઉપરનો બનાવ તેનો એક નમૂનો છે. કુરઆને મજીદમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના 'અન્સાર'ની એ જ સિફત અને એ જ સીરત–વ્યક્તિત્વના વખાણ આ શબ્દોમાં કરવામાં આવ્યા છે : **'વ યુઅ્ષિરૂ–ન અલા અન્ફુસિહીમ્ વ લવ્ કા–ન બિહીમ્ ખસાસતુન્.'** (સૂરએ હશ્ર, રુકૂઅ–૧)

હઝરત અબૂ તલ્હા અન્સારી (રદિયલ્લાહુ અન્હૂ)ના આ અમલને અલ્લાહ તઆલાને ત્યાં જે અસામાન્ય કબૂલિયત મળી તથા ખુશ્નૂદી અને પસંદગીનો જે અતિ વિશેષ દરજ્જો પ્રાપ્ત થયો તેને સમજાવવાના માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મજાઝી કે આરિયત (માંગીને લીધેલ શબ્દ) રૂપે 'અજબ' કે 'ઝહક'નો ઉપયોગ કર્યો, નહિતર દેખીતું છે કે અચરજ–નવાઈ કે હસવું પોતાના હકીકી (મૂળભૂત) અર્થમાં આ બન્નેય ગુણો કોઈ બંદાના જ હોઈ શકે છે.

## પોતાપણું અને મુહબ્બત તથા પરાયાપણું અને દુશ્મની :

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉન્સિયત તથા મુહબ્બતને પણ ખાસ ઈમાની ગુણોમાંથી ગણાવ્યા છે અને એવું કેમ ન હોય ? (જ્યારે કે) ખુદ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉન્સ અને મુહબ્બતના

પયૂકર હતા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પ્રત્યેક ટેવ નિ:શંક ઈમાની ખસ્લત છે.

(۱۳۵) عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی اللہ عنہ اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ قَالَ اَلْمُؤْمِنُ مَأْلَفٌ وَلَا خَیْرَ فِیْمَنْ لَا یَأْلَفُ وَلَا یُؤْلَفُ.

(رواہ احمد والبیہقی فی شعب الإیمان)

(૧૩૫) **તરજુમો** : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'મુઅ્મિન તો ઉલ્ફત અને મુહબ્બતનું કેન્દ્ર છે અને તે માનવીમાં કોઈ ભલાઈ નથી, જે બીજાઓથી મુહબ્બત નથી રાખતો અને બીજા લોકો તેનાથી મુહબ્બત નથી રાખતા.' (મુસ્નદે અહમદ, બયૂહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : મતલબ આ છે કે મુઅ્મિન બંદાએ ઉલ્ફત અને મુહબ્બતનું મરકઝ બનવું જોઈએ. તે પોતે બીજાઓથી મુહબ્બત કરે અને બીજાઓ તેનાથી મુહબ્બત કરે અને માનૂસ હોય. જો કોઈ માનવીમાં એ વાત નથી તો જાણે તેનામાં કોઈ ભલાઈ નથી. ન તે બીજાઓને કોઈ લાભ પહોંચાડી શકશે અને ન (જ) લોકો તેનાથી કોઈ લાભ ઉઠાવી શકશે. આ હદીષમાં તે શુષ્ક સ્વભાવવાળા હઝરાત માટે ખાસ સબક છે, જેઓ સૌથી અલગ થલગ રહેવાને જ દીનનો તકાઝો સમજે છે અને તેથી ન તે પોતે બીજાઓથી માનૂસ થાય છે અને ન બીજાઓને પોતાનાથી માનૂસ કરે છે.

હા, મુઅમિનની આ મુહબ્બત અને ઉલ્ફત તથા બીજાઓથી માનૂસ થવું અને તેમને પોતાનાથી માનૂસ કરવું, સઘળું અલ્લાહ તઆલાના જ માટે તથા તેમના હુકમ હેઠળ હોવું જોઈએ : **'મહ્યા–ય વ મમાતી લિલ્લાહિ રબ્બિલ્ આલમીન.'**

## અલ્લાહ તઆલાના માટે મુહબ્બત અને અલ્લાહ તઆલાના માટે દુશ્મની :

(١٣٦)عَنْ اَبِیْ ذَرٍّ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ اِنَّ اَحَبَّ الْاَعْمَالِ اِلَی اللّٰہِ تَعَالٰی اَلْحُبُّ فِی اللّٰہِ وَالْبُغْضُ فِی اللّٰہِ. (رواه أبوداود)

(૧૩૬) **તરજુમો** : હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'બંદાઓના અમલો–કાર્યોમાં અલ્લાહ જલ્લ શાનુહૂને સૌથી વધુ પ્રિય તે મુહબ્બત છે, જે અલ્લાહ તઆલાના માટે હોય તથા તે દુશ્મની છે, જે અલ્લાહ તઆલાના માટે હોય.' (સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : કોઈ બંદાનો આ હાલ થઈ જવો કે તે ફક્ત અલ્લાહ તઆલાના માટે મુહબ્બત કરે અને તેમના જ માટે કોઈથી દુશ્મની રાખે તો નિઃશંક, એ ખૂબ ઉચ્ચ સ્થાન છે.' કિતાબુલ્ ઈમાન'માં આ હદીષ આવી ચૂકી છે કે, 'ઈમાનનું સૌથી મજબૂત પ્રમાણપત્ર અલ્લાહ તઆલા માટે મુહબ્બત અને સંબંધ જોડવો તથા અલ્લાહ તઆલાના જ માટે સંબંધ તોડવો છે.'

## અલ્લાહ તઆલાના માટે મુહબ્બત મૂળમાં અલ્લાહ જલ્લ શાનુહૂની અઝમત–મોટાઈ તથા ઈબાદત છે :

(١٣٧)عَنْ اَبِیْ اُمَامَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ مَا اَحَبَّ عَبْدٌ عَبْدًا لِلّٰہِ اِلَّا اَکْرَمَ رَبَّہٗ عَزَّوَجَلَّ. (رواه احمد)

(૧૩૭) **તરજુમો** : હઝરત અબૂ ઉમામહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'જે બંદાએ પણ અલ્લાહ તઆલાના માટે કોઈ બંદાથી મુહબ્બત રાખી, તો તેણે પોતાના પરવરદિગાર (અઝ્ઝ વ જલ્લ)ની જ તા'લીમ તથા ઈઝ્ઝત કરી.'

(મુસ્નદે અહમદ)

**ખુલાસો** : એટલે કોઈ બંદાનું કોઈ અન્ય બંદાથી અલ્લાહ તઆલાના માટે અને અલ્લાહ તઆલાના સંબંધથી મુહબ્બત રાખવી મૂળમાં અલ્લાહ જલ્લ શાનુહૂની અઝમત–મહાનતાનો હક્ક અદા કરવા સમાન છે અને આમ તેની ગણના હક સુબ્હાનહૂ વ તઆલાની ઈબાદતોમાં થાય છે.

## અલ્લાહ તઆલાના માટે આપસમાં મુહબ્બત રાખનારા અલ્લાહ જલ્લ શાનુહૂના મહબૂબ–પ્રિય બની જાય છે :

(١٣٨) عَنْ مُعَاذِبْنِ جَبَلٍ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ قَالَ اللهُ تَعَالٰى وَجَبَتْ مَحَبَّتِىْ لِلْمُتَحَابِّيْنَ فِىَّ وَالْمُتَجَالِسِيْنَ فِىَّ وَالْمُتَزَاوِرِيْنَ فِىَّ وَالْمُتَبَاذِلِيْنَ فِىَّ. (رواه مالك)

(૧૩૮) **તરજુમો** : હઝરત મુઆઝ બિન જબલ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફરમાવતા સાંભળ્યા કે, 'અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે મારી મુહબ્બત જરૂરી છે તેઓના માટે, જેઓ આપસમાં મારા લઈને મુહબ્બત રાખે અને મારા સંબંધના કારણે કોઈ જગ્યાએ મળીને બેસે અને મારા લઈને એક બીજાથી મળે અને મારા જ કારણે આપસમાં ખર્ચ કરે.' (મુવત્તા ઈમામ માલિક)

**ખુલાસો** : અલ્લાહ તઆલાના જે બંદાઓએ પોતાની ચાહત અને પોતાના બાહ્ય–આંતરિક સંબંધોને અલ્લાહ તઆલાની ખુશનૂદી હેઠળ કરી દીધા છે તથા તેમની આ હાલત છે કે તેઓ જો મુહબ્બત કરે છે તો અલ્લાહ તઆલાના માટે; કોઈની પાસે બેસે છે તો અલ્લાહ તઆલાના જ માટે; કોઈને મળે કે કોઈ પર ખર્ચ કરે છે તો તે પણ અલ્લાહ તઆલાની જ રઝામંદી માટે તો બેશક, અલ્લાહના એવા બંદા એના હક્કદાર છે કે અલ્લાહ તઆલાની વિશેષ રઝામંદી તથા ચાહત નસીબ થાય.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષે કુદ્સીમાં અલ્લાહ તઆલાના તરફથી આ ખુશખબરીવાળા સમાચારની જાહેરાત

ફરમાવી છે કે, 'મારા એવા બંદાઓને મારી મુહબ્બત જરૂરી ઠરી ચૂકી છે. હું તેમનાથી મુહબ્બત કરું છું, તેમનાથી રાજી છું અને તેઓ મારા મહબૂબ અને પસંદીદા બંદા છે.' (હે) અલ્લાહ તઆલા ! અમને એવા જ ગુણવાળા બંદાઓમાંથી બનાવજે, આમીન !

(١٣٩) عَنْ اَبِىْ هُرَيْرَةَ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ رَجُلًا زَارَ اَخًا لَّهٗ فِىْ قَرْيَةٍ اُخْرٰى فَاَرْصَدَ اللّٰهُ لَهٗ عَلٰى مَدْرَجَتِهٖ مَلَكًا، قَالَ اَيْنَ تُرِيْدُ قَالَ اُرِيْدُ اَخًا لِّىْ فِىْ هٰذِهِ الْقَرْيَةِ قَالَ هَلْ لَكَ مِنْ نِعْمَةٍ تَرُبُّهَا قَالَ لَا غَيْرَ اَنِّىْ اَحْبَبْتُهٗ فِى اللّٰهِ قَالَ فَاِنِّىْ رَسُوْلُ اللّٰهِ اِلَيْكَ بِاَنَّ اللّٰهَ قَدْ اَحَبَّكَ كَمَا اَحْبَبْتَهٗ فِيْهِ. (رواه مسلم)

(૧૩૯) **તરજુમો** : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ) રિવાયત કરે છે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી કે એક માણસ પોતાના એક ભાઈથી (જે બીજી વસતીમાં રહેતો હતો) મુલાકાત માટે ચાલ્યો; તો અલ્લાહ તઆલાએ તેના રસ્તા પર એક ફરિશ્તાને વાટ જોવા બેસાડી દીધો. (જ્યારે તે માણસ ત્યાંથી પસાર થયો તો) ફરિશ્તાએ તેનાથી પૂછયું : 'તમારો ક્યાંનો ઈરાદો છે ?' તેણે કહ્યું કે, 'હું આ આબાદીમાં રહેનારા પોતાના એક ભાઈથી મળવા જઈ રહ્યો છું.'

ફરિશ્તાએ કહ્યું : શું તેના પર તમારું કોઈ એહસાન છે તથા કોઈ નેઅમતનો હક છે, જેને તમે પૂરો અને પાકો કરવા જઈ રહ્યા છો ?' તે બંદાએ કહ્યું : 'નહીં, મારા જવાનું કારણ એ સિવાય કંઈ નથી કે મને અલ્લાહ તઆલા માટે તે ભાઈથી મુહબ્બત છે (તે લિલ્લાહી તકાઝાથી જ હું તેને જોવા તથા મળવા જઈ રહ્યો છું). ફરિશ્તાએ કહ્યું કે, 'હું તમને ખબર આપું છું કે મને અલ્લાહ તઆલાએ તમારી પાસે એ બતાવવા માટે મોકલ્યો છે કે અલ્લાહ તઆલા તમારાથી મુહબ્બત કરે છે, જેવી રીતે કે તમે અલ્લાહ તઆલાના માટે તેમના એ બંદાથી મુહબ્બત કરો છો.' (સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : આ બનાવ જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષમાં વર્ણવ્યો છે, બ–ઝાહિર–બાહ્ય રીતે કોઈ આગલી ઉમ્મતની

વ્યક્તિનો છે. એનાથી આ પણ જણાયું કે ક્યારેક ફરિશ્તા અલ્લાહ તઆલાના આદેશથી બિન નબી પાસે પણ આવી શકે છે અને તેનાથી રૂબરૂ આ રીતે વાતો કરી શકે છે. હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)નું અલ્લાહ જલ્લ શાનુહૂના હુકમથી હઝરત મરયમ (અલયહિસ્સલામ)ની પાસે આવવું અને તેમનાથી વાતો કરવી કુરઆન શરીફમાં વર્ણવાયું છે; જ્યારે કે તેમનું નબી ન હોવું જાણીતું છે.

આ બનાવની મૂળ રૂહ તથા તેના વર્ણનથી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ખાસ હેતુ આ હકીકતને સ્પષ્ટ કરવાનો હતો કે, અલ્લાહ વાસ્તેની મુહબ્બતના તકાઝાથી કોઈ ભાઈની મુલાકાતે જવું એવો અમલ છે, જે તે મુહબ્બત કરનાર બંદાને અલ્લાહ તઆલાનો પ્યારો બનાવી દે છે અને ક્યારેક એવું પણ બને છે કે અલ્લાહ જલ્લ શાનુહૂ પોતાના ખાસ દૂત (ફરિશ્તા) મારફતે તેને પોતાની મુહબ્બતનો સંદેશો પહોંચાડે છે. (તેમને મુબારક થાવ, તેમને બશારત–ખુશખબરી થાવ.)

## અલ્લાહ તઆલાના માટે મુહબ્બત કરનારાઓની કિયામતના દિવસે ખાસ વિશેષતા :

(١٤٠) عَنْ عُمَرَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ إِنَّ مِنْ عِبَادِ اللّٰهِ لَاُنَاسًا مَاهُمْ بِأَنْبِيَاءَ وَلَا شُهَدَاءَ يَغْبِطُهُمُ الْاَنْبِيَاءُ وَالشُّهَدَاءُ يَوْمَ الْقِيٰمَةِ بِمَكَانِهِمْ مِنَ اللّٰهِ قَالُوْا يَارَسُوْلَ اللّٰهِ تُخْبِرُنَا مَنْ هُمْ ؟ قَالَ هُمْ قَوْمٌ تَحَابُّوْا بِرُوْحِ اللّٰهِ عَلٰى غَيْرِ اَرْحَامٍ بَيْنَهُمْ وَاَمْوَالٍ يَتَعَاطَوْنَهَا فَوَاللّٰهِ اِنَّ وُجُوْهَهُمْ لَنُوْرٌ وَ اِنَّهُمْ لَعَلٰى نُوْرٍ لَا يَخَافُوْنَ اِذَا خَافَ النَّاسُ وَلَا يَحْزَنُوْنَ اِذَا حَزِنَ النَّاسُ وَقَرَءَ هٰذِهِ الْاٰيَةَ اَلَا اِنَّ اَوْلِيَاءَ اللّٰهِ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ. (رواه أبو داود)

(૧૪૦) **તરજુમો** : હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'અલ્લાહ

તઆલાના બંદાઓમાં કેટલાક એવા ખુશનસીબ પણ છે, જેઓ નબી કે શહીદ તો નથી, પરંતુ કિયામતના દિવસે ઘણાં બધા નબીઓ અને શહીદો તેમના વિશેષ સામીપ્યના કારણે તેમના પર રશ્ક કરશે.' સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી : 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમને બતાવો કે તે કોણ બંદા છે ?'

આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તે લોકો તે છે જેમણે સગાઈ–સંબંધ વિના તથા માલી લેવડ–દેવડ વિના રૂહે ઈલાહીના કારણથી એક બીજાથી મુહબ્બત કરી. તો કસમ છે ખુદા પાકની, તેમના ચહેરા કિયામતના દિવસે નૂરાની–પ્રકાશિત હશે, બલકે સાંગોપાંગ નૂર–પ્રકાશ હશે અને તેઓ નૂરના મિમ્બરો પર હશે અને સામાન્ય માનવીઓને જ્યારે ડર અને ગભરાહટ હશે, ત્યારે તેઓ નીડર અને સંતોષિત હશે અને જ્યારે સામાન્યજનો ગમમાં સપડાયા હશે (ત્યારે) તેઓ બેફિકર– નચિંત હશે અને એ પ્રસંગે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ આયતે શરીફહ પઢી : **'અલા ઇન્ન અવ્લિયાઅલ્લાહિ લા ખવ્ફુન્ અલય્હિમ્ વલા હુમ્ યહ્ઝનૂન.'** અર્થ : 'જાણવું જોઈએ કે જે અલ્લાહના દોસ્ત અને તેનાથી ખાસ સંબંધ રાખનારા છે, તેઓને ડર અને ગમ ન હશે.' (સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : આ દુનિયામાં લોહીની સગાઈના કારણથી મુહબ્બત અને સંબંધનું હોવું એક એવી આમ તથા ફિતરી–કુદરતી વાત છે, જે માનવીઓ ઉપરાંત સામાન્ય જાનવરો, બલકે હિંસક પ્રાણીઓમાં પણ મવજૂદ છે. એ જ રીતે જો કોઈ માણસ કોઈને આર્થિક–માલી સહાય કરે છે, તેને ભેટ–સોગાત દે છે, તો તે મોહસિન–ઉપકારકની મુહબ્બત પેદા થઈ જવી પણ એક એવી કુદરતી બિના છે, જે કાફિરો, મુશ્રિકો તથા ગુનેહગારો–નાફરમાનોમાં પણ હોય છે, પરંતુ સગાઈ અને આર્થિક લેવડ–દેવડ તથા હદિયા–તોહફા વિના ફક્ત અલ્લાહ તઆલાના દીનના સંબંધથી કોઈથી મુહબ્બત રાખવી, એક એવી ઈમાની સિફત–ગુણ છે, જેની અલ્લાહ તઆલાને ત્યાં ઘણી કદર–કિંમત છે અને તેના લઈને બંદો અલ્લાહ તઆલાનો પ્રિય અને અંતેવાસી બની જાય છે અને કિયામતમાં તેના પર અલ્લાહ સુબ્હાનહૂ વ તઆલાની એવી

નવાઝિશો થશે કે નબીઓ અને શહીદો તેના પર રશ્ક કરશે.

એનો મતલબ એવો નથી કે તેઓ દરજ્જામાં નબીઓ કે શહીદોથી અફઝલ–ઉચ્ચતર હશે. ક્યારેક એવું પણ બને છે કે કમ દરજ્જાના કોઈ માનવીને કોઈ સારી હાલતમાં જોઈને તેનાથી ઉચ્ચ દરજ્જાવાળાઓને પણ તેના પર રશ્ક થવા લાગે છે. આ વાત બુદ્ધિ તથા તર્કશાસ્ત્રની રૂએ ભલે ઘણાંને મુશ્કેલ લાગે, પરંતુ વાસ્તવિક દુનિયામાં એવું ઘણું બનતું રહે છે, તેથી ઉપરની વાત સમજાવવા પૂરતી જ નથી, બલકે ઠોસ–વાસ્તવિક હકીકત છે.

હદીષના અંત ભાગમાં અતિ વિશેષ ઈનામ વર્ણવાયું છે કે કિયામતના દિવસે જ્યારે સામાન્યજનો પર ડર અને રંજ છાયેલાં હશે ત્યારે તેમનાં દિલો ખૌફ અને ગમની અસરથી સંપૂર્ણ મુક્ત હશે અને તેઓ અલ્લાહ તઆલાના ખાસ ફઝલો–કરમથી પ્રસન્ન અને આનંદિત હશે : **'લા ખવ્ફુન્ અલય્હિમ્ વલા હુમ્ યહ્ઝનૂન.'**

## અલ્લાહ તઆલાના માટે મુહબ્બત રાખનારા કિયામતના દિવસે અર્શે ઈલાહીના છાંયડામાં હશે :

(۱۴۱) عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی الله عنه قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ :

اِنَّ اللّٰهَ تَعَالٰی یَقُوْلُ یَوْمَ الْقِیٰمَةِ اَیْنَ الْمُتَحَابُّوْنَ بِجَلَالِیْ اَلْیَوْمَ اُظِلُّهُمْ فِیْ ظِلِّیْ

یَوْمَ لَاظِلَّ اِلَّاظِلِّیْ. (رواہ مسلم)

(૧૪૧) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'કિયામતના દિવસે અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવશે કે, ક્યાં છે મારા તે બંદા, જે મારી મોટાઈ અને જલાલના લઈને આપસમાં ઉલ્ફત અને મુહબ્બત રાખતા હતા ? આજે જ્યારે કે મારા છાંયડા સિવાય કોઈ છાંયડો નથી, હું પોતાના તે બંદાઓને પોતાના છાંયડામાં જગા આપીશ.' (સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : અલ્લાહ તઆલા અલીમો–ખબીર હોઈ, સૃષ્ટિનો કોઇ પણ માનવી તેનાથી છૂપો નથી, તે છતાં કિયામતમાં આમ પૂછવું કે 'મારા તે બંદા ક્યાં છે ?' હકીકતમાં જાણવા માટે ન હશે, બલકે હશ્રના મેદાનમાં સઘળા લોકોની સામે અલ્લાહ તઆલાની આ પુકાર એટલા માટે બુલંદ થશે કે તે અલ્લાહ તઆલાના બંદાઓની મહબૂબિયત, મકબૂલિયત સૌ આગલા–પાછલા લોકોની સામે આવી જાય અને લોકો જોઈ લે કે અલ્લાહ જલ્લ શાનુહૂના માટે મુહબ્બત કરનારાઓનું સ્થાન તથા દરજ્જો અલ્લાહ તઆલાને ત્યાં શું છે ?

હદીષ શરીફમાં અલ્લાહ તઆલાના સાયાથી મુરાદ બનતા સુધી તેના અર્શનો સાયો છે, જેમ કે કેટલીક હદીષોમાં તેની સ્પષ્ટતા પણ છે.

## મુહબ્બત, નિકટતા તથા સાથ (મઈય્યત)નું માધ્યમ :

(۱۴۲) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ مَسْعُوْدٍ قَالَ جَاءَ رَجُلٌ اِلَى النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ يَارَسُوْلَ اللّٰهِ كَيْفَ تَقُوْلُ فِيْ رَجُلٍ اَحَبَّ قَوْمًا وَلَمْ يَلْحَقْ بِهِمْ فَقَالَ اَلْمَرْءُ مَعَ مَنْ اَحَبَّ. (رواه البخاری ومسلم)

(૧૪૨) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક માણસ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયા અને અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ શું ફરમાવો છો એવા માણસના વિશે, જેને એક જમાઅતથી મુહબ્બત છે, પરંતુ તે તેમની સાથે નથી થઈ શક્યો,' તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'જે આદમી જેનાથી મુહબ્બત રાખે છે, તેની સાથે જ છે' (અથવા એ કે આખિરતમાં તેને તેની સાથે કરી દેવામાં આવશે). (સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : પૂછનારનો મતલબ જાહેરી રીતે આ હતો કે, જે માણસ અલ્લાહ તઆલાના કોઈ નેક અને પરહેઝગાર બંદાથી અથવા સમૂહથી મુહબ્બત રાખતો હોય, પરંતુ અમલ તથા ચારિત્ર્યમાં સંપૂર્ણ તેમના પગલે

ચાલનાર અને તેમના દરજ્જાનો ન હોય–પાછળ હોય–તો તેનો અંજામ કેવો હશે ? અને એ પાયા પર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જવાબનો સાર આ હશે કે એ માણસ કર્તવ્ય–અમલમાં પાછળ હોવા છતાંય તેને અલ્લાહવાળાઓની સાથે કરી દેવામાં આવશે, જેમની સાથે તેને અલ્લાહ તઆલાના માટે દીની સંબંધથી મુહબ્બત હતી.

આનાથી આગળની હદીષ (જેના રાવી હઝરત અબૂ ઝર ગિફારી રદિયલ્લાહુ અન્હૂ છે)માં પ્રશ્નના શબ્દો વધારે સ્પષ્ટ છે.

(۱۴۳) عَنْ عَبْدِ اللهِ بْنِ الصَّامِتِ عَنْ اَبِىْ ذَرٍّ رضی اللہ عنہ اَنَّهٗ قَالَ يَارَسُوْلَ اللهِ اَلرَّجُلُ يُحِبُّ الْقَوْمَ وَلَا يَسْتَطِيْعُ اَنْ يَّعْمَلَ كَعَمَلِهِمْ ؟ قَالَ اَنْتَ يَا اَبَا ذَرٍّ مَعَ مَنْ اَحْبَبْتَ قَالَ فَاِنِّىْ اُحِبُّ اللهَ وَرَسُوْلَهٗ قَالَ فَاِنَّكَ مَعَ مَنْ اَحْبَبْتَ قَالَ فَاَعَادَهَا اَبُوْذَرٍّ فَأَعَادَهَا رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ. (رواه ابوداود)

(૧૪૩) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન સામિત (રદિયલ્લાહુ અન્હૂ) હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત કરે છે કે, તેમણે (અબૂ ઝર) (રદિ.)એ હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં અરજ કરી : 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એક માણસ છે, તેને અલ્લાહ તઆલાના ખાસ બંદાઓથી મુહબ્બત છે, પરંતુ તે એનાથી આજિઝ છે કે તેમના જેવા અમલ કરી શકે (તો તે બિચારાનો અંજામ શું થશે ?)' રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'અબૂ ઝર ! તમને જેની સાથે મુહબ્બત હશે, તમે તેની સાથે હશો.'

હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)એ અરજ કરી : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને તો અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત છે.' આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'તો તમે તેમની જ

પાસે અને તેમની જ સાથે રહેશો, જેમનાથી તમને મુહબ્બત છે.' આ જવાબ સાંભળીને અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)એ ફરી પોતાની વાત દોહરાવી અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરી જવાબમાં એ જ ઈરશાદ દોહરાવ્યો. (સુનને અબી દાવૂદ)

(۱۴۴) عَنْ اَنَسٍ رضی اللہ عنہ اَنَّ رَجُلًا قَالَ يَارَسُوْلَ اللّٰهِ مَتَى السَّاعَةُ قَالَ وَيْلَكَ وَمَا اَعْدَدْتَ لَهَا قَالَ مَا اَعْدَدْتُ لَهَا اِلَّا اِنِّيْ اُحِبُّ اللّٰهَ وَرَسُوْلَهٗ، قَالَ اَنْتَ مَعَ مَنْ اَحْبَبْتَ قَالَ أَنَسٌ فَمَا رَأَيْتُ الْمُسْلِمِيْنَ فَرِحُوْا بِشَيْءٍ بَعْدَ اِسْلَامِهِمْ فَرَحَهُمْ بِهَا. (رواه البخاری ومسلم)

(૧૪૪) **તરજુમો** : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક માણસે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે, 'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કિયામત ક્યારે આવશે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તારા હાલ પર અફસોસ ! (તું કિયામતનો સમય જાણવા ચાહે છે. બતાવ) તેં તેના માટે શી તૈયારી કરી છે ?' તેણે અરજ કરી : 'મેં તેના માટે કોઇ ખાસ તૈયારી તો નથી કરી (જે આપની સામે ઉલ્લેખ કરવા લાયક તથા ભરોસાપાત્ર હોય). અલબત્ત, (અલ્લાહ તઆલાની તૌફીકથી મને આટલું જરૂર નસીબ છે કે,) મને અલ્લાહ તઆલાથી અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત છે.'

આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તને જેનાથી મુહબ્બત છે, તું તેમની જ સાથે રહીશ અને તને તેમનો જ સાથ નસીબ થશે.' આ હદીષના રાવી હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ) આ હદીષને વર્ણવીને ફરમાવે છે કે, 'મેં નથી જોયા મુસલમાનોને (એટલે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ને કે ઈસ્લામમાં દાખલ થયા પછી તેમને કોઈ વાતથી આટલી ખુશી થઈ હોય,

જેટલી કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ ખુશખબરીથી થઈ.'

(સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો :** આ હદીષની એક અન્ય રિવાયતના અંતમાં આ શબ્દો પણ છે, તો હું બિ–હમ્દિલ્લાહ મુહબ્બત રાખું છું રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અને અબૂ બક્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી તથા ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી અને ઉમ્મીદ રાખું છું કે પોતાની આ મુહબ્બતના જ કારણે મને તેમનો સાથ નસીબ થશે, જો કે મારા અમલ તેમના જેવા નથી.'

વાચકોએ આ હદીષો વિશે બે વાતો ખાસ સમજી લેવી જોઈએ.

## મુહબ્બતના કારણે સંગાથ–સહવાસનો મતલબ :

(૧) સંગાથનો મતલબ એ નથી કે મુહબ્બતના લઈને મુહબ્બત કરનાર અને જેનાથી મુહબ્બત હોય, તે બન્નેયનો મરતબો સંપૂર્ણ બરાબર થઈ જશે અને બન્નેયની સાથે સંપૂર્ણ સરખો વર્તાવ થશે, બલકે એ સાથ પોતપોતાના હાલ અને દરજ્જા મુજબ એવો જ હશે, જેમ કે દુનિયામાં પણ ખાદિમ પોતાના મખદૂમોની સાથે હોય છે, (ખાદિમ–સેવક, મખદૂમ–જેની સેવા કરાય તે. –યાકૂબ ઈખરવી) અને નિઃશંક, એ પણ ખૂબ મોટું સદ્‌ભાગ્ય અને ઘણી કિંમતી નેઅ્‌મત છે.

## મુહબ્બતના માટે તાબેદારી અનિવાર્ય :

(૨) મુહબ્બતના માટે તાબેદારી અનિવાર્ય છે. એ શક્ય નથી કે કોઈને અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત હોય અને તેનું જીવન બગાવત અને નાફરમાનીનું હોય. તો જે લોકો આઝાદી તથા બેપરવાઈની સાથે અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમોનું ઉલ્લંઘન કરે છે, તેઓ જો અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બતનો દાવો કરે તો તે જૂઠા છે અને જો ખરેખર તેઓ પોતાને મુહબ્બત કરનારાઓમાં ગણે તો તેઓ મોટા ધોકામાં સપડાયેલા છે.

હઝરત રાબિઅહ (રહ્‌મુલ્લાહિ અલય્‌હા)એ એવા જ મુહબ્બતના દાવેદારોને સંબોધીને ફરમાવ્યું છે અને બિલકુલ સાચું ફરમાવ્યું છે :

فَمَا فَرِحْنَا بِشَيْءٍ فَرَحْنَا بِقَوْلِهٖ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اَنْتَ مَعَ مَنْ اَحْبَبْتَ فَاَنَا اُحِبُّ النَّبِيَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ وَاَبَابَكْرٍ وَعُمَرَ وَاَرْجُوْاَنْ اَكُوْنَ مَعَهُمْ بِحُبِّىْ اِيَّاهُمْ وَاِنْ لَمْ اَعْمَلْ اَعْمَالَهُمْ.

અરબી શે'રો–પંક્તિઓનો અર્થ આ મુજબ છે : 'હે મુહબ્બતના જૂઠા દાવેદાર ! તું અલ્લાહ તઆલાની નાફરમાની કરે છે અને તેની મુહબ્બતનો દાવો કરે છે, બુદ્ધિ અને તર્કની રૂએ એ વાત બેહદ અજીબ છે. જો તું મુહબ્બતના દાવામાં સાચો હોત તો તેનો હુકમ માનત, કારણ કે દરેક મુહબ્બત કરનાર પોતાના મહબૂબ–પ્રિય પાત્રની વાત દિલો જાનથી માની લે છે.'

સારાંશ કે અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બતના માટે તેમની તાબેદારી અનિવાર્ય છે, બલકે સચ્ચાઇ એ છે કે સંપૂર્ણ તાબેદારી મુહબ્બતથી જ પેદા થાય છે અને અલ્લાહ તથા રસૂલની ફરમાંબરદારી કરનારાઓને નબીઓ, સિદ્દીકો, શહીદો અને સાલિહોના સાથની ખુશખબરી ખુદ કુરઆન શરીફમાં પણ આપવામાં આવી છે.

હાફિઝ ઇબ્ને કષીર (રહ્‌મતુલ્લાહિ અલય્‌હ)એ આયતે શરીફહની તફસીર–ભાષ્યમાં હઝરત આઇશહ સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)એ રિવાયત કરેલ હદીષ શરીફ નકલ કરેલ છે, જેનો સાર આ છે કે, એક માણસ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયો અને અરજ કરી કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને પોતાની બીબી–બચ્ચાં અને પોતાના જાનથી પણ વધારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત છે અને મારો હાલ આ છે કે, હું પોતાના ઘરે હોઉં છું અને મને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) યાદ આવી જાય છે, તો ત્યાં સુધી મને સબ્ર અને ચેન નથી પડતું, જ્યાં સુધી આપની

સેવામાં હાજર થઈને એક નજર જોઈ ન લઉં.'

હવે જ્યારે મને પોતાના મોત અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાતનો વિચાર આવે છે, તો મારી સમજમાં આ વાત આવે છે કે, વફાત પછી જન્નતમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તો અમ્બિયા (અલયહિમુસ્સલામ)ના ઉચ્ચ સ્થળે પહોંચાડી દેવામાં આવશે અને હું જો અલ્લાહ તઆલાની રહમતથી જન્નતમાં ગયો તો પણ તે ઉચ્ચ સ્થાન સુધી તો મારી પહોંચ નહીં જ થાય, તેથી આખિરતમાં તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દીદારથી મહરૂમ–વંચિત જ રહીશ.'

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે માણસના જવાબમાં પોતે કંઈ ન ફરમાવ્યું, ત્યાં સુધી કે આ આયતે શરીફહ ઊતરી :

وَمَنْ يُّطِعِ اللّٰهَ وَالرَّسُوْلَ فَاُولٰٓئِكَ مَعَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِنَ النَّبِيّٖنَ وَالصِّدِّيْقِيْنَ وَالشُّهَدَآءِ وَالصّٰلِحِيْنَ وَحَسُنَ اُولٰٓئِكَ رَفِيْقًا.

(سورہ نساء ع/۷)

**વ મંય્યુતિઇલ્લા–હ વર્રસૂલ** થી **વ હસુ–ન ઉલાઇ–ક રફીકા...** સુધી (સૂરએ નિસાઅ્). **અર્થ :** અને જે લોકો તાબેદારી કરશે અલ્લાહની અને તેના રસૂલની તો તેઓ અલ્લાહના તે વિશેષ માનીતા બંદાઓની સાથે હશે, જેમના પર અલ્લાહનું ખાસ ઇનામ છે અર્થાત્ નબીઓ, સિદીકો, શહીદો અને નેક લોકો અને એ સૌ ખૂબ જ સારા સાથીઓ (રફીકો) હશે.

આ આયતે જાણે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના એ સાચા આશિકને તથા અન્ય તમામ મુહબ્બતવાળાઓને ખુશખબરી સંભળાવી કે જ્યારે તમને સાચી મુહબ્બત છે, તો તમે અલ્લાહ અને રસૂલની તાબેદારી અવશ્ય કરશો અને પછી તમને જન્નતમાં અલ્લાહ તઆલાના વિશેષ માનીતા બંદાઓનો સાથ–રિફાકત પણ મળશે.

મુહબ્બતના વિશે ઘણા લોકોને ગેરસમજ થાય છે અને અજાણતા તથા ઓછા ચિંતનના કારણથી મુહબ્બત અને તાબેદારીની આપસી

અનિવાર્યતાને સામે નથી રાખતા; આ કારણે અત્રે જરૂરી વિગત લખી દીધી. હે પાક પરવરદિગાર ! અમને પોતાની અને પોતાના પાક રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત અતા ફરમાવ અને જે બંદાઓની મુહબ્બત આપના નજીક અમારા માટે લાભદાયી હોય, તે સૌની મુહબ્બત અતા ફરમાવ, આમીન !

## દીની ભાઈચારો અને ઈસ્લામી હમદર્દી તથા લાગણી :

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સર્વજગત માટે રહમત–દયારૂપ છે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તાલીમ આખા જગત માટે આબે હયાત–અમૃત જળ છે. આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અલ્લાહ તઆલાની સામાન્ય મખ્લૂક અને આમ ઈન્સાનોની સાથે રહમ–દયા તથા સદ્‌વર્તન વિશે પોતાના અનુયાયીઓને જે હિદાયતો–માર્ગદર્શનો આપ્યા તથા નસીહતો કરી છે, તેમાંથી થોડીક અગાઉનાં પેજોમાં આવી ગઈ છે.

જે લોકો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અલ્લાહ તઆલાના રસૂલ માને છે, તેમની ખુદાઈ આદેશથી કેમ કે એક બિરાદરી દીનના નાતે બનાવી દેવામાં આવી છે; અને હવે રહેતી દુનિયા સુધી એ જ બિરાદરીને નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નિયાબત–પ્રતિનિધિત્વ કરવાનું છે અને એ ત્યારે જ શક્ય છે, જ્યારે કે ઉમ્મતની વિવિધ વ્યક્તિઓ તથા વર્ગો, દીની ભાઈચારા, લિલ્લાહી મુહબ્બત, નિર્ભેળ (મુખ્લિસાના) હમદર્દી–લાગણી અને નિઃસ્વાર્થ સહકારના માધ્યમે એક એકમ–વહ્‌દત બની રહે અને તેમનાં દિલો આપસમાં પૂરી રીતે જોડાયેલાં રહે. તે માટે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની તાલીમમાં એના પર અતિ વિશેષ ભાર મૂક્યો છે.

એ સિલસિલાના આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વધુ પડતા ઈર્શાદાત–પાક ફરમાનો તો, 'મુઆશરત'–'રહેણી–કરણી'નાં પ્રકરણોમાં લખવા વધુ યોગ્ય રહેશે; પરંતુ એક–બે હદીષો અત્રે 'અખ્લાક'–

'સંસ્કાર'ના સિલસિલામાં જ લખવી મુનાસિબ જણાય છે.

## મુસલમાનોમાં આપસમાં કેવો પ્રેમ–મુહબ્બત અને કેવા સંબંધો હોવા જોઈએ :

(۱۴۵) عَنِ النُّعْمَانِ بْنِ بَشِيْرٍ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ تَرَى الْمُؤْمِنِيْنَ فِىْ تَرَاحُمِهِمْ وَتَوَادِّهِمْ وَتَعَاطُفِهِمْ كَمَثَلِ الْجَسَدِ اِذَا اشْتَكٰى عُضْوًا تَدَاعٰى لَهٗ سَائِرُ الْجَسَدِ بِالسَّهَرِ وَالْحُمّٰى. (رواه البخارى ومسلم)

(૧૪૫) **તરજુમો** : હઝરત નુઅ્માન બિન બશીર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, ઈમાનવાળાઓને આપસમાં એકબીજા પર રહમ ખાવા, મુહબ્બત કરવા અને શફકતમાં તમે માનવ શરીરની જેમ જોશો કે જ્યારે તેના કોઇ એક અવયવને પણ તકલીફ થાય છે, તો શરીરના બાકી સૌ અવયવો પણ બુખાર અને અનિદ્રામાં તેના શરીકે હાલ–ભાગીદાર થઈ જાય છે.' (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : મતલબ આ છે કે મારા પર ઈમાન લાવનારાઓને જોનારી દરેક આંખ તેમને એ હાલમાં જુએ કે જો તેમનામાંથી કોઈ એક મુસીબતમાં સપડાય, તો સૌ મુસ્લિમો તેને પોતાની મુસીબત સમજે અને તેની ચિંતા તથા બેચેનીમાં દરેક જ શરીક થાય. જો ઈમાનના દાવા છતાં એ વાત નથી તો સમજી લેવું જોઈએ કે હકીકી અને સંપૂર્ણ ઈમાન પ્રાપ્ત નથી. ઈમાનવાળાઓની આ જ સિફત–ગુણને કુરઆને મજીદમાં **'રુહમા–ઉ બયૅનહુમ્'**ના સંક્ષિપ્ત–ટૂંકા શબ્દોમાં વર્ણવવામાં આવી છે.

(۱۴۶) عَنْ اَبِىْ مُوْسٰى رضي الله عنه عَنِ النَّبِىِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ الْمُؤْمِنُ لِلْمُؤْمِنِ كَالْبُنْيَانِ يَشُدُّ بَعْضُهٗ بَعْضًا ثُمَّ شَبَّكَ بَيْنَ اَصَابِعِهٖ.

(رواه البخارى ومسلم)

(૧૪૬) **તરજુમો :** હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિયલ્લાહુ અન્હૂ) હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ઈમાનવાળાઓને સંબંધ બીજા ઈમાનવાળાઓની સાથે એક મજબૂત ઈમારતના ભાગ જેવો હોવો જોઈએ કે તેઓ આપસમાં એકબીજાની મજબૂતીનું સાધન બને છે (અને તેમના જોડાઈ રહેવાથી ઈમારત ઊભી રહી શકે છે). પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (મુઅમિનોના એ આપસી સંબંધનો નમૂનો દેખાડવા માટે) પોતાના એક હાથની આંગળીઓને બીજા હાથની આંગળીઓમાં પરોવી દીધી (અને બતાવ્યું કે મુસલમાનોએ આ રીતે આપસમાં મળીને એક એવી મજબૂત દીવાલ બની જવું જોઈએ, જેની ઈંટો એકબીજાથી જોડાયેલી અને જોઈન્ટ હોય અને તેમાં ક્યાંય ફાટ–તિરાડ ન હોય.'

(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

## આપસમાં નફરત, દુશ્મની, હસદ, કીનો અને બદગુમાની તથા મુસીબત પર ખુશ થવા વગેરેની મનાઈ :

ઉપરોક્ત હદીષોમાં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે રીતે મુસલમાનોને આપસમાં મુહબ્બત અને હમદર્દીનો વર્તાવ કરવા તથા એક શરીર અને એક જાન બનીને રહેવાની તાકીદ ફરમાવી છે, એ જ રીતે તેની વિરુદ્ધ વર્તવા, દા.ત. એકબીજાની સાથે ખરાબ ગુમાન રાખવા, બુરાઈ કરવા, બેતઅલ્લુક–અસંબંધિત રહેવા, તેની તકલીફ પર ખુશ થવા, તેને ઈજા પહોંચાડવા અને હસદ–ઈર્ષા કે કીનો–કપટ રાખવાની સખત બુરાઈ અને ખૂબ તાકીદોની સાથે મનાઈ ફરમાવી છે.

એ સિલસિલાના આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના થોડાક ઈરશાદો નીચે મુજબ છે :

(۱۴۷) عَنْ اَبِیْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

اِيَّاكُمْ وَالظَّنَّ فَاِنَّ الظَّنَّ اَكْذَبُ الْحَدِيْثِ وَلَا تَحَسَّسُوْا وَلَا تَجَسَّسُوْا وَلَا تَنَاجَشُوْا

وَلَا تَحَاسَدُوْا وَلَا تَبَاغَضُوْا وَلَا تَدَابَرُوْا وَكُوْنُوْا عِبَادَ اللّٰهِ اِخْوَانًا.

(رواه البخاری ومسلم)

(૧૪૭) **તરજુમો** : હઝરત અબૂ હુરચ્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, તમે બીજાઓના વિશે બુરા ગુમાનથી બચો, કારણ કે બદગુમાની સૌથી જૂઠી વાત છે. તમે કોઈની નબળાઈઓની શોધમાં ન રહો અને જાસૂસો પેઠે છૂપી રીતે કોઈની ખામીઓ જાણવાની કોશિશ પણ ન કર્યા કરો અને ન એકબીજાથી આગળ નીકળી જવાની ખોટી હવસ રાખો, ન આપસમાં હસદ–ઈર્ષ્યા કરો, ન દુશ્મની અને કીનો–કપટ રાખો અને ન એકબીજાથી મોં ફેરવો, બલકે હે અલ્લાહ તઆલાના બંદાઓ ! અલ્લાહ તઆલાના હુકમ અનુસાર ભાઈ–ભાઈ બનીને રહો.'

(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : આ હદીષમાં જે જે બાબતની મનાઈ ફરમાવવામાં આવી છે, તે સૌ તે જ વાતો છે, જે દિલોમાં બુગ્ઝ–દુશ્મની પેદા કરીને આપસના સંબંધોને ખરાબ કરી નાખે છે. સૌ પ્રથમ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બદગુમાનીનો ઉલ્લેખ કર્યો. એ એક પ્રકારનો જૂઠો વહેમ–આશંકા છે, જે માણસ એ રોગમાં સપડાયો હોય, તેનો હાલ આ હોય છે કે જ્યારે કોઈથી તેને મામૂલી મતભેદ થાય તો તેના દરેક કામમાં તેને બુરો આશય જ દેખાયા કરે છે. પછી ખાલી એ વહેમ અને બુરા ગુમાનની બુનિયાદ પર તે તેની તરફ ઘણી ન બનેલી વાતોની પણ નિસ્બત કરવા લાગે છે. પછી તેની અસર સ્વાભાવિક રીતે જાહેરી વર્તાવ ઉપર પણ થાય છે. પછી તે બીજી વ્યક્તિ તરફથી પણ તેના પ્રત્યાઘાત પડે છે. આમ, દિલો ફાટી–તૂટી જઈને સંબંધો સદાના માટે ખરાબ થઈ જાય છે.

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષમાં બદગુમાનીને 'સૌથી જૂઠી વાત' ફરમાવી છે. જાહેરી રીતે તેનો મતલબ આ છે કે, કોઈની વિરુદ્ધ જો ઝબાનથી જૂઠી વાત કહેવામાં આવે, તો તેનું સખ્ત ગુનાહ હોવું દરેક મુસલમાન સમજે છે, જ્યારે બુરું ગુમાન કરવાને એટલું ખરાબ નથી સમજવામાં આવતું. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ચેતવણી આપી કે, બુરું ગુમાન પણ ઘણું મોટું જૂઠ, બલકે સૌથી

મોટું જૂઠ છે અને દિલનો એ ગુનાહ ઝબાનવાળા જૂઠના ગુનાહથી કમ નથી.

આ હદીષ શરીફમાં જે રીતે બુરા ગુમાનને 'સૌથી મોટા જૂઠ' તરીકે વર્ણવાયું છે, એ જ રીતે એક અન્ય હદીષમાં સારા ગુમાનને 'સૌથી શ્રેષ્ઠ (અફઝલ) ઈબાદત' બતાવવામાં આવ્યું છે. (સુનને અહમદ વ અબૂ દાવૂદ)

બદગુમાની પછી અન્ય જે જે ખરાબ ટેવોની આ હદીષમાં મનાઈ ફરમાવવામાં આવી છે, એટલે કોઈની કમજોરીઓ–ક્ષતિઓની શોધમાં રહેવું, એકબીજા પર સરસાઈના પ્રયાસ કરવા, કોઈને સારી હાલતમાં જોઈને તેના પર હસદ–ઈર્ષ્યા કરવી, તેની ખુશહાલીને ઠંડી આંખથી–ખુશીથી ન જોઈ શકવી વગેરે વગેરે.

એ સૌનો હાલ પણ એ જ છે કે, તેમનાથી દિલોમાં ધિક્કાર અને દુશ્મનીનું બીજ રોપાય છે તથા ઈમાની સંબંધ જે મુહબ્બત, હમદર્દી અને જે ભાઈચારો તથા પોતાપણું (યગાનગત) ચાહે છે, તેની શક્યતા પણ બાકી નથી રહેતી.

હદીષના અંત ભાગમાં જે ફરમાવાયું છે : 'હે અલ્લાહ તઆલાના બંદાઓ ! ભાઈ–ભાઈ બનીને રહો.' એમાં સંકેત છે કે જ્યારે તમે પોતાના દિલો અને સીનાઓને નફરત તથા દુશ્મની પેદા કરનારી આ ખરાબ ટેવોથી સુરક્ષિત રાખશો, ત્યારે જ તમે આપસમાં ભાઈ–ભાઈ બનીને રહી શકશો.

(۱۴۸) عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ اَلْمُسْلِمُ اَخُو الْمُسْلِمِ لَا یَظْلِمُهٗ وَلَا یُحَقِّرُهٗ. اَلتَّقْوٰی هٰهُنَا ـ وَیُشِیْرُ اِلٰی صَدْرِهٖ ثَلٰثَ مِرَارٍ ـ بِحَسْبِ امْرِءٍ مِّنَ الشَّرِّ اَنْ یُّحَقِّرَ اَخَاهُ الْمُسْلِمَ كُلُّ الْمُسْلِمِ عَلَی الْمُسْلِمِ حَرَامٌ دَمُهٗ وَمَالُهٗ وَعِرْضُهٗ. (رواہ مسلم)

(૧૪૮) **તરજુમો** : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : દરેક મુસલમાન બીજા મુસલમાનનો ભાઈ છે. તેના પર કોઈ

ઝુલ્મ–ઝિયાદતી ન કરે, (અને જ્યારે તે મદદનો મોહતાજ હોય તો તેની સહાય કરે) તેને બે–સહારા ન છોડે અને ન તેનાથી તુચ્છતાનો વર્તાવ કરે (શી ખબર કે તેના દિલમાં પરહેઝગારી હોય, જેના કારણે તે અલ્લાહ તઆલાના નજીક માનવંત અને કદ્રપાત્ર હોય). પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણ વાર પોતાની છાતી તરફ ઈશારો કરીને ઈરશાદ ફરમાવ્યો કે, તકવા અહીંયા હોય છે (જે છૂપી જગ્યા છે, માટે કોઈને તુચ્છ ન સમજો). માનવીના બુરા હોવા માટે આટલું જ કાફી છે કે તે પોતાના મુસલમાન ભાઈને હકીર સમજે અને તેની સાથે તુચ્છતાથી પેશ આવે. મુસલમાનની પ્રત્યેક ચીજ બીજા મુસલમાનના માટે કદ્રપાત્ર છે. તેનું લોહી, તેની દોલત અને તેની આબરૂ–પ્રતિષ્ઠા (માટે નાહક તેનું લોહી રેડવું, તેનો માલ લેવો તથા તેની માનહાનિ કરવી આ સઘળું હરામ છે.) (સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : આ હદીષ શરીફમાં પ્રત્યેક મુસલમાન પર તેના બીજા મુસલમાન ભાઈનો એક હક આ પણ બતાવાયો છે કે, જ્યારે તે તેની સહાય–મદદનો જરૂરતમંદ હોય તો એ તેની મદદ કરે; પરંતુ એ ત્યારે જ જ્યારે કે તે હક પર હોય અને મઝલૂમ–પીડિત હોય. એક અન્ય હદીષમાં ફરમાવવામાં આવ્યું છે કે, તમારો ભાઈ જો મઝલૂમ હોય તો તેની મદદ કરો અને જો ઝાલિમ હોય તો તેને ઝુલ્મથી રોકો. તેને ઝુલ્મથી રોકવામાં જ તેની સહાય છે.

## ઇમાનવાળા બંદાઓને સતાવનારા અને રુસવા કરનારાઓને સખત ચેતવણી :

(૧૪૯) عَنِ ابْنِ عُمَرَ قَالَ صَعِدَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ الْمِنْبَرَ فَنَادٰى بِصَوْتٍ رَفِيْعٍ يَا مَعْشَرَ مَنْ اَسْلَمَ بِلِسَانِهٖ وَلَمْ يُفْضِ الْاِيْمَانُ اِلٰى قَلْبِهٖ لَا تُؤْذُوا الْمُسْلِمِيْنَ وَلَا تُعَيِّرُوْهُمْ وَلَا تَتَّبِعُوْا عَوْرَاتِهِمْ فَاِنَّهٗ مَنْ يَّتَّبِعْ عَوْرَةَ اَخِيْهِ الْمُسْلِمِ يَتَّبِعِ اللهُ عَوْرَتَهٗ وَمَنْ يَّتَّبِعِ اللهُ عَوْرَتَهٗ يَفْضَحْهُ وَلَوْ فِيْ جَوْفِ رَحْلِهٖ.

(رواه الترمذی)

(૧૪૯) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મિમ્બર પર ચઢયા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઊંચા સાદે પુકારીને ફરમાવ્યું : હે તે લોકો ! જે ઝબાનથી ઈસ્લામ લાવ્યા છે અને તેમનાં દિલોમાં હજુ ઈમાન પૂરી રીતે નથી ઊતર્યું, મુસલમાન બંદાઓને સતાવવાથી અને તેમને શરમિંદા કરવાથી અને તેમના છૂપા ઐબોની પાછળ પડવાથી દૂર રહો, કારણ કે અલ્લાહ તઆલાનો કાનૂન છે કે, જો કોઇ પોતાના મુસલમાન ભાઈની છૂપી ખામીઓની પાછળ પડશે અને તેને ઝલીલ કરવા ચાહશે તો અલ્લાહ તઆલા તેના ઐબોની પાછળ પડશે અને જેની પાછળ અલ્લાહ તઆલા પડશે તો તેને અવશ્ય રુસવા કરશે (અને તે રુસવા થઈને રહેશે). ભલે, તે પોતાના ઘરની અંદર જ હોય.' (જામિઅ તિરમિઝી)

**ખુલાસો** : જ્યારે હકીકી ઈમાન કોઈના દિલમાં ઊતરી જાય છે તો તેનું કુદરતી પરિણામ આ આવે છે કે માણસ પર પોતાના અંજામની ચિંતા સવાર થઈ જાય છે અને તે અલ્લાહ તઆલા તથા બંદાઓના હક્કોના વિશે સાવચેત થઈ જાય છે; સવિશેષ અલ્લાહ તઆલાના જે બંદાઓ સાચા ઈમાન મારફત અલ્લાહ તઆલાથી પોતાનો સંબંધ બાંધી ચૂક્યા છે, તેમની બાબતમાં ઓર પણ વધારે સચેત થઈ જાય છે. તેમને સતાવવા, તેમનું દિલ દુખાવવા, તેમની પાછલી ખરાબીઓનો ઉલ્લેખ કરીને તેમને શરમિંદા કરવા અને તેમની જિંદગીનાં કમઝોર, છૂપાં પાસાંઓને ઢૂંઢવાથી અલગ રહે છે.

અલબત્ત, જો દિલમાં ઈમાનની હકીકત ન ઊતરી હોય અને ઈસ્લામની ખાલી મોઢાની વાતો હોય તો માનવીની હાલત ઉપરની વાતોથી વિરુદ્ધ હોય છે.

તે પોતાની ચિંતા કરવાના બદલે બીજાઓનાં ઐબ શોધે છે, સવિશેષ અલ્લાહ તઆલાના તે બંદાઓની પાછળ પડે છે, જેઓ અલ્લાહ તઆલાની સાથે ઈમાન અને બંદગીનો સંબંધ કાયમ કરી ચૂક્યો હોય છે, તેમને લોકોની નજરોથી ગિરાવવા–નીચા પાડવા ચાહે છે, તેમની ભૂલોને ઉછાળે છે અને તેમને બદનામ અને ઝલીલ કરવા ચાહે છે.

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષમાં એવા લોકોને ચેતવ્યા છે કે તેઓ આ કાર્યને છોડી દે; નહિતર આખિરતથી પહેલા આ દુનિયામાં જ તેઓને રુસવા કરવામાં આવશે. માનો કે, ઝિલ્લત ને બદનામીથી બચવાના માટે તેઓ ઘરોમાં જ રહેશે, તો અલ્લાહ જલ્લ શાનુહૂ તેઓને તેમનાં ઘરોની ચાર દીવાલોમાં જ રુસવા કરશે.

[ફારસી શેરનો તરજુમો (યાકૂબ ઈખરવી તરફથી) : જ્યારે અલ્લાહ તઆલા કોઈનો પરદો (છૂપી ઐબ) જાહેર કરવા ચાહે છે, તો તેનામાં નેક લોકોને મેણાં–ટોણાં મારવાની ઈચ્છા પેદા થાય છે.']

## હસદ–ઈર્ષા વિશે વિશેષ ચેતવણી :

(١٥٠) عَنْ اَبِىْ هُرَيْرَةَ عَنِ النَّبِىِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِيَّاكُمْ وَالْحَسَدَ فَاِنَّ الْحَسَدَ يَأْكُلُ الْحَسَنَاتِ كَمَا تَأْكُلُ النَّارُ الْحَطَبَ. (رواه أبوداود)

(૧૫૦) **તરજુમો** : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'તમે હસદ–ઈર્ષાના રોગથી ખૂબ બચો. હસદ ઈન્સાનની નેકીઓને એવી રીતે ખાઇ જાય છે, જેવી રીતે આગ લાકડાને ખાઈ જાય છે.'

(સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : અનુભવ પણ સાક્ષી આપે છે કે, જે દિલમાં ઈર્ષાની આગ ભડકે છે, તે એ જ ચિંતામાં રહે છે કે જેની ખુશહાલી પર તેને ઈર્ષા છે, કઈ રીતે તેને કોઈ નુકસાન પહોંચાડે–તેને ઝલીલ કરે. પછી જો કંઈ બીજું નથી થઈ શકતું તો તેની ગીબત–નિંદા જ કરી કરીને દિલની જ્વાળા–આગ બુઝાવવા ચાહે છે, જેમ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અન્ય હદીષોથી જણાય છે કે એનો કમથી કમ આ નતીજો તો અવશ્ય આવશે કે તે નિંદા કરનાર ઈર્ષાળુની નેકીઓ–જેની ઈર્ષા કરાઈ છે–તે બંદાને અપાવી દેવામાં આવશે. (હસદના નેકીઓને ખાઇ જવાનો આ સરળ ખુલાસો.)

(۱۵۱) عَنِ الزُّبَيْرِ ﷺ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ دَبَّ اِلَيْكُمْ دَاءُ الْاُمَمِ قَبْلَكُمُ الْحَسَدُ وَالْبَغْضَاءُ هِيَ الْحَالِقَةُ لَا اَقُوْلُ تَحْلِقُ الشَّعْرَ وَلٰكِنْ تَحْلِقُ الدِّيْنَ. (رواه احمد والترمذی)

(૧૫૧) **તરજુમો** : હઝરત ઝુબૈર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, આગલી ઉમ્મતો–કોમોને હલાક કરનારી બીમારી અર્થાત્ હસદ અને કીના–કપટ તમારા તરફ આવી રહી છે. એ સંપૂર્ણ સફાચટ કરી દેનારી–મૂંડી નાખનારી છે. (પછી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાનો ઉદ્દેશ સ્પષ્ટ કરતાં ફરમાવ્યું) મારા કહેવાનો એ આશય નથી કે એ વાળોને મૂંડનારી છે, બલકે એ દીન–ધર્મને મૂંડે છે અને સંપૂર્ણ સાફ કરી નાખે છે.'

(મુસ્નદે અહમદ, જામિઅ તિરમિઝી)

**ખુલાસો** : સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)ના વિશે અલ્લાહ તઆલા (જે જાણકાર–માહિતગાર છે)ની ગવાહી કુરઆન શરીફમાં રેકર્ડ (સચવાયેલી) છે કે તેઓ એક બીજા પર મહેરબાન છે : **'રુહમા–ઉ બય્નહુમ્.'** બીજે ઠેકાણે ફરમાવ્યું છે કે, અલ્લાહ તઆલાની વિશેષ કૃપાએ તેમનાં દિલોને મેળવી દીધાં છે અને તેઓ જૂની દુશ્મનીઓને સંપૂર્ણ ભુલાવીને આપસમાં ભાઈ–ભાઈ બની ગયા છે : **'ફ અલ્લ–ફ બય્ન કુલૂબિકુમ્ ફઅસ્બહ્તુમ્ બિ–નિઅ્મતિહી ઈખ્વાના.'** (સૂરએ આલિ ઈમરાન : ૧૧)

એક બીજી જગ્યાએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સંબોધીને ફરમાવવામાં આવ્યું છે કે, અલ્લાહ તઆલાનું એ ખાસ ઈન્આમ છે કે તેણે તમારા પર ઈમાન લાવનારાઓનાં દિલોને એક કરી દીધા છે. જો તમે એ હેતુ માટે દુનિયાના સઘળા ખઝાના પણ ખર્ચી નાખત તો પણ એ ઉલ્ફત–મુહબ્બતને પેદા ન કરી શકત. **'વ અલ્લ–ફ બય્ન કુલૂબિહિમ્ લવ્ અન્ફક્ત મા ફીલ્ અર્દિ જમીઅન્ મા અલ્લફ્ત બય્ન કુલૂબિહિમ્.'**

(સૂરએ અન્ફાલ : ૮)

કુરઆને મજીદની આ સ્પષ્ટ ગવાહીઓથી જણાયું કે સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)નો સંબંધ છે ત્યાં સુધી તેમનાં દિલો એકબીજાની મુહબ્બત–પ્રેમથી છલોછલ હોય, તેમનામાં આપસી હસદ–કીનાનું નામોનિશાન પણ ન હતું, તેથી 'આગલી કૌમોની વિનાશકારી બીમારી (હસદ–કીનો) તમારી તરફ આવી રહી છે'–નો મતલબ એ જ હોઈ શકે છે કે આવનારા યુગમાં હસદ–કીનાનો જે વિનાશકારી રોગ મુસલમાનોમાં આવનાર હતો, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર તેનો ઈન્કિશાફ (પ્રગટીકરણ) થયું અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉમ્મતને એ ભયાનક આફતથી ચેતવી કે ઈર્ષા અને કીનાની જે ભયંકર બીમારીએ આગળની ઘણી બધી ઉમ્મતોના દીન–ઈમાનને બરબાદ કર્યા છે, તે મારી ઉમ્મતની તરફ પણ આવી રહી છે, માટે અલ્લાહ તઆલાના બંદા હોશિયાર રહે; અને એ લા'નતથી પોતાના દિલોની હિફાઝત–બચાવવાની ચિંતા કરે.

## બુગ્ઝ–કીનાની નહૂસત :

(۱۵۲) عَنْ اَبِیْ هُرَیْرَةَ ؓ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يُعْرَضُ اَعْمَالُ النَّاسِ فِیْ كُلِّ جُمُعَةٍ مَرَّتَيْنِ يَوْمَ الْاِثْنَيْنِ وَيَوْمَ الْخَمِيْسِ فَيُغْفَرُ لِكُلِّ عَبْدٍ مُؤْمِنٍ اِلَّا عَبْدًا بَيْنَهٗ وَبَيْنَ اَخِيْهِ شَحْنَاءُ فَيُقَالُ اُتْرُكُوْا هٰذَيْنِ حَتّٰى يَفِيْئَا. (رواہ مسلم)

(૧૫૨) હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'પ્રત્યેક અઠવાડિયામાં બે દિવસે–સોમવારે અને જુમેરાતે–લોકોના આ'માલ–કરણીઓ રજૂ થાય છે, તેમાં દરેક મુઅમિન બંદાની માફીનો ફેંસલો કરી દેવામાં આવે છે, તે બે માણસોના સિવાય જેઓ એક બીજાથી કીનો–કપટ રાખતા હોય, તે બન્નેય માટે હુકમ અપાય છે કે તે બન્નેવને મૂકી રાખો (તેમની માફી ન લખો), જ્યાં સુધી કે તે આપસના કીના અને દુશ્મનીથી

પાછા ન વળે અને દિલોને સાફ ન કરી લે.' (સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : આ હદીષનું વિવરણ એક અન્ય રિવાયતથી થાય છે, જેમાં ફરમાવવામાં આવ્યું છે કે, પ્રત્યેક સોમ અને જુમેરાતના દિવસે લોકોના અમલો પેશ થાય છે. તો જેણે અલ્લાહ તઆલાથી બખ્શિશ માંગી હોય છે, તેને માફી આપી દેવાય છે, જેણે તવબા કરી હોય છે, તેની તવબા કબૂલ કરાય છે, પરંતુ આપસમાં કીનો રાખનારાઓના અમલ તેમના કીનાના કારણે પાછા ફેરવી દેવામાં આવે છે (એટલે કે તેમની માફી અને કબૂલિયતનો ફેંસલો પણ નથી કરવામાં આવતો) જ્યાં સુધી કે તેઓ કીનાને છોડી ન દે.'

આ વિષયની બીજી પણ કેટલીક હદીષો છે. એ સૌથી આ જ જણાય છે કે જે મુસલમાનના દિલમાં બીજા મુસલમાનના માટે કીનો હશે, જ્યાં સુધી તે એ કીનાથી પોતાના દિલને પાક–સાફ ન કરી લે, ત્યાં સુધી તે અલ્લાહ તઆલાની રહમ–દયા તથા માફીનો હકદાર ન થશે.

## શમાતત–અન્યની મુસીબત પર ખુશ થવાની સજા :

(١٥٣) عَنْ وَاثِلَةَ بْنِ الْاَسْقَعِ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ

لَا تُظْهِرِ الشَّمَاتَةَ بِاَخِيْكَ فَيُعَافِيْهِ اللهُ وَيَبْتَلِيْكَ. (رواه الترمذى)

(૧૫૩) **તરજુમો** : હઝરત વાષિલહ બિન અસ્કઅ્ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમે પોતાના કોઈ ભાઈની મુસીબત પર ખુશી ન જાહેર કરો, (જો એવું કરશો, તો થઈ શકે છે કે) અલ્લાહ તઆલા તેને તે મુસીબતથી મુક્તિ આપે અને તમને (તેમાં) સંડોવી દે.' (જામિઅ તિરમિઝી)

**ખુલાસો** : જ્યારે બે માનવીઓમાં મતભેદ થાય છે અને તે વધીને દુશ્મનીની હદે પહોંચી જાય છે, ત્યારે આમ પણ થાય છે કે એકના મુસીબતમાં સપડાવાથી બીજાને ખુશી થાય છે, તેને શમાતત કહે છે. હસદ–બુગ્ઝની જેમ એ ખબીષ ટેવ પણ અલ્લાહ તઆલાને ખૂબ નારાજ કરનારી છે અને ઘણીવાર અલ્લાહ તઆલા દુનિયામાં જ તેની સજા એ રીતે આપી દે છે કે,

મુસીબતમાં સપડાયેલાને મુસીબતથી મુક્ત કરીને તેના પર ખુશ થનારને તે મુસીબતમાં સંડોવી દે છે.

## સ્વભાવની નરમી અને સખતી :

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અખ્લાક–સંસ્કારના વિશે જે વાતો પર વિશેષ રીતે ભાર આપ્યો છે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અખ્લાકી–નૈતિક તા'લીમમાં જેમને વિશેષ મહત્વ પ્રાપ્ત છે, તેમાંથી એક આ પણ છે કે, માનવીને જોઈએ કે તે લોકોની સાથે નરમીથી પેશ આવે, સખતી અને તેઝીનો રવૈયો (વર્તન–નીતિ) ન અપનાવે. એ સિલસિલાના આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અમુક ઈર્શાદાત–ફરમાનો પઢો.

(۱۵۴) عَنْ عَائِشَةَ رَضِيَ اللهُ عَنْهَا اَنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ

قَالَ اِنَّ اللهَ تَعَالٰى رَفِيْقٌ يُحِبُّ الرِّفْقَ وَيُعْطِى عَلَى الرِّفْقِ مَالَا يُعْطِى عَلَى الْعُنْفِ

وَمَا لَا يُعْطِى عَلٰى مَا سِوَاهُ. (رواه مسلم)

(૧૫૪) **તરજુમો** : હઝરત આઈશહ સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા પોતે મહેરબાન છે (નરમી અને રહમ–દયા કરવી તેનો ઝાતી ગુણ છે) અને નરમી તથા મહેરબાની કરવી તેને મહબૂબ–પ્રિય પણ છે (અર્થાત્ તેને એ વાત પસંદ છે કે તેના બંદા પણ એક બીજાથી નરમી અને મહેરબાનીનો વર્તાવ કરે) અને નરમી પર તે એટલું આપે છે કે સખ્તી પર તેટલું નથી આપતો અને નરમી સિવાય બીજી કોઈ વસ્તુ પર પણ નથી દેતો.'

(સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : કેટલાક લોકો પોતાના સ્વભાવ તથા વર્તણૂકમાં નરમ હોય છે તથા મહેરબાન; જ્યારે કેટલાક સખ્ત સ્વભાવના તથા વર્તણૂકમાં ઉગ્ર–તેજ. તે હકીકતથી અજાણ લોકો માને છે કે માણસ સખ્તી કરીને તે

મેળવી લે છે, જે નરમીથી નથી પ્રાપ્ત થઇ શકતું, જાણે એવાઓની નજરમાં ઉગ્રતા–તેજ સ્વભાવ કામો બનાવવાનું સાધન અને હેતુઓની સફળતાની ચાવી છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષમાં એ ખોટા ખ્યાલની પણ ઈસ્લાહ કરી છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સમજાવ્યું કે હેતુઓની પ્રાપ્તિ તો અલ્લાહ તઆલાની મરજી પર મૌકૂફ છે. જે કંઈ થાય છે, તેના ફેંસલા તથા ઈચ્છાથી જ થાય છે અને તેનો કાનૂન એ છે કે તે નરમી પર જેટલું આપે છે, તેટલું સખતી પર નથી આપતો, બલકે બીજી કોઈપણ વસ્તુ પર (નરમી સિવાય) નથી આપતો. માટે પોતાના લાભો તથા મસ્લિહતોની રૂએ પણ પોતાના સંબંધો તથા મુઆમલાતમાં માનવીએ નરમી અને રહમદિલીનો જ રવૈયો (વર્તન–નીતિ) અપનાવવો જોઈએ.

એને અન્ય શબ્દોમાં આમ પણ કહી શકાય કે, જે માણસ ચાહે કે અલ્લાહ તઆલા તેના પર મહેરબાન થાય અને તેના કામ બનાવે તો તેને જોઈએ કે, તે બીજાઓના હકમાં મહેરબાન–દયાળુ બને અને સખતીના બદલે નરમીને પોતાનો ઉસૂલ–સિદ્ધાંત તથા નીતિ બનાવે.

(١٥٥) عَنْ جَرِيْرٍ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ مَنْ يُحْرَمُ الرِّفْقَ يُحْرَمُ الْخَيْرَ. (رواه مسلم)

(૧૫૫) **તરજુમો** : હઝરત જરીર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માનવી નરમીના ગુણથી મહરૂમ રખાયો તો તે સઘળી જ ભલાઈથી મહરૂમ રાખવામાં આવ્યો. (સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : મતલબ આ છે કે નરમીની સિફત એટલી મોટી નેકી છે તથા તેનો દરજ્જો એટલો ઉચ્ચ છે કે, જે તેનાથી મહરૂમ રહ્યો, તો જાણે તે ભલાઈથી જ સરાસર મહરૂમ અને કોરો રહ્યો અથવા એમ કહો કે માણસની બહુધા–અકષર ભલાઈઓ અને ખૂબીઓની જડ–બુનિયાદ તથા ઝરણું તેનો

નરમ સ્વભાવ છે, માટે જે આદમી તેનાથી મહરૂમ રહ્યો, તે દરેક પ્રકારની ખૂબી તથા ભલાઈથી મહરૂમ રહેશે.

(۱۵٦) عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰهُ عَنْهَا قَالَتْ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ مَنْ أُعْطِیَ حَظَّهٗ مِنَ الرِّفْقِ أُعْطِیَ حَظَّهٗ مِنْ خَیْرِ الدُّنْیَا وَالْاٰخِرَةِ وَمَنْ حُرِمَ حَظَّهٗ مِنَ الرِّفْقِ حُرِمَ حَظَّهٗ مِنْ خَیْرِ الدُّنْیَا وَالْاٰخِرَةِ.

(رواه البغوی فی شرح السنة)

(૧૫૬) **તરજુમો** : હઝરત આઈશહ સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, જે માનવીને અલ્લાહ તઆલાના તરફથી નરમીની ટેવનો પોતાનો હિસ્સો મળી ગયો, તેને દુનિયા અને આખિરતની ભલાઈમાંથી ભાગ મળી ગયો અને જેને નરમી નસીબ ન થઈ તે દુનિયા તથા આખિરતમાં ભલાઈના ભાગથી મહરૂમ–વંચિત રહ્યો.

(۱۵۷) عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰهُ عَنْهَا قَالَتْ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ لَا یُرِیْدُ اللّٰهُ بِأَهْلِ بَیْتٍ رِفْقًا اِلَّا نَفَعَهُمْ وَلَا یُحْرِمُهُمْ اِیَّاهُ اِلَّا ضَرَّهُمْ.

(رواه البیهقی فی شعب الإیمان)

(૧૫૭) **તરજુમો** : હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : નથી ઈરાદો કરતા અલ્લાહ તઆલા કોઈ ઘરના લોકોના માટે નરમીના ગુણ આપવાનો, પરંતુ તેમને લાભ પહોંચાડે છે તેના મારફત અને નથી મહરૂમ કરતા કોઈ ઘરના લોકોને નરમીના ગુણથી, પરંતુ એ કે નુકસાન પહોંચાડે છે તેમને. (બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : મતલબ આ છે કે અલ્લાહ તઆલાનો એ સામાન્ય નિયમ છે કે, જે ઘરના લોકોને તે નરમીની ટેવ આપે છે, તેમના માટે એ નરમી ઘણાં લાભો અને બરકતોનું સાધન બને છે અને જે લોકોને તે એ આદતથી

મહરૂમ–વંચિત રાખે છે, તેમના માટે એ મહરૂમી ઘણાં બધાં નુકસાનો અને તકલીફોનો સબબ બને છે.

માનવીય ટેવોમાં નરમી અને સખતીની આ વિશેષતા છે કે તેમના ઉપયોગનું વર્તુળ અતિ વિશાળ છે. જેના સ્વભાવ અને વર્તણૂકમાં સખતી હશે, તે પોતાનાં ઘરવાળાઓ, બીબી–બચ્ચાં, સગાં–સ્નેહીઓ માટે સખત હશે, પડોશીઓના હકમાં સખત હશે. ઉસ્તાઝ છે તો શાગિર્દો–વિદ્યાર્થીઓ માટે સખત હશે. જો અધિકારી હશે તો રૈયત તથા હાથ નીચેના માણસોના હકમાં સખત હશે. સારાંશ કે જીવનમાં જ્યાં જ્યાં અને જે લોકોથી તેનો વાસ્તો–પનારો પડશે, તેમની સાથે તેનો રવૈયો–મિજાઝ સખત હશે અને તેનું પરિણામ એ આવશે કે તેનું જીવન ખુદ તેના માટે અને તેના સંપર્કમાં આવનારાઓના માટે એક કાયમી અઝાબ બની જશે.

એથી ઊલટું, જેના સ્વભાવ અને રવૈયામાં નરમી હશે, તે ઘરવાળાઓ, પડોશીઓ, અધિકારીઓ, હાથ નીચે કામ કરનારાઓ, શાગિર્દો, ઉસ્તાઝો, પોતાનાઓ, પરાયાઓ સૌની જ સાથે નરમ હશે. તેના પરિણામે તે પોતે પણ ચેન–સુકૂનથી રહેશે અને બીજાઓના માટે પણ રાહત સુકૂનનો સબબ બનશે. પછી એ નરમી આપસમાં મુહબ્બત પેદા કરશે અને ઈકરામ–હમદર્દીની લાગણીઓ ઉભારશે. એથી ઊલટું, સ્વભાવની સખતી અને ઉગ્રતા દિલોમાં દુશ્મની અને કીનો જન્માવશે તથા ઈર્ષા, ભૂંડું ચાહવું અને લડાઈ–ઝઘડાની અનિચ્છનીય લાગણીઓ ભડકાવશે.

સખતી અને નરમીના આ થોડાંક દુન્યવી પરિણામો છે, જેમનો આપણે દરરોજ પોતાની જિંદગીઓમાં અને પોતાની આજુબાજુમાં અનુભવ તથા દર્શન કરતા રહીએ છીએ (અને થોડાક ચિંતન–મનનથી એનાથી મોટા અને દુરોગામી પરિણામો–નિષ્કર્મોને પણ સમજી શકીએ છીએ.)

એ ઉપરાંત સ્વભાવની એ નરમી અને સખતીનાં જે અતિ મહાન પરિણામો આખિરતની જિંદગીમાં સામે આવનાર છે, તેમની અનુભૂતિ તથા પ્રત્યક્ષ દર્શન તો તેના સમય પર જ થશે. અલબત્ત, આ દુન્યવી જીવનમાં

આખિરતના લાભ અને સવાબ–અઝાબને જેટલા આપણે જાણી–સમજી શકીએ છીએ, તેના માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના એ સિલસિલાના ઈર્શાદાત–ફરમાનો આપણા માટે કાફી–પૂરતા (માર્ગદર્શન પૂરું પાડે) છે.

(۱۵۸) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ مَسْعُوْدٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَلَا اُخْبِرُكُمْ بِمَنْ يَّحْرُمُ عَلَى النَّارِ وَبِمَنْ تَحْرُمُ النَّارُ عَلَيْهِ عَلٰى كُلِّ هَيِّنٍ لَيِّنٍ قَرِيْبٍ سَهْلٍ. (رواه أبوداود والترمذى)

(૧૫૮) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : શું હું તમને એવા માણસની જાણ ન કરું જે દોઝખના માટે હરામ છે અને દોઝખની આગ તેના પર હરામ છે. (સાંભળો ! હું બતાવું છું, દોઝખની આગ હરામ છે) દરેક તે માણસ પર, જે સ્વભાવનો ઉગ્ર ન હોય, નરમ હોય તથા લોકોથી નજીક થનાર હોય–નરમ સ્વભાવનો હોય.

**ખુલાસો** : મતલબ એ છે કે જે માનવી પોતાના સ્વભાવ અને રવૈયામાં નરમ હોય અને પોતાના મુલાયમ સ્વભાવના કારણથી લોકોથી ખૂબ મળે–ઝુલે, તેમનાથી દૂર દૂર તથા અલગ થલગ ન રહેતો હોય. લોકો પણ તેની ઉમદા અને મીઠી ટેવના કારણથી તેનાથી બેતકલ્લુફ અને મુહબ્બતથી મળતા હોય, જેનાથી વાતચીત તથા મુઆમલો કરતો હોય–નરમી અને મહેરબાનીથી કરતો હોય તો એવો માણસ જન્નતી છે અને દોઝખની આગ તેના પર હરામ છે.

આ પ્રકારની ખુશખબરીઓનો સંબંધ ફક્ત તે જ લોકોથી છે, જે ઈમાન રાખતા હોય અને દીનના અનિવાર્ય તકાઝાઓને પૂરા કરતા હોય. ભલે, આ પ્રકારની બશારતોની સાથે સામાન્યતઃ એ શર્તનું શબ્દોમાં વર્ણન નથી કરવામાં આવતું (બશારતના વિષયમાં એ જ યોગ્ય પણ છે), પરંતુ દિમાગોમાં એ શર્તની રિઆયત અને યાદ સાચવવી જોઈએ. એ એક સર્વમાન્ય ઈમાની

હકીકત છે કે ઈમાન વિના અલ્લાહ તઆલાને ત્યાં આ'માલ તથા અખ્લાકની કંઈ જ કિંમત નથી.

(۱۵۹) عَنْ حَارِثَةَ بْنِ وَهْبٍ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لَا يَدْخُلُ الْجَنَّةَ الْجَوَّاظُ وَلَا الْجَعْظَرِيُّ. (رواه أبوداود)

(૧૫૯) **તરજુમો** : હઝરત હારિષહ બિન વહબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ભૂંડું બોલનાર અને સખત સ્વભાવનો માનવી જન્નતમાં નહીં જાય.

(અબૂ દાવૂદ)

**ખુલાસો** : હદીષોમાં ક્યારેક કોઈ ખરાબ અમલ યા ખરાબ ટેવની બુરાઈ બતાવવા તથા લોકોને તેનાથી બચાવવાના માટે આ અંદાઝે બયાન પણ અપનાવાય છે કે 'આ અમલ કે આદતવાળો માનવી જન્નતમાં નહીં જઈ શકે' અને તેનો હેતુ–આશય ફક્ત આ હોય છે કે એ અમલ અને એ આદત 'શાને ઈમાન'ની વિરુદ્ધ તથા જન્નતના રસ્તામાં આડ બનનારી છે, માટે જન્નતના ચાહક ઈમાનવાળાઓએ તેનાથી પૂરા એહતિમામ–પ્રબંધની સાથે બચવું જોઈએ.

આ હદીષનો હેતુ પણ એ જ છે કે કટુવાણી અને સખતમિઝાજી ઈમાનની વિરુદ્ધ અને જન્નતનો રસ્તો રોકનારી અતિ નહૂસતવાળી ટેવો છે, જે કોઈ (પણ) મુસલમાનમાં ન હોવી જોઈએ. એ નાપાક ટેવોવાળા લોકો સાચા મુઅમિનોની જેમ અને તેમની સાથે જન્નતમાં ન જઈ શકશે.

## હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નરમમિઝાજી :

(۱۶۰) عَنْ اَنَسٍ رضي الله عنه قَالَ خَدَمْتُ النَّبِيَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ عَشْرَ سِنِيْنَ بِالْمَدِيْنَةِ وَاَنَا غُلَامٌ لَيْسَ كُلُّ اَمْرِيْ كَمَا يَشْتَهِيْ صَاحِبِيْ اَنْ يَّكُوْنَ عَلَيْهِ مَا قَالَ لِيْ فِيْهَا اُفٍّ قَطُّ وَمَا قَالَ لِيْ لِمَ فَعَلْتَ هٰذَا اَوْ اَلَّا فَعَلْتَ هٰذَا. (رواه أبوداؤد)

(૧૬૦) **તરજુમો** : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત

છે, ફરમાવે છે કે, હું મદીનામાં દસ વર્ષ સુધી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં રહ્યો. હું કમઉમ્ર છોકરો હતો, તેથી મારાં બધાં કામ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સંપૂર્ણ મરજી મુજબ નહોતાં (નાદાનીના કારણે મારાથી ઘણી કોતાહીઓ પણ થતી), પરંતુ દસ વર્ષના એ સમય ગાળામાં ક્યારેય આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને ઊંહ કહીને પણ ધમકાવ્યો નથી અને કદી એ ફરમાવ્યું નથી કે, તમે આ કેમ કર્યું યા કેમ ન કર્યું ?

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે હિજરત ફરમાવીને મદીના શરીફ તશરીફ લાવ્યા તે સમયે હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)ની ઉંમર લગભગ દસ વર્ષની હતી. તેમનાં વાલિદહ ઉમ્મે સુલૈમ (રદિયલ્લાહુ અન્હા)એ તેમને હંમેશ માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આપી દીધા. તેઓ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જિંદગીના અંતિમ દિવસ સુધી આપની ખિદમતમાં રહ્યા. તેમનું જ વૃત્તાંત છે કે છોકરવાદના લઈને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં મારાથી ઘણી ભૂલો–કોતાહીઓ પણ થઈ જતી હતી, છતાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ક્યારેય મને ન ઠપકો દીધો અને ન તો કદી ગુસ્સે થયા.

નિઃશંક, એ ઘણી મોટી અને અતિ મુશ્કેલ વાત છે, પરંતુ આપણે ઉમ્મતીઓના માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો એ જ આદર્શ નમૂનો છે. અલ્લાહ સુબ્હાનહૂ વ તઆલા પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની એ નરમમિઝાજી તથા ધૈર્યશીલતાનો કંઈક ભાગ આપણને પણ નસીબ ફરમાવે, આમીન !

## બુર્દબારી–સહનશીલતા અર્થાત્ ગુસ્સો ન કરવો અને ગુસ્સાને પી જવો :

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉમ્મતને જે અખ્લાક–સંસ્કારની ભારપૂર્વક તાકીદ સાથે તાલીમ આપી છે, તેમાંથી એક

બુર્દબારી–સહનશીલતા પણ છે.

(١٦١) عَنْ اَبِیْ هُرَيْرَةَ رضی اللہ عنہ اَنَّ رَجُلًا قَالَ لِلنَّبِیِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَوْصِنِیْ قَالَ لَا تَغْضَبْ فَرَدَّدَ ذَالِكَ مِرَارًا قَالَ لَا تَغْضَبْ. (رواه البخاری)

(૧૬૧) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક માણસે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે, હુઝૂર ! મને કોઈ વસિય્યત ફરમાવો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ગુસ્સો ન કર્યા કરો. તે માણસે ફરી પોતાની તે જ અરજ અનેકવાર દોહરાવી કે, હઝરત મને હજુ વધુ નસીહત ફરમાવો. તે છતાં આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દરેક વખતે એ જ ફરમાવ્યું કે, ગુસ્સો ન કર્યા કરો. (સહીહ બુખારી)

**ખુલાસો** : એમ લાગે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી વસિય્યતની અરજ કરનારા એ સાહેબ કંઈક અસામાન્ય પ્રકારના ઉગ્ર–તેજ સ્વભાવના ગુસ્સાથી લાચાર હતા, તેથી તેમના માટે યોગ્યતર અને અતિ લાભદાયી વસિય્યત તથા નસીહત એ જ થઈ શકતી હતી કે, 'ગુસ્સો ન કર્યા કરો.' એટલા જ માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વારંવાર તેમને એ જ એક નસીહત ફરમાવી.

એ પણ હકીકત છે કે, બુરી આદતોમાં ગુસ્સો ખૂબ જ ખતરનાક અને અતિ બૂરું પરિણામ લાવનારી ટેવ છે. ગુસ્સામાં માનવીને ન અલ્લાહ તઆલાની હદોનું ભાન રહે છે અને ન પોતાના નફા–નુકસાનનું. અનુભવની તથા દેખીતી વાત છે કે માનવી પર શયતાનનો કાબૂ જેટલો ગુસ્સાની હાલતમાં હોય છે, એટલો બીજી કોઈ હાલતમાં નથી હોતો. જાણે ત્યારે માનવી પોતાના ઈખ્તિયારમાં નથી હોતો, બલકે શયતાનની મુઠ્ઠીમાં હોય છે. હદ એ છે કે ગુસ્સાની હાલતમાં માનવી ક્યારેક કુફ્રના શબ્દો પણ બકવા લાગે છે. તેથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક બીજી હદીષ શરીફમાં ફરમાવ્યું છે કે, ક્રોધ–ગુસ્સો દીન–ઈમાનને એ રીતે ખરાબ કરે છે, જે રીતે એલ્વો–કરિયાતું મધને ખરાબ અને સંપૂર્ણ કડવું કરી નાખે છે.

અત્રે એ સમજવું રહ્યું કે, શરીઅતમાં જે ગુસ્સાની મનાઇ તથા સખત બુરાઇ આવી છે, તેનાથી તે જ ગુસ્સો મુરાદ છે, જે નફસાનિયતના કારણે હોય અને જેનાથી દબાઇને માનવી અલ્લાહ તઆલાની હદો તથા શરીઅતના આદેશોનો પાબંદ ન રહે, પરંતુ જે ક્રોધ–ગુસ્સો અલ્લાહ તઆલાના માટે તથા હકના પાયા પર હોય અને તેમાં મર્યાદાભંગ ન હોય, બલકે બંદો તેમાં અલ્લાહ તઆલાની હદોનો સંપૂર્ણ પાબંદ રહે તો તે ઈમાનના કમાલ–પરિપૂર્ણતાની નિશાની તથા હક સુબ્હાનહૂ વ તઆલાના જલાલ–તેજનું પ્રતિબિંબ છે.

## ગુસ્સામાં નફસ–મન પર કાબૂ રાખનાર ખરો પહેલવાન છે :

(۱٦٢) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

لَيْسَ الشَّدِيْدُ بِالصُّرَعَةِ اِنَّمَا الشَّدِيْدُ الَّذِىْ يَمْلِكُ نَفْسَهٗ عِنْدَ الْغَضَبِ.

(رواہ البخاری ومسلم)

(૧૬૨) **તરજુમો** : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : પહેલવાન અને શક્તિશાળી તે નથી, જે સામેના હરીફને પછાડી દે, બલકે પહેલવાન અને તાકાતવર વાસ્તવમાં તે છે, જે ક્રોધ–ગુસ્સા વેળા પોતાના નફસને કાબૂમાં રાખે. (બુખારી, મુસ્લિમ)

**ખુલાસો** : મતલબ કે માનવીનો સૌથી મોટો અને ખૂબ જ મુશ્કેલીએ કાબૂમાં આવનાર શત્રુ તેનો નફસ છે (હદીષમાં પણ એને મળતા જ શબ્દો છે) અને સૌ જ જાણે છે કે ખાસ કરીને ગુસ્સા વખતે તેને કાબૂમાં રાખવો અતિ મુશ્કેલ છે. તેથી ફરમાવ્યું કે, તાકાતવર અને પહેલવાન કહેવડાવવાનો ખરો હકદાર તે મર્દે ખુદા છે, જે ગુસ્સા વેળા પોતાના નફસ–મનને કાબૂમાં રાખે અને તે તેનાથી કોઇ અયોગ્ય હરકત અને ખોટું કામ ન કરાવી શકે.

આ હદીષથી જણાયું કે અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની માંગ એ નથી કે બંદાના દિલમાં તે કૈફિયત ન પેદા ન થાય, જેને ગુસ્સો કહે છે, (કારણ કે કોઈ સખત નાપસંદ વાત પર દિલમાં એ કૈફિયતનું પેદા થઈ જવું તો બિલકુલ સ્વાભાવિક વાત છે અને તેનાથી અમ્બિયા (અલયહિમુસ્સલામ) પણ બાકાત નથી.) અલબત્ત, માંગ એ છે કે તે કૈફિયત વેળા પણ નફસ–મન પર સંપૂર્ણ કાબૂ રહે. એવું ન થાય કે તેનાથી પ્રભાવિત થઈને માણસ એવી હરકતો કરવા લાગે, જે બંદગીની શાનની વિરુદ્ધ હોય.

## ગુસ્સા વખતે શું કરવામાં આવે ? :

(١٦٣) عَنْ اَبِىْ ذَرٍّ رضی اللہ عنہ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِذَا غَضِبَ اَحَدُكُمْ وَهُوَ قَائِمٌ فَلْيَجْلِسْ فَاِنْ ذَهَبَ عَنْهُ الْغَضَبُ وَاِلَّا فَلْيَضْطَجِعْ.

(رواہ احمد والترمذی)

(૧૬૩) **તરજુમો** : હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'જયારે તમારામાંથી કોઈને ગુસ્સો આવે અને તે ઊભો હોય તો બેસી જાય. જો બેસવાથી ગુસ્સો શાંત પડી જાય તો બેહતર અને જો તે છતાં ગુસ્સો ન જાય તો સૂઈ જાય (આડો પડી જાય). (મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ગુસ્સાને શમાવવાની આ એક માનસશાસ્ત્રીય યુક્તિ બતાવી છે, જે બેશક ખૂબ જ અસરકારક છે. તે ઉપરાંત તેનો એક ફાયદો એ પણ છે કે ગુસ્સામાં માનવીથી જે અનુચિત અને ભૂંડી ચેષ્ટાઓ (હરકતો) થઈ શકે છે, કોઈ ઠેકાણે સ્થિર થઈને બેસી જવાથી તેની શકયતા ખૂબ ઓછી થઈ જાય છે અને પછી સૂઈ જવાથી તેની શકયતા ઓર વધારે ઘટી જાય છે.

(۱۶۴) عَنِ ابْنِ عَبَّاسٍ رَضِىَ اللهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ عَلِّمُوْا وَيَسِّرُوْا وَلَا تُعَسِّرُوْا وَإِذَا غَضِبَ اَحَدُكُمْ فَلْيَسْكُتْ.

(رواه احمد والطبرانى فى الكبير)

(૧૬૪) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : લોકોને દીન શિખવાડો (અને તાલીમમાં) આસાની પેદા કરો. દુશ્વારી પેદા ન કરો અને જ્યારે તમારામાંથી કોઇને ગુસ્સો ચડે તો તેને જોઇએ કે ચૂપ થઇ જાય. આ છેલ્લી વાત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણ વાર ઈરશાદ ફરમાવી. (મુસ્નદે અહમદ, મુઅ્જમે કબીર લિત્તબરાની)

**ખુલાસો** : ગુસ્સાનાં ખરાબ પરિણામોથી પોતાના બચાવ માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો બતાવેલ આ બીજો ઉપાય છે કે, જ્યારે ગુસ્સો આવે તો માનવી ચૂપ રહેવાનો નિર્ણય કરી લે. જાહેર છે કે પછી ગુસ્સો દિલમાં જ ઘૂંટાઇને રહી જશે અને વાત આગળ ન વધશે.

(۱۶۵) عَنْ عَطِيَّةَ بْنِ عُرْوَةَ بْنِ السَّعْدِيِّ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ الْغَضَبَ مِنَ الشَّيْطَانِ وَاِنَّ الشَّيْطَانَ خُلِقَ مِنَ النَّارِ وَاِنَّمَا تُطْفَأُ النَّارُ بِالْمَاءِ فَاِذَا غَضِبَ اَحَدُكُمْ فَلْيَتَوَضَّأْ. (رواه أبوداود)

(૧૬૫) **તરજુમો** : હઝરત અતિય્યહ બિન ઉર્વહ સઅ્દી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ગુસ્સો શયતાનની અસરથી આવે છે (અર્થાત્ ગુસ્સામાં હદોનું ઉલ્લંઘન શયતાનની અસરથી થાય છે) અને શયતાનની પેદાઇશ આગથી થઇ છે (અર્થાત્ પોતાના મૂળના લિહાઝથી શયતાન આગવાળો છે) અને આગ પાણીથી બુઝાઇ જાય છે, માટે જ્યારે તમારામાંથી કોઇને ગુસ્સો આવે તો તેને જોઇએ કે તે વુઝૂ કરી લે. (સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : ગુસ્સાને શમાવવાની–શાંત પાડવાની આ અતિ વિશેષ તદબીર છે અને અગાઉના ઉપાયોથી પણ વધારે અસરકર્તા છે. સચ્ચાઈ એ છે કે ગુસ્સાની ઉગ્રતામાં જો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું આ ફરમાન યાદ આવી જાય અને તરત જ ઊઠીને સારી રીતે પૂરા આદાબનો ખ્યાલ રાખીને વુઝૂ કરી લેવામાં આવે તો ગુસ્સાના જોશમાં તરત સુકૂન પેદા થઈ જશે અને બિલકુલ એવું મહસૂસ થશે કે વુઝૂનું પાણી પ્રત્યક્ષ (સીધું) ગુસ્સાની આગ પર રેડાયું.

## અલ્લાહ તઆલાના માટે ગુસ્સાને પી જવાની ફઝીલત અને તેનો બદલો :

(١٦٦) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ رَضِيَ اللّٰهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَا تَجَرَّعَ عَبْدٌ اَفْضَلَ عِنْدَ اللّٰهِ عَزَّ وَجَلَّ مِنْ جُرْعَةِ غَيْظٍ يَكْظِمُهَا ابْتِغَاءَ وَجْهِ اللّٰهِ تَعَالٰى. (رواه احمد)

(૧૬૬) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હુમા)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, કોઈ બંદાએ કોઈ ચીજનો કોઈ ઘૂંટ એવો નથી પીધો, જે અલ્લાહ તઆલાની નજીક ગુસ્સાના તે ઘૂંટથી અફઝલ કે શ્રેષ્ઠ હોય, જેને કોઈ બંદો અલ્લાહ તઆલાની ખુશ્નૂદી માટે પી જાય. (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : હદીષ શરીફનો મતલબ એ છે કે પીવાની ઘણી ચીજો એવી છે, જેમનું પીવું અલ્લાહ સુબ્હાનહૂ વ તઆલાની રઝામંદીનો સબબ હોઈ શકે છે; પરંતુ એ સૌમાં સર્વશ્રેષ્ઠ અલ્લાહ તઆલાની ખુશ્નૂદી માટે ગુસ્સાને પી જવો છે.

જે સારી ટેવો અને ઉમદા ગુણોવાળા બંદાઓના માટે જન્નતને શણગારાય છે, કુરઆને મજીદમાં તેમનો એક ગુણ આ પણ વર્ણવવામાં આવ્યો છે : **'વલ્ કાઝિમીનલ્ ગય્ઝ વલ્ આફી–ન અનિન્નાસિ.'**

અર્થ : ગુસ્સાને પી જનારા અને બીજાઓની ઝિયાદતી અથવા કુસૂરોને માફ કરી દેનારા.

(١٦٧) عَنْ سَهْلِ بْنِ مُعَاذٍ عَنْ اَبِيْهِ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ مَنْ كَظَمَ غَيْظًا وَهُوَ يَقْدِرُ عَلٰى اَن يُّنَفِّذَهٗ دَعَاهُ اللّٰهُ عَلٰى رُؤُسِ الْخَلَائِقِ يَوْمَ الْقِيٰمَةِ حَتّٰى يُخَيِّرَهٗ فِىْ اَىِّ الْحُوْرِ شَاءَ. (رواه الترمذى وابوداود)

(૧૬૭) **તરજુમો** : હઝરત સહલ બિન મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ) પોતાના વાલિદ હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત કરે છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ પી જાય ગુસ્સાને એવી હાલતમાં કે તેને શક્તિ છે કે પોતાના ગુસ્સાને તે જારી કરી શકે છે, (પરંતુ તે છતાં ફક્ત અલ્લાહ તઆલાના વાસ્તે તે પોતાના ગુસ્સાને પી જાય છે અને જેના પર ગુસ્સો છે તેને કશી સજા નથી દેતો) તો અલ્લાહ તઆલા તેને કિયામતના દિવસે સઘળી મખલૂકની સામે બોલાવશે અને ઈખ્તિયાર દેશે કે જન્નતની હૂરોમાંથી જે હૂરને ચાહે તે પોતાના માટે પસંદ કરી લે.' (જામિઅ્ તિરમિઝી, સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : અનુભવ સાક્ષી છે કે ગુસ્સાની સખતી વેળા માનવીના દિલની અંતિમ ઈચ્છા એ હોય છે કે તે પોતાના ગુસ્સાને તકાઝાને પૂરો કરી નાખે, તો જે બંદો શક્તિ હોવા છતાં ફક્ત અલ્લાહ તઆલાની રઝામંદી માટે પોતાના દિલની એ અંતિમ ઈચ્છાને દુનિયામાં કુરબાન કરશે તો અલ્લાહ તઆલા આખિરતમાં તેનો બદલો એ રીતે આપશે કે સઘળી સૃષ્ટિની સામે તેને બોલાવીને ફરમાવવામાં આવશે કે પોતાની ચાહતની આ કુરબાનીના બદલામાં આજે જન્નતની હૂરોમાંથી જે હૂરને ચાહો, પોતાના માટે પસંદ કરી લો.

(١٦٨) عَنْ اَنَسٍ رضى الله عنه اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ مَنْ خَزَنَ لِسَانَهٗ سَتَرَ اللّٰهُ عَوْرَتَهٗ وَمَنْ كَفَّ غَضَبَهٗ كَفَّ اللّٰهُ عَنْهُ عَذَابَهٗ يَوْمَ الْقِيٰمَةِ وَمَنِ اعْتَذَرَ اِلَى اللّٰهِ قَبِلَ اللّٰهُ عُذْرَهٗ. (رواه البيهقى فى شعب الإيمان)

(૧૬૮) **તરજુમો** : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જે કોઈ (બીજાઓની નિંદા વગેરે ખરાબ વાતોથી) પોતાની ઝબાનને રોકશે, અલ્લાહ તઆલા તેની પર્દાપોશી ફરમાવશે (એટલે કે તેની ઐબો અને તેની બુરાઈઓને અન્યો પર જાહેર થવા દેશે નહિ) અને જે કોઈ પોતાના ક્રોધને દબાવશે અને પી જશે તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેનાથી પોતાના અઝાબને રોકી દેશે અને જે બંદો પોતાની કોતાહીની મઅ્ઝિરત અલ્લાહ તઆલાની હુઝૂરમાં કરશે તો અલ્લાહ તઆલા તેના ઉઝરને કબૂલ ફરમાવશે (અને તેને માફ ફરમાવી દેશે). (બયૃહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

## બુર્દબારી–સહનશક્તિ અલ્લાહ તઆલાના પ્રિય ગુણોમાંથી છે :

(١٦٩) عَنِ ابْنِ عَبَّاسٍ رَضِيَ اللّٰهُ عَنْهُمَا اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لِاَشَجِّ عَبْدِ الْقَيْسِ اِنَّ فِيْكَ لَخَصْلَتَيْنِ يُحِبُّهُمَا اللّٰهُ اَلْحِلْمُ وَ الْاَنَاةُ.

(رواہ مسلم)

(૧૬૯) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, અબ્દે કૈસ કબીલાના સરદાર શૈખથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'તમારામાં બે આદતો એવી છે, જે અલ્લાહ તઆલાને પ્યારી છે : (૧) બુર્દબારી (ગુસ્સાથી દબાઈ ન જવું) અને (૨) ઉતાવળ ન કરવી.' (સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : કબીલા અબ્દે કૈસનું એક વફ્દ (પ્રતિનિધિમંડળ) આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત માટે મદીના શરીફ આવ્યું. તેના બધા સભ્યો પોતાની સવારીઓથી કૂદી કૂદીને ઝડપથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં પહોંચી ગયા, પરંતુ વફ્દના સરદાર જેમનું નામ મુન્ઝિર હતું, તેમણે એવી ઉતાવળ ન કરી, બલકે ઊતરીને પ્રથમ તો બધા સામાનને એકત્ર અને મહફૂઝ કર્યો. પછી

ગુસલ કર્યું અને કપડાં બદલ્યાં અને ગંભીરતા તથા વકારની સાથે ખિદમતે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં હાજર થયા.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમના આ વ્યવહાર–તરીકાને પસંદ ફરમાવ્યો અને આ જ પ્રસંગે તેમનાથી ઉપરનો ઈરશાદ ફરમાવ્યો કે, તમારી આ બે ટેવો અલ્લાહ તઆલાને ઘણી મહબૂબ છે : (૧) ગુસ્સાથી મગ્લૂબ (દબાઈ) ન જવું અને ગુસ્સા વેળા સમતા જાળવવી. (૨) કામોમાં ઉતાવળ અને બેસબ્રી ન કરવી, બલકે પ્રત્યેક કામને સંજીદગી–ધ્યાનથી અને વકાર સાથે ધીરજથી અંજામ દેવું.

## પ્રત્યેક કામને ગંભીરતા અને વકારથી કરવાની ફઝીલત અને તરગીબ :

(١٧٠) عَنْ سَهْلِ بْنِ السَعْدِ السَّاعِدِيِّ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اَلْاَنَاةُ مِنَ اللّٰهِ وَالْعَجَلَةُ مِنَ الشَّيْطَانِ. (رواه الترمذى)

(૧૭૦) **તરજુમો :** હઝરત સહલ બિન સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, કામોને સંજીદગી અને શાંતિથી અંજામ દેવા અલ્લાહ તઆલા તરફથી છે અને જલ્દબાઝી કે ઉતાવળથી કરવું એ શયતાનની અસરથી હોય છે.

(જામિઅ્ તિરમિઝી શરીફ)

**ખુલાસો :** મતલબ એ કે દરેક જવાબદારીને ઈત્મીનાનથી અદા કરવાની ટેવ એક પસંદીદહ ટેવ છે અને તે અલ્લાહ તઆલાની તૌફીકથી નસીબ થાય છે અને એથી ઊલટું રઘવાટ–ઉતાવળ એક ખરાબ ટેવ કે કુટેવ છે અને તેમાં શયતાનની દખલગીરી હોય છે.

(١٧١) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ سَرْجِسَ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ السَّمْتُ الْحَسَنُ وَالتُّؤَدَةُ وَالْاِقْتِصَادُ جُزْءٌ مِنْ اَرْبَعٍ وَّعِشْرِيْنَ جُزْءً مِنَ النُّبُوَّةِ.

(رواه الترمذى)

(૧૭૧) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન સરજિસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : (૧) સારી સીરત કે વ્યક્તિત્વ, (૨) શાંતિ અને વકારથી પોતાના કામ અંજામ દેવાની ટેવ અને (૩) મધ્યમ માર્ગ, એક ભાગ છે નુબુવ્વતના ચોવીસ (૨૪) ભાગોમાંથી. (જામિઅ્ તિરમિઝી શરીફ)

**ખુલાસો** : હદીષ શરીફનો મૂળ હેતુ આ ત્રણેય બાબતોની અગત્યતા બતાવવી અને પ્રેરણા આપવી છે. નુબુવ્વતના ભાગોમાંથી હોવાનો મતલબ બ–ઝાહિર એ છે કે પયગમ્બરી જીવન જે ખૂબીઓ અને કમાલોથી પરિપૂર્ણ અને સુશોભિત હોય છે, આ ત્રણેય ગુણ તેમનો ચોવીસમો ભાગ છે અથવા એ કે માનવ વ્યક્તિત્વના ઘડતરમાં નબીઓ જે ટેવો–અખ્લાકનું શિક્ષણ તથા શોખ અપાવે છે, તેમના ચોવીસ ભાગોમાંથી એક ભાગ આ ત્રણેય ચીજો છે અર્થાત્ (૧) ઉમદા ચરિત્ર, (૨) સંતોષ અને વકારથી પોતાનાં કામ કરવાની ટેવ અને (૩) મધ્યમ માર્ગે ચાલવું.

## મધ્યમ માર્ગ અપનાવવો :

મતલબ એ છે કે દરેક કામ અને દરેક હાલતમાં અંતિમતા (વધારી દેવા કે ઘટાડી દેવા)થી બચવું અને મધ્યમ માર્ગ લેવો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની તાલીમમાં એના પર ખાસ જોર આપ્યું છે ત્યાં સુધી કે ઈબાદત જેવા ઉત્તમ માનવીય અમલ કે કામમાં પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મધ્યમ માર્ગની જ તાકીદ ફરમાવી છે. કેટલાક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ ઘણી વધારે ઈબાદત કરવાનો ઈરાદો કર્યો અર્થાત્ દિવસના હંમેશા રોઝા રાખવા અને આખી રાત જાગીને નમાઝો પઢવાની સ્કીમ બનાવી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સખત ચેતવણી આપીને એનાથી રોકી દીધા.

એ જ રીતે કેટલાક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ જયારે પોતાનો સંપૂર્ણ માલ રાહે ખુદામાં આપી દેવાનો ઈરાદો જાહેર કર્યો, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને એનાથી પણ રોકી દીધા અને

ફકત ૧/૩ (ત્રીજા ભાગ)ની રજા આપી. અહાદીષમાં વપરાયેલ 'ઈક્તિસાદ' અરબી શબ્દનો મતલબ આ જ છે કે તંગદસ્તી અને ખુશહાલી બન્નેયમાં માનવી એ'તિદાલની મધ્યમ રાહ અપનાવે. એને જ હદીષમાં નુબુવ્વતનો એક હિસ્સો બતાવવામાં આવ્યો છે.

## ખુશકલામી અને બદઝબાની :

માનવીના અખ્લાકી કે નૈતિક જીવનનાં જે પાસાંઓથી તેના જાતિ ભાઈચારાઓની સૌથી વધુ અસર પડે છે અને જેમની અસરો તથા પરિણામો ખૂબ દૂરગામી હોય છે, તેમાંથી તેની ઝબાનની મીઠાશ કે કડવાશ અને નરમી કે સખતી પણ છે, તેથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના માનનારાઓ અને સંબંધીઓને મીઠી ભાષા અને સારી વાતચીતની ભારે તાકીદ ફરમાવતા અને ખરાબ ભાષા અને બુરી વાતચીતથી સખતીથી રોકતા હતા, એટલે સુધી કે ખરાબ વાતના બદલામાં પણ ખરાબ વાત કહેવાને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પસંદ ફરમાવતા ન હતા.

એ સિલસિલાની થોડીક હદીષો નીચે પઢો.

(۱۷۲) عَنْ عَائِشَةَ رَضِىَ اللّٰهُ عَنْهَا اَنَّ يَهُوْدَ اَتَوُا النَّبِىَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالُوْا اَلسَّامُ عَلَيْكُمْ، فَقَالَتْ عَائِشَةُ رَضِىَ اللّٰهُ عَنْهَا عَلَيْكُمْ وَلَعَنَكُمُ اللّٰهُ وَغَضِبَ اللّٰهُ عَلَيْكُمْ، قَالَ مَهْلًا يَا عَائِشَةُ ! عَلَيْكِ بِالرِّفْقِ وَاِيَّاكِ وَالْعُنْفَ وَالْفُحْشَ. (رواه البخاری)

(૧૭૨) **તરજુમો :** હઝરત આઈશહ સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, અમુક યહૂદી લોકો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયા (અને તેમણે નફસની ખબાસત અને શરારતથી અસ્સલામુ અલયકુમના બદલે) અસ્સામુ અલયકુમ કહ્યું (જે મૂળમાં એક ગાળ છે અને જેનો મતલબ એ છે કે તમને મૌત આવે). હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા)એ (તેમની આ ગુસ્તાખીને સાંભળી લીધી અને સમજી

લીધી અને) જવાબમાં ફરમાવ્યું કે, તમને જ (મોત) આવે અને તમારા પર અલ્લાહ તઆલાની લા'નત અને ગઝબ થાય. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : હે આઈશહ ! (એવી સખતી ન કરો) ઝબાનને રોકો. નરમીનો રવૈયો–મિજાઝ અપનાવો અને સખતી તથા ઝબાન બગાડવાથી પોતાને બચાવો. (સહીહ બુખારી શરીફ)

**ખુલાસો** : જાણે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે યહૂદીઓની આવી સખત બેઅદબીના જવાબમાં પણ સખતીને પસંદ ન ફરમાવી, બલકે નરમી જ અપનાવવાની હિદાયત કે સૂચના ફરમાવી.

(۱۷۳) عَنِ ابْنِ مَسْعُوْدٍ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَيْسَ الْمُؤْمِنُ بِطَعَّانٍ وَّلَا لَعَّانٍ وَّلَا فَاحِشٍ وَّلَا بَذِيٍّ. (رواه الترمذی)

(૧૭૩) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'મુઅમિન બંદો ન ઝબાનથી હુમલો કરનાર હોય છે, ન ફિટકાર કરનાર અને ન બૂરું બોલનાર અને ન ગાળ બકનાર.' (જામિઅ્ તિરમિઝી શરીફ)

**ખુલાસો** : મતલબ એ છે કે મુઅમિનનું સ્થાન એ છે અને તેની રીત એ હોવી જોઈએ કે, તેની ઝબાનથી લાનતાન અને ગાળ–ગલોચ ન નીકળે. 'કિતાબુલ ઈમાન'માં તે હદીષ આવી ગઈ છે, જેમાં મતભેદ અને ઝઘડા–ટંટા વખતે ગાળો બોલવાને મુનાફિકની નિશાની બતાવવામાં આવી છે.

(۱۷۴) عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ عَنْهَا قَالَتْ اِسْتَاذَنَ رَجُلٌ عَلَى النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ بِئْسَ ابْنُ الْعَشِيْرَةِ اَوْ بِئْسَ رَجُلُ الْعَشِيْرَةِ ثُمَّ قَالَ اِئْذَنُوْا لَهٗ فَلَمَّا دَخَلَ اَلَانَ لَهُ الْقَوْلَ فَقَالَتْ عَائِشَةُ يَا رَسُوْلَ اللّٰهِ اَلَنْتَ لَهُ الْقَوْلَ وَقَدْ قُلْتَ لَهٗ مَا قُلْتَ؟ قَالَ اِنَّ شَرَّ النَّاسِ مَنْزِلَةً عِنْدَ اللّٰهِ يَوْمَ الْقِيٰمَةِ مَنْ وَدَعَهٗ اَوْ تَرَكَهُ النَّاسُ لِاتِّقَاءِ فُحْشِهٖ. (رواه البخاری ومسلم وأبوداود واللفظ له)

"فَلَمَّا جَلَسَ تَطَلَّقَ النَّبِيُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فِيْ وَجْهِهٖ وَانْبَسَطَ اِلَيْهِ"

(૧૭૪) **તરજુમો** : હઝરત આઈશહ સિદ્દીકહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, એક માણસે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુલાકાતની રજા માંગી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (અમારાથી) ફરમાવ્યું કે, 'એ પોતાના કબીલાનો ખરાબ ફરઝંદ છે અથવા આમ ફરમાવ્યું કે, પોતાના કબીલાનો ખરાબ માણસ છે. પછી ફરમાવ્યું કે, તેને આવવાની રજા આપી દો. પછી જ્યારે તે આવી ગયો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેની સાથે વાતચીત ઘણી નરમીથી ફરમાવી.

(જ્યારે તે ચાલ્યો ગયો) તો હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા)એ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપે તો તે માણસથી ખૂબ નરમીથી વાતચીત કરી અને પહેલાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેના વિશે તે વાત ફરમાવી હતી (કે તે પોતાના કબીલાનો ઘણો ખરાબ માણસ છે). આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : અલ્લાહ તઆલાના નજીક સ્થાન (દરજ્જા)ના લિહાઝથી બદતરીન માણસ કિયામતના દિવસે તે હશે, જેની ભૂંડી ઝબાન અને તેજ–સખત વાતચીતના ડરથી લોકો તેને છોડી દે (અર્થાત્ તેની મુલાકાત અને વાતચીતથી દૂર રહે). (સહીહ બુખારી, સહીહ મુસ્લિમ, સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જવાબમાં તાત્પર્ય એ છે કે જો કોઈ માણસ બદમાશ અને ખરાબ પણ હોય, તો પણ તેનાથી વાતચીત નરમીથી અને શરીફ ઢબે જ કરવી જોઈએ, નહિતર બદઝબાનીનો નતીજો એ જ નીકળે છે કે લોકો એવા માણસથી મળવા અને વાત કરવાથી દૂર રહે છે અને જે માણસનો એ હાલ હોય છે, તે હક તઆલા શાનુહૂના નજીક ઘણો ખરાબ માનવી છે અને કિયામતમાં તેનો હાલ ઘણો ભૂંડો હશે.

આ હદીષની બાબતમાં કેટલીક વાતો સમજી લેવી જોઈએ.

(૧) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે માણસના આવતાં પહેલાં તેના બુરા હોવાની જાણ પોતાની પાસેવાળાઓને વધુ લાગે એટલા માટે કરી હતી કે તેઓ તેની સામે સાવચેત થઈને વાત કરે અને કોઈ એવી વાત ન કરી બેસે, જે કોઈ બદમાશ અને બુરા માણસની સામે ન કરવી જોઈએ અને એવી કોઈ મસ્લિહતને લઈ કોઈ માણસની બુરાઈથી બીજાઓને ચેતવવા એ ગીબતમાં દાખલ નથી, બલકે તેનો આદેશ છે.

હદીષ શરીફમાં છે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બદકાર માનવીમાં જે બુરાઈ છે તેનું લોકોથી વર્ણન કરો, જેથી અલ્લાહ તઆલાના બંદા તેની બુરાઈ કે શરારતથી બચેલા રહે. (કન્ઝુલ ઉમ્માલ)

(૨) આ હદીષથી એ પણ જણાયું કે જે માનવીનું બદમાશ અને નઠારા હોવું જણાય તેનાથી પણ વાતચીત નરમીથી જ કરવી જોઈએ, બલકે આ જ કિસ્સામાં બુખારી શરીફની રિવાયતમાં આ શબ્દો પણ છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે માણસથી ખૂલીને અને હસતા ચહેરે મુલાકાત અને વાતચીત ફરમાવી. આથી જણાયું કે કેટલાક લોકોનો આ ખ્યાલ કે, 'જે લોકોની બુરાઈ તથા ખરાબ કામોને આપણે જાણતા હોઈએ, તેમને સારી રીતે મળવું પણ ન જોઈએ'–સહીહ નથી.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પ્રખ્યાત સહાબી હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)થી ખુદ ઈમામ બુખારી (રહ્મતુલ્લાહિ અલયહ)એ નકલ કર્યું છે કે તેઓ ફરમાવતા હતા, અર્થ : અમે ઘણાં એવા લોકોથી પણ હસીને મળીએ અને બોલીએ છીએ, જેમના હાલ તથા આ'માલના લિહાઝથી અમારાં દિલ તેમના પર લા'નત કરે છે.

અલબત્ત, જો કોઈ ખાસ પ્રસંગે સખતી અને નારાજગી દર્શાવવામાં જ લાભ દેખાય તો ત્યાં સખતીનો રવૈયો અપનાવવો જ સહીહ હશે.

(١٧٥) عَنْ اَبِىْ هُرَيْرَةَ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَلْكَلِمَةُ الطَّيِّبَةُ صَدَقَةٌ. (رواه البخارى)

(૧૭૫) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, સારી અને મીઠી વાત પણ એક સદકહ છે (અર્થાત્ નેકીનો એક પ્રકાર છે, જેના પર બંદો સવાબનો હકદાર ઠરે છે).

(સહીહ બુખારી શરીફ)

**ખુલાસો** : એ અસલમાં એક હદીષનો અંશ છે. મતલબ સ્પષ્ટ છે કે કોઈની સાથે સારી વાત પ્યારના મીઠા અંદાજમાં કરવી, તેના દિલની ખુશીનું કારણ બને છે અને અલ્લાહ તઆલાના કોઈ બંદાનું દિલ ખુશ કરવું નિઃશંક, મોટી નેકી છે. કહેનારે તો ત્યાં સુધી કહ્યું છે કે,

'દિલ બદસ્ત આવર કે હજ્જે અકબરસ્ત.'

## ઓછું બોલવું અને ખરાબ અને નકામી વાતોથી ઝબાનને બચાવવી :

દુનિયામાં ઝઘડા અને ફસાદો બહુધા ઝબાનની બેબાકી અને સાવચેતી ન રાખવાથી જ પેદા થાય છે અને જે મોટા મોટા ગુનાહ માનવીથી મોટા પ્રમાણમાં પ્રગટ થાય છે તેમનો સંબંધ પણ બહુધા ઝબાનથી જ હોય છે. તેથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેની ખૂબ તાકીદ ફરમાવતા હતા કે ઝબાનને કાબૂમાં રાખવામાં આવે અને પ્રત્યેક પ્રકારની ખરાબ, બલકે અનાવશ્યક અને લાભહીન–નિરર્થક વાત કરવાથી પણ ઝબાનને રોકવામાં આવે અને વાત કરવાથી જો કશી ભલાઈ અને નફાની આશા ન હોય તો ચૂપ જ રહેવામાં આવે.

આ તા'લીમ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તે અગત્યની તાલીમાતમાંથી છે, જેમના પર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નજાત કે છુટકારાનો આધાર બતાવ્યો છે અને કેટલીક હદીષોથી જણાય છે કે નમાઝ, રોઝા, હજ અને જિહાદ કે ધર્મયુદ્ધ જેવી ઈબાદતોની નૂરાનિય્યત અને તેમની ખૂબી અને કબૂલિય્યત પણ ઝબાનની એ જ એહતિયાત કે સાવચેતી પર મૌકૂફ–આધારિત છે.

એ વિષયમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કેટલાક ઈર્શાદાત 'કિતાબુર્રિકાક'માં આવી ચૂક્યા છે. થોડીક હદીષો અહીં લખવામાં આવે છે.

(١٧٦) عَنْ مُعَاذٍ رضی اللہ عنہ قَالَ قُلْتُ يَارَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اَخْبِرْنِيْ بِعَمَلٍ يُدْخِلُنِي الْجَنَّةَ وَ يُبَاعِدُنِيْ مِنَ النَّارِ قَالَ لَقَدْ سَأَلْتَ عَنْ اَمْرٍ عَظِيْمٍ وَاِنَّهُ لَيَسِيْرٌ عَلٰى مَنْ يَّسَّرَهُ اللهُ تَعَالٰى عَلَيْهِ تَعْبُدُ اللهَ وَلَاتُشْرِكُ بِهٖ شَيْئًا وَتُقِيْمُ الصَّلٰوةَ وَتُؤْتِي الزَّكٰوةَ وَتَصُوْمُ رَمَضَانَ وَتَحُجُّ الْبَيْتَ ثُمَّ قَالَ اَلَا اَدُلُّكَ عَلٰى اَبْوَابِ الْخَيْرِ ؟ اَلصَّوْمُ جُنَّةٌ وَالصَّدَقَةُ تُطْفِئُ الْخَطِيْئَةَ كَمَا يُطْفِئُ الْمَاءُ النَّارَ وَصَلٰوةُ الرَّجُلِ فِيْ جَوْفِ اللَّيْلِ. ثُمَّ تَلَا تَتَجَافٰى جُنُوْبُهُمْ عَنِ الْمَضَاجِعِ ... حَتّٰى بَلَغَ يَعْلَمُوْنَ ثُمَّ قَالَ اَلَا اَدُلُّكَ بِرَأْسِ الْاَمْرِ وَعُمُوْدِهٖ وَذُرْوَةِ سَنَامِهٖ قُلْتُ بَلٰى يَا رَسُوْلَ اللهِ قَالَ رَأْسُ الْاَمْرِ الْاِسْلَامُ وَعُمُوْدُهُ الصَّلٰوةُ وَذُرْوَةُ سَنَامِهِ الْجِهَادُ. ثُمَّ قَالَ اَلَا اُخْبِرُكَ بِمِلَاكِ ذٰلِكَ كُلِّهٖ قُلْتُ بَلٰى يَا نَبِيَّ اللهِ فَاَخَذَ بِلِسَانِهٖ فَقَالَ كُفَّ عَلَيْكَ هٰذَا فَقُلْتُ يَا نَبِيَّ اللهِ وَاِنَّا لَمُؤَاخَذُوْنَ بِمَا نَتَكَلَّمُ بِهٖ قَالَ ثَكِلَتْكَ اُمُّكَ يَا مُعَاذُ وَهَلْ يَكُبُّ النَّاسَ فِي النَّارِ عَلٰى وُجُوْهِهِمْ اَوْ عَلٰى مَنَاخِرِهِمْ اِلَّا حَصَائِدُ اَلْسِنَتِهِمْ. (رواه احمد والترمذی وابن ماجه)

(૧૭૬) **તરજુમો** : હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મેં એક દિવસ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે, 'હઝરત ! મને એવો અમલ બતાવો, જેનાથી હું જન્નતમાં પહોંચી જાઉં અને દોઝખથી બચી જાઉં. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમે ઘણી મોટી વાત પૂછી છે, પરંતુ (મોટી અને ભારે હોવા છતાં) તે બંદાના માટે આસાન છે, જેના માટે અલ્લાહ તઆલા તેને સરળ કરે (અને તૌફીક આપે).' લો સાંભળો.

(સૌથી અગત્યની વાત તો એ છે કે દીનની આ બુનિયાદી કે પાયાની માંગોને ફિકર અને ગંભીરતાથી અદા કરો) અલ્લાહ તઆલાની ઈબાદત કરો અને તેની સાથે કોઈને ભાગીદાર ન કરો અને સારી રીતે (અને) દિલના ધ્યાનની સાથે) નમાઝ પઢયા કરો અને ઝકાત આપ્યા કરો અને રમઝાનના રોઝા રાખ્યા કરો અને અલ્લાહ તઆલાના ઘરની હજ કરો. પછી ફરમાવ્યું : શું હું તમને ભલાઈના દરવાજા પણ દેખાડું ? (જાણે જે કંઈ અત્યાર સુધી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બતાવ્યું તે તો ઈસ્લામના અરકાન (સ્થંભો) અને ફરાઈઝ (ફર્ઝો) હતા.)

તે પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, તમે ચાહો તો હું તમને ખૈરના અન્ય દરવાજા બતાવું (બહુ જોગે એથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુરાદ નફલ ઈબાદતો હતી, જેમ કે હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ની તલબ જોઈને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને ફરમાવ્યું, રોઝહ (ગુનાહોથી અને દોઝખની આગથી બચાવનારી) ઢાલ છે અને સદકહ ગુનાહને (અને ગુનાહથી પેદા થનારી આગને) એ રીતે ઓલવી નાખે છે, જે રીતે પાણી આગને ઓલવી નાખે છે અને રાતના વચલા ભાગની (એટલે તહજ્જુદની નમાઝનો પણ એ જ હાલ છે અને ભલાઈનાં કામોમાં તેનું અતિ વિશેષ સ્થાન છે). પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (તહજ્જુદ અને સદકહની ફઝીલતના સિલસિલામાં) સૂરએ સિજદહની (તે) આયત પઢી, જેનો મતલબ આ મુજબ છે :

'અમારા ઈમાનવાળા બંદાઓનો હાલ આ હોય છે કે રાત્રિઓમાં તેઓ પોતાની પથારીઓને છોડીને ડર અને ઉમ્મીદની સાથે અમારી બંદગી અને અમારાથી દુઆ કરવામાં મશગૂલ–વ્યસ્ત રહે છે અને અમે જે થોડું–ઘણું તેમને આપ્યું છે તેઓ તેમાંથી અમારા રસ્તામાં પણ ખર્ચ કરે છે (અર્થાત્ સદકહ અને ખયરાત કરે છે. તેમનાં ભલાં કામોના બદલામાં જે નેઅમતો અને આંખોને ઠંડી કરનાર જે સામાન ગેબના પરદામાં (અદશ્ય જગત–આખિરતમાં) રાખવામાં આવ્યો છે, તેને કોઈ પણ નથી જાણતું. બસ, અલ્લાહ

તઆલાને જ તેની જાણ છે.'

પછી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'શું હું તમને મુઆમલાનું (એટલે દીનનું) માથું અને ઉમૂદ એટલે સ્થંભ અને ઉચ્ચ શિખર બતાવી દઉં ?' (હઝરત મુઆઝ રદિયલ્લાહુ અન્હૂ કહે છે) મેં અરજ કરી : 'હુઝૂર ! જરૂર બતાવી દો !' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'દીનનું માથું કે છેડો ઈસ્લામ છે અને તેનો સ્થંભ નમાઝ છે અને તેનું ઉચ્ચ શિખર જિહાદ છે.' પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'શું હું તમને તે ચીજ પણ બતાવી દઉં, જેના પર જાણે આ સૌનો આધાર છે ?'

(હઝરત મુઆઝ રદિયલ્લાહુ અન્હૂ કહે છે) મેં અરજ કરી : 'હુઝૂર ! તે પણ અવશ્ય બતાવી દો.' તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની ઝબાન પકડી અને ફરમાવ્યું : 'તેને રોકો (એટલે પોતાની ઝબાનને કાબૂમાં રાખો.) તે ચાલવામાં બેબાક અને અસાવચેત ન થાય.' મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે) મેં અરજ કરી : 'હુઝૂર ! અમે જે વાતો કરીએ છીએ, શું તેમના પર પણ અમારાથી પૂછ થશે ?'

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'હે મુઆઝ ! તને તારી માં રડે (અરબી બોલચાલમાં એ પ્યાર માટેનો શબ્દ છે). માનવીને તેમના મોઢાભેર અથવા ફરમાવ્યું કે તેમના નાકભેર દોઝખમાં (મોટા ભાગે) તેમની ઝબાનોની બેબાકીની વાતો જ નખાવશે.'

(મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી, સુનને ઈબ્ને માજહ)

**ખુલાસો** : આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈસ્લામને આ હદીષમાં દીનનું માથું બતાવ્યું છે. બ–ઝાહિર અત્રે ઈસ્લામથી મુરાદ ઈસ્લામનો સ્વીકાર અને તેને પોતાનો દીન બનાવવો છે. મતલબ એ છે કે જો કોઈ માણસ સારા અમલ કરે અને તેના અખલાક–સંસ્કાર તથા મુઆમલાત પણ ઠીક હોય, પરંતુ તે ઈસ્લામને પોતાનો દીન ન બનાવે, તો તેની મિષાલ કે ઉદાહરણ એક એવા શરીરના જેવું છે જેના હાથ–પગ વગેરે સૌ હોય,

પરંતુ માથું કપાયેલું હોય.

પછી નમાઝને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દીનનો સ્થંભ બતાવી તેનો મતલબ આ છે કે જે રીતે કોઇ ઘર થાંભલા કે ટેકા વિના ઊભું નથી રહી શકતું, એ જ રીતે નમાઝ વિના દીન કાયમ નથી રહી શકતો. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જિહાદ–ધર્મયુદ્ધને દીનનું સર્વોચ્ચ શિખર ફરમાવ્યું. દેખીતું છે કે દીનની બુલંદી જિહાદ પર જ મૌકૂફ કે અવલંબિત છે.

હદીષનો અંત ભાગ જેના લઈને અત્રે આ હદીષને લખવામાં આવી છે – આ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'આ સઘળી ચીજોનો આધાર એના પર છે કે આદમી પોતાની ઝબાનની હિફાઝત કરે અર્થાત્ ઝબાનની બેબાકીઓ કે નિરંકુશતાઓ એ સઘળા નેક અમલોને વજન વિનાના અને બેનૂર કરી દે છે.'

પછી જ્યારે હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હૂ)ને એ સાંભળીને નવાઇ લાગી અને તેમણે પૂછયું કે, 'શું વાતો પર પણ અમારી પકડ થશે ?' તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'માનવીને જહન્નમમાં ઊંધા મોંએ બહુધા ઝબાનની જ અસાવચેતીઓ અને નિરંકુશતાઓના કારણે જ નાખવામાં આવશે.' આજે પણ પ્રત્યેક જોનાર પોતાની આંખે જોઈ શકે છે કે જે મોટા મોટા ગુનાહ વબાની જેમ આમ–સર્વ કે વ્યાપક છે અને જેમનાથી બચનારા ખૂબ જ ઓછા છે, તે ગુનાહોનો સંબંધ મોટે ભાગે ઝબાન અને મોંથી જ છે.

(١٧٧) عَنْ اَبِيْ سَعِيْدٍ رَفَعَهٗ قَالَ اِذَا اَصْبَحَ ابْنُ اٰدَمَ فَاِنَّ الْاَعْضَاءَ كُلَّهَا تُكَفِّرُ اللِّسَانَ فَتَقُوْلُ اِتَّقِ اللّٰهَ فِيْنَا فَاِنَّا نَحْنُ بِكَ فَاِنِ اسْتَقَمْتَ اِسْتَقَمْنَا وَاِنِ اعْوَجَجْتَ اِعْوَجَجْنَا. (رواه الترمذى)

(૧૭૭) **તરજુમો** : હઝરત અબૂ સઈદ ખુદ્‌રી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, તેઓ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે

કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, જ્યારે માણસ સવાર કરે છે, તો તેના સઘળા અવયવો આજિઝી અને શરમિંદગીથી ઝબાનને કહે છે કે, (અલ્લાહની બંદી ! અમારા પર રહમ કર) અને અમારા વિશે અલ્લાહ તઆલાથી ડર, કારણ કે અમે તારી જ સાથે બંધાયેલા છીએ. તું ઠીક રહી તો અમે પણ ઠીક રહીશું અને જો તેં ખોટી રાહ લીધી તો અમે પણ ખોટી રાહ લઈશું (અને પછી તેની સજા ભોગવીશું). (જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : આ હદીષમાં બતાવવામાં આવ્યું છે કે ઝબાનની આ અગત્યને લઈને જ દરરોજ માનવીના બધા અંગો ઝબાનથી બોલીને કે હાલત દર્શાવીને અરજ કરે છે કે અલ્લાહ તઆલાની બંદી ! અમારી દુરુસ્તી અને કામિયાબી અને અમારો સારો–નરસો અંજામ તારી જ સાથે સંકળાયેલો છે. માટે અમારા પર રહમ કર અને અલ્લાહ તઆલાથી નીડર થઈને નિરંકુશ ન ચાલ, નહિતર તારી સાથે અમે પણ હક તઆલા શાનુહૂના અઝાબમાં પકડાઈ જઈશું.

એક બીજી મશહૂર હદીષમાં માનવીય અવયવોમાંથી દિલની એ વિશેષતા વર્ણવવામાં આવી છે કે, 'માનવીનું આખું શરીર અને તેના સઘળા અવયવોનો સુધાર અને બગાડ તેના દિલના સુધાર કે બગાડ સાથે સંકળાયેલો છે', પરંતુ આ બન્નેય વાતોમાં કોઈ વિરોધાભાસ અને ટકરાવ નથી. મૂળ તો દિલ જ છે, પરંતુ જાહેરી અવયવોમાં ઝબાન જ તેની વિશેષ કે ખાસ પ્રતિનિધિ છે. આ કારણે બન્નેયની હકીકત એ જ છે કે, જો તે ઠીક છે તો ખૈરિયત છે અને જો તેમાં બગાડ અને વાંકાપણું છે તો પછી માનવીની ખૈર નથી.

(١٧٨) عَنْ سَهْلِ بْنِ سَعْدٍ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

مَنْ يَضْمَنْ لِي مَا بَيْنَ لِحْيَيْهِ وَمَا بَيْنَ رِجْلَيْهِ أَضْمَنْ لَهُ الْجَنَّةَ. (رواه البخاری)

(૧૭૮) **તરજુમો** : હઝરત સહલ બિન સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'જે

માણસ ઝિમ્મેદારી લઈ લે પોતાની ઝબાન અને શર્મગાહની (કે એ બન્નેયનો દુરુપયોગ ન થશે) તો હું તેના માટે ઝિમ્મેદારી લઉં છું જન્નતની.'

(સહીહ બુખારી શરીફ)

**ખુલાસો** : માનવીય અવયવોમાં ઝબાન ઉપરાંતના દુરુપયોગથી જે અવયવની હિફાઝતને વિશેષ અગત્યતા પ્રાપ્ત છે તે માનવીની શર્મગાહ કે ગુપ્તાંગ છે, તેથી હદીષ શરીફમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બન્નેય વિશે ફરમાવ્યું છે કે, 'જે બંદો એની ઝિમ્મેદારી લઈ લે કે તેના ગલત ઉપયોગથી પોતાની ઝબાનની પણ હિફાઝત કરશે અને નફસની શહવત કે ખ્વાહિશને પણ અલ્લાહ તઆલાના હુકમોની પાબંદ રાખશે, તો હું તેના માટે અલ્લાહ તઆલાના તરફથી જન્નતની ઝિમ્મેદારી લઈ શકું છું.'

અત્રે ફરી એ વાતનું ધ્યાન રહે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈરશાદોનું સંબોધન (ખિતાબ) તે ઈમાનીઓથી હતું, જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તાલીમ–તલ્કીનથી આ પાયાની હકીકતને સમજી ચૂક્યા હતા કે આ પ્રકારના વાયદાઓનો સંબંધ ફક્ત તે લોકોથી છે, જેઓ ઈમાનવાળા છે તથા ઈમાનના પાયાના તકાઝાઓને પણ પૂરા કરતા હોય.

(١٧٩) عَنْ سُفْيَانَ بْنِ عَبْدِ اللهِ الثَّقَفِّيِ قَالَ قُلْتُ يَارَسُوْلَ اللهِ
مَا اَخْوَفُ مَا تَخَافُ عَلَيَّ قَالَ فَاَخَذَ بِلِسَانِ نَفْسِهٖ وَقَالَ هٰذَا. (رواه الترمذى)

(૧૭૯) **તરજુમો** : હઝરત સુફયાન સકફી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી : 'હુઝૂર ! મારા વિશે જે બાબતોનો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખતરો હોઈ શકે છે, તેમાં વધારે ખતરનાક અને બિહામણી શું બાબત છે ?' સુફયાન (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની બરકતવંત ઝબાનને પકડી ફરમાવ્યું કે, 'સૌથી વધુ ખતરો કે ડર આનાથી છે.'

(જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : મતલબ એ છે કે તમારાથી કોઇ બીજી બુરાઈનો તો વધારે ડર નથી. હા, એ ડર છે કે તમારી ઝબાન ક–સમયે ચાલે, તેથી તેનાથી સાવચેત રહેજો. શક્ય છે કે પ્રશ્ન કરનાર હઝરત સુફયાનની ઝબાન કંઈક તેજ હોય, તેથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમનાથી ફરમાવ્યું હોય. અલ્લાહ તઆલા વધુ અને બેહતર જાણનાર છે.

(۱۸۰) عَنْ عَبْدِ اللهِ بْنِ عَمْرٍو رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ صَمَتَ نَجَا.

(رواه احمد والترمذی والدارمی والبیهقی فی شعب الایمان)

(૧૮૦) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જે ચૂપ રહ્યો તે નજાત કે મુક્તિ પામ્યો.'

(મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી, મુસ્નદે દારિમી, બયહકી કૃત શુઅબુલ્ ઈમાન)

**ખુલાસો** : મતલબ એ છે કે જે માણસે ખરાબ અને ફુઝૂલ વાતોથી ઝબાનને રોકી, તે બરબાદીની ખીણમાં ગબડવાથી બચી ગયો. ઉપર હદીષ જોઈ કે, 'માનવીને જહન્નમમાં બહુધા ઝબાનની જ બેબાકીઓને કારણે ઊંધા મોંએ નાખવામાં આવશે.'

(۱۸۱) عَنْ عُقْبَةَ بْنِ عَامِرٍ قَالَ لَقِيْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَقُلْتُ مَا النَّجَاةُ ؟ فَقَالَ اَمْلِكْ عَلَيْكَ لِسَانَكَ ، وَلْيَسَعْكَ بَيْتُكَ وَابْكِ عَلٰى خَطِيْئَتِكَ. (رواه احمد والترمذی)

(૧૮૧) **તરજુમો** : હઝરત ઉક્બહ બિન આમિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હું હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં ઉપસ્થિત–હાજર થયો અને અરજ કરી કે, હુઝૂર ! (મને બતાવી દો કે) નજાત કે મુક્તિ મેળવવાનો ઉપાય શું છે ?' (નજાત માટે મારે કયા કયા કામ કરવાં જોઈએ ?') આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ

ફરમાવ્યો : 'પોતાની ઝબાનને કાબૂમાં રાખો (તે ક–સમયે ન ચાલે) અને તમારા ઘરમાં તમારા માટે ગુંજાઈશ હોવી જોઈએ અને પોતાના ગુનાહો પર અલ્લાહ તઆલાની સામે રડયા કરો.' (જામિઅ્ તિરમિઝી શરીફ)

**ખુલાસો** : ઝબાન પર કાબૂ રાખવાનો અને પોતાના ગુનાહો પર રડવાનો મતલબ તો સ્પષ્ટ છે, પરંતુ એ બે ઉપરાંત ત્રીજી નસીહત જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવી કે, 'તમારા ઘરમાં તમારા માટે ગુંજાઈશ હોવી જોઈએ.' એનો મતલબ આ છે કે, જ્યારે બહારનું કોઈ કામ ન હોય તો રખડેલ અને બેફિક્રાઓની જેમ બહાર આવારા ન ફર્યા કરો, બલકે પોતાના ઘર અને બાલ–બચ્ચાંઓમાં રહીને ઘરના કામકાજને જોતા રહો અને અલ્લાહ તઆલાની ઈબાદત કરતા રહો.

અનુભવ ગવાહ છે કે જરૂરત વિના બહાર રખડવું સેંકડો ખરાબીઓ અને ફિત્નાઓનો સબબ બની જાય છે.

(۱۸۲) عَنْ اَنَسٍ عَنْ رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ يَا اَبَاذَرٍّ اَلَا اَدُلُّكَ عَلٰى خَصْلَتَيْنِ هُمَا اَخَفُّ عَلَى الظَّهْرِ وَاَثْقَلُ فِي الْمِيْزَانِ؟ قَالَ قُلْتُ بَلٰى قَالَ طُوْلُ الصَّمْتِ وَحُسْنُ الْخُلُقِ. وَالَّذِىْ نَفْسِىْ بِيَدِهٖ مَا عَمِلَ الْخَلَائِقُ بِمِثْلِهِمَا.

(رواه البيهقى فى شعب الإيمان)

(૧૮૨) **તરજુમો** : હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)ને સંબોધીને ફરમાવ્યું : હું તમને એવી બે આદતો બતાવી દઉં, જે પીઠ પર ખૂબ હલકી છે (તેને અપનાવવામાં માનવી પર કંઈ વધારે બોજ નથી પડતો) અને અલ્લાહ તઆલાના ત્રાજવામાં તે ખૂબ ભારે હશે.' હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે કે, મેં અરજ કરી કે, 'હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તે બન્નેય ટેવો અવશ્ય બતાવી દો.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : (૧) વધારે ખામોશ રહેવાની ટેવ અને (૨) ઉમદા અખ્લાક કે સુસંસ્કાર.

કસમ છે તે પાક ઝાતની જેના કબજામાં મારો જીવ છે, મખ્લૂકાતના આ'માલમાં એ બન્નેય ચીજો અજોડ છે.' (બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : જેમ કે આગળ આવી ગયું છે, વધારે ચૂપ રહેવાનો મતલબ એ જ છે કે, જરૂરત વિનાની અને અયોગ્ય અને નાપસંદીદહ વાતોથી માણસ પોતાની ઝબાનને રોકી રાખે. જે માણસની એ રીત હશે, કુદરતી રીતે તે મિતભાષી કે ઓછું બોલનાર હશે અને વધારે ખામોશ રહેનાર.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ દુનિયામાં સૌથી વધારે બોલવાની જરૂરત હતી કે કિયામત સુધી પેદા થનાર ઈન્સાનો માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને હિદાયાત દેવાની હતી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ જરૂરતથી બોલવામાં કશી કમી ન રાખતા હતા. બતાવવાની દરેક નાની–મોટી વાત બતાવતા હતા, પરંતુ તે છતાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જોવાવાળા સહાબા (રદિયલ્લાહુ અન્હૂ)એ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ હાલ બતાવ્યો છે કે, 'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઘણાં વધારે ચૂપ રહેતા હતા.' એક બીજી હદીષમાં છે કે, 'આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે જ વાત કરતા હતા, જેના પર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સવાબની ઉમ્મીદ રહેતી હતી.'

(١٨٣) عَنْ عِمْرَانَ بْنِ حِطَّانَ قَالَ اَتَيْتُ اَبَا ذَرٍّ فَوَجَدْتُّهٗ فِى الْمَسْجِدِ مُحْتَبِيًا بِكِسَاءٍ اَسْوَدَ وَحْدَهٗ فَقُلْتُ يَآاَبَا ذَرٍّ مَا هٰذِهِ الْوَحْدَةُ ؟ فَقَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ الْوَحْدَةُ خَيْرٌ مِّنْ جَلِيْسِ السُّوْءِ وَالْجَلِيْسُ الصَّالِحُ خَيْرٌ مِّنَ الْوَحْدَةِ وَاِمْلَاءُ الْخَيْرِ خَيْرٌ مِّنَ السُّكُوْتِ وَالسُّكُوْتُ خَيْرٌ مِّنْ اِمْلَاءِ الشَّرِّ. (رواه البيهقى فى شعب الإيمان)

(૧૮૩) **તરજુમો** : હઝરત ઈમરાન બિન હત્તાન તાબિઈ (રહ્મતુલ્લાહિ અલયહ)થી રિવાયત છે કે, હું એક દિવસ હઝરત અબૂ ઝર

ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)ની સેવામાં હાજર થયો, તો મેં તેમને મસ્જિદમાં એ હાલતમાં જોયા કે એક કાળી કામળી લપેટીને તદન એકલા બેઠા છે. મેં અરજ કરી : 'હે અબૂ ઝર ! આ કેવું એકાંત છે ?' (એટલે આપે સંપૂર્ણ એકલા અને સૌથી અલગ રહેવાનું કેમ પસંદ કર્યું છે ?)'

તેમણે જવાબ આપ્યો કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા કે, 'બુરા સાથીઓની સાથે બેસવાથી એકલું રહેવું સારું છે અને સારા સાથીની પાસે બેસવું એકાંતથી સારું છે અને કોઈને સારી વાતો બતાવવી ચૂપ રહેવાથી બેહતર છે અને ખરાબ વાતો કરવાથી બેહતર ખામોશ રહેવું છે.'

(બય્હકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : આ હદીષમાં એ વાત વધારે ખુલાસાની સાથે આવી ગઈ છે કે ખામોશીની જે ફઝીલત કે મહિમા છે, તે ખરાબ વાતો કરવાના મુકાબલામાં છે અને સારી વાતો કરવી ખામોશીથી શ્રેષ્ઠ કે અફઝલ છે. એ જ રીતે આ વાત પણ ખુલીને આવી ગઈ છે કે, ખરાબ લોકોની સાથે બેસવાથી સારું એકાંત છે, પરંતુ નેક લોકોની સોહબત એકાંતથી બેહતર કે સારી છે.

**ફાયદો** : અત્રે આ નુક્તો સમજી લેવાનો છે કે, અલ્લાહ રબ્બુલ આલમીનના બંદાઓની તબીઅતો અને તેમની આવડતો તથા પસંદગીઓ અનેકવિધ છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તાલીમ એવી હકીમાનહ અને જામિઅ્ કે સર્વગ્રાહી છે કે વિવિધ તબીઅતો અને વિવિધ પસંદગીઓ ધરાવનાર અલ્લાહ તઆલાના બંદાઓ પોતપોતાની રુચિ મુજબ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પેરવી કરીને અલ્લાહ તઆલાની નિકટતા (કુર્બ) અને રઝાના ઉચ્ચથી ઉચ્ચ મકામાત કે સ્થાન પ્રાપ્ત કરી શકે છે.

**ઉદાહરણ** : કેટલાકનો સ્વભાવ અને રુચિ એવાં હોય છે કે, જે પ્રકારના લોકોને તેઓ પસંદ ન કરતા હોય, તેમનાથી મળવું તેમને ભારે લાગે છે અને તેમાં પોતાનું અહિત કે નુકસાન જુએ છે. એવા લોકોના માટે આ તાલીમ

અને માર્ગદર્શન હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું હાજર છે, જેનું વર્ણન ઉપરની હદીષમાં હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)એ કર્યું છે અને જેના પર ખુદ તેમનો અમલ હતો.

જ્યારે કેટલાક લોકો પોતાની પ્રકૃતિ અને તબીઅતના લિહાઝથી એવા હોય છે કે, જે લોકોની ચાલ–ચલગતને તેઓ પસંદ ન કરતા હોય, તેમની પણ સુધારણા અને દુરુસ્તીના માટે તેમની મુલાકાત અને તેમની બુરી અસરોથી પોતાના બચાવ સાથે તેમનાથી મેળ–મિલાપ અને વિવિધ રૂપોમાં તેમની સેવાઓ કરવી તેમના માટે મુશ્કેલ નથી હોતું, બલકે તેમને તેનાથી લગાવ હોય છે, તેમના માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અન્ય હદીષોમાં (જે પોતાના સ્થળે આવશે,) એ જ કાર્ય પદ્ધતિની તાલીમ આપી છે અને બહુધા સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) જેઓ હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)ની જેમ એકાંતપ્રિય ન હતા, તેમનો તર્ઝે અમલ કે કાર્યપદ્ધતિ એ જ હતી.

સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) અને પાછળના બુઝુર્ગોના તર્ઝે અમલમાં જે વિવિધતા અને રંગારંગી ક્યાંક ક્યાંક દેખાય છે, તેની હકીકત બસ એટલી જ છે કે અલ્લાહ તઆલાએ બનાવેલી તબીઅતોના કુદરતી ફર્ક અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તાલીમો–તરબિયતની સર્વગ્રાહિતા (જામિઈય્યત) અને પરિપૂર્ણતા (કામિલિય્યત)નું તે સ્વાભાવિક પરિણામ છે.

જે લોકો પોતાની સંકુચિત દૃષ્ટિથી સૌને એક જ હાલત અને સંપૂર્ણ એક જ રંગમાં જોવા માંગે છે, હકીકતમાં તેમણે દીનની વિશાળતા, નબવી તાલીમની સર્વગ્રાહિતા અને પરિપૂર્ણતા અને અલ્લાહ તઆલાની કાઈનાતી તથા શરીઅતી મસ્લિહત પર મનન નથી કર્યું.

## તર્કે માલા યઅ્ની (નિરર્થક કાર્યોનો ત્યાગ) છોડવું :

(١٨٤) عَنْ عَلِيِّ بْنِ الْحُسَيْنِ رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مِنْ حُسْنِ إِسْلَامِ الْمَرْءِ تَرْكُهُ مَالَا يَعْنِيْهِ. (رواه مالك واحمد ورواه ابن ماجة عن ابي هريرة والترمذى والبيهقى فى شعب الإيمان عنهما)

(૧૮૪) **તરજુમો** : હઝરત અલી બિન હુસૈન (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'માનવીના ઈસ્લામની ખૂબી અને કમાલમાંથી આ પણ છે કે જે વાત તેના માટે જરૂરી અને લાભદાયી ન હોય તેને છોડી દે (એ જ રીતે એવા કામને પણ છોડી દે).

**ખુલાસો** : મતલબ કે બે–જરૂરત અને બે–ફાયદા વાતો અને નકામાં કામોથી પોતાને બચાવવું ઈમાનના કમાલનો તકાઝો અને માનવીના ઈસ્લામની રોનક અને શણગાર છે, એ જ ટેવનું સંક્ષિપ્ત (ટૂંકું) પારિભાષિક શીર્ષક 'તર્કે માલા યઅ્‌ની (નિરર્થક કામોનો ત્યાગ)' છે.

**ચુગલખોરી** : જે ખરાબ ટેવોનો સંબંધ ઝબાનથી છે અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જેમને સંગીન અને મોટા ગુનાહ ઠરાવ્યા છે અને જેમનાથી બચવાની આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સખત તાકીદ ફરમાવી છે, તેમાંથી એક ચાડી–ચુગલી પણ છે. અર્થાત્ કોઈની એવી વાત બીજાને પહોંચાડવી જે પહેલાંથી બીજાને બદગુમાન અને નારાજ કરીને આપસના સંબંધોને ખરાબ કરે, તેને ચુગલખોરી કહે છે.

(١٨٥) عَنْ حُذَيْفَةَ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ

لَا يَدْخُلُ الْجَنَّةَ قَتَّاتٌ. (رواه البخاری وفی روایة مسلم نَمَّامٌ)

(૧૮૫) **તરજુમો** : હઝરત હુઝયફહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે, આપ ફરમાવતા હતા : 'ચુગલખોર જન્નતમાં દાખલ નહીં થઈ શકે.'

(સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : મતલબ એ છે કે ચાડી–ચુગલીની આદત તે સંગીન ગુનાહોમાંથી છે, જે જન્નતના પ્રવેશમાં આડ બનનાર છે. કોઈ માણસ એ ગંદી અને શયતાની ટેવની સાથે જન્નતમાં ન જઈ શકશે. હા, જો અલ્લાહ તઆલા પોતાના ફઝલો–કરમથી કોઈને માફ કરીને કે સજા આપીને તેને

પાક કરી દે, તો પછી જન્નતમાં દાખલ થઇ શકે છે.

(۱۸۶) عَنْ عَبْدِ الرَّحْمٰنِ بْنِ غَنْمٍ وَاَسْمَاءَ بِنْتِ يَزِيْدَ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ خِيَارُ عِبَادِ اللّٰهِ الَّذِيْنَ اِذَا رُأُوْا ذُكِرَ اللّٰهُ وَشِرَارُ عِبَادِ اللّٰهِ الْمَشَّاؤُوْنَ بِالنَّمِيْمَةِ الْمُفَرِّقُوْنَ بَيْنَ الْاَحِبَّةِ الْبَاغُوْنَ الْبُرَاءَ الْعَنَتَ.

(رواه احمد والبيهقى فى شعب الإيمان)

(૧૮૬) **તરજુમો** : હઝરત અબ્દુર્રહમાન અને અસ્મા બિન્તે યઝીદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'અલ્લાહ તઆલાના બેહતરીન બંદા તે છે, જેમને જોઈને અલ્લાહ તઆલા યાદ આવે અને બદતરીન બંદા તે છે, જેઓ ચુગલી કરનારા અને દોસ્તોમાં જુદાઈ નાખનારા છે અને જેઓની કોશિશ રહે છે કે અલ્લાહ તઆલાના પાક બંદાઓને કોઈ ગુનાહમાં આલૂદહ અથવા કોઈ મુસીબત અને પરેશાનીમાં સંડોવી દે.'

(મુસ્નદે અહમદ, શુઅ્બુલ્ ઈમાન લિલ્ બય્હકી)

**ખુલાસો** : આ હદીષમાં અલ્લાહ તઆલાના સારા બંદાઓની અર્થાત્ અલ્લાહવાળાઓની નિશાની આ બતાવી છે કે તેમને જોવાથી અલ્લાહ તઆલા યાદ આવે અને બદતરીન ઈન્સાન તેમને બતાવ્યા છે, જે ટેવથી ચુગલખોર હોય અને ચાડી–ચુગલી કરીને દોસ્તોમાં ફૂટ પડાવવી જેમનો સ્વભાવ અને મનપસંદ ધંધો હોય અને જે અલ્લાહ તઆલાના બંદાઓને બદનામ અને પરેશાન કરવા પાછળ લાગેલા રહેતા હોય.

માનવીને જોઈએ કે તે સોબત અને મુહબ્બતના માટે એવા અલ્લાહવાળાઓને તલાશ કરે, જેમના જોવાથી ગફલત દૂર થાય અને અલ્લાહ તઆલા યાદ આવે અને જેમની પાસે બેસવાથી દિલ જીવંત બને અને તેમાં જાગૃતિ પેદા થાય. એથી ઊલટું, જેઓ અલ્લાહ તઆલાને નથી ઓળખતા અને મૂઝી લોકો–જેઓ બીજાઓની બુરાઈમાં લાગેલા રહેતા હોય, તેમનાથી અને તેમની બુરી અસરોથી પોતાને બચાવવાની ચિંતા કરતો રહે.

(١٨٧)عَنِ ابْنِ مَسْعُوْدٍ رَضِىَ اللهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لَايُبَلِّغُنِىْ اَحَدٌ مِنْ اَصْحَابِىْ عَنْ اَحَدٍ شَيْئًا فَاِنِّىْ اُحِبُّ أَنْ أَخْرُجَ اِلَيْكُمْ وَاَنَاسَلِيْمُ الصَّدْرِ. (رواه ابوداؤد)

(૧૮૭) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'મારા સાથીઓમાંથી કોઈ, કોઈ અન્યની વાત મને ન પહોંચાડયા કરે. હું પસંદ કરું છું કે જ્યારે તમારી પાસે આવું તો મારું દિલ (સૌના તરફથી સાફ) અને રોગ વિનાનું હોય.' (સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષ મારફત ઉમ્મતને બોધ આપ્યો કે, બીજાઓના વિશે એવી વાતો સાંભળવાથી પણ માનવીએ બચવું જોઈએ, જેનાથી તેના દિલમાં બદગુમાનીનો મેલ અને રંજીશ વગેરે પેદા થવાની શક્યતા હોય. (હા, જે મોકાઓ પર શરઈ જરૂરત અને દીની મસ્લિહતનો તકાઝો એવી વાતો કહેવા કે સાંભળવાનો હોય, તેવા પ્રસંગો એમાંથી બાકાત રહેશે.)

## ગીબત–નિંદા અને બોહતાન :

જે પ્રકારની ખરાબીઓ અને જે ખતરનાક પરિણામો ચાડી–ચુગલીથી નીકળે છે, તેવા જ; બલકે તેમનાથી પણ વધારે સંગીન પ્રકારના નતીજા ગીબત કરવા અને કોઈના પર તોહમત લગાડવાથી પેદા થાય છે. ગીબત કે નિંદા આ છે કે કોઈ ભાઈની એવી વાત યા તેના કોઈ એવા કામ કે હાલતનું વર્ણન કરવામાં આવે, જેના વર્ણનથી તેને નારાજગી અને તકલીફ થાય અને જેના કારણે તે માણસને તુચ્છ, ઝલીલ અને ગુનેહગાર સમજવામાં આવે.

હવે ગીબતથી એક માનવીની રુસ્વાઈ અને બદનામી થાય છે અને તેને રૂહાની કે આત્મિક તકલીફ પહોંચે છે અને દિલોમાં ફિત્ના–ફસાદનું બીજ રોપાઈ છે, જેના પરિણામો કેટલીક વાર અતિ ભયાનક અને દૂરગામી નીકળે છે, એ કારણે નિંદાને પણ અતિ સંગીન ગુનાહ ઠરાવાયો છે અને તેની

અતિ બુરાઈ અને ગંદકીને સમજાવવા માટે કુર્આન–હદીષમાં 'પોતાના મરેલા ભાઈના ગોશ્ત ખાવા'થી તેનું ઉદાહરણ આપવામાં આવ્યું છે. સારાંશ કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નિંદાને પોતાની તાલીમમાં ખૂબ ઝલીલ, બદ અખ્લાકી અને કબીરહ ગુનાહ ઠરાવ્યો છે.

જ્યારે બોહતાન કે તોહમતનો દરજ્જો એથી પણ આગળનો છે. બોહતાન એનું નામ છે કે, અલ્લાહ તઆલાના કોઈ બંદાની તરફ એવી કોઈ બુરાઈ કે બદ અખ્લાકીની નિસ્બત કરવામાં આવે, જેનાથી તે સંપૂર્ણ અલગ અને પાક હોય. દેખીતું છે કે એ મોટી બદબખ્તીની વાત છે અને એવું કરનારા અલ્લાહ તઆલાના તથા તેના બંદાઓના ખૂબ મોટા ગુનેહગાર છે. આટલી પ્રસ્તાવના પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની એ વિશેની થોડીક હદીષો જુઓ.

(١٨٨) عَنْ أَبِي بَرْزَةَ الْاَسْلَمِيِّ رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَامَعْشَرَ مَنْ اٰمَنَ بِلِسَانِهٖ وَلَمْ يَدْخُلِ الْاِيْمَانُ قَلْبَهٗ لَاتَغْتَابُوْا الْمُسْلِمِيْنَ وَلَا تَتَّبِعُوْا عَوْرَاتِهِمْ فَاِنَّهٗ مَنِ اتَّبَعَ عَوْرَاتِهِمْ يَتَّبِعِ اللهُ عَوْرَتَهٗ وَمَنْ يَّتَّبِعِ اللهُ عَوْرَتَهٗ يَفْضَحْهُ فِيْ بَيْتِهٖ. (رواه ابوداؤد)

(૧૮૮) **તરજુમો** : હઝરત અબૂ બરઝહ અસ્લમી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'હે તે લોકો ! જે ઝબાનથી ઈમાન લાવ્યા છો અને ઈમાન હજુ તેમનાં દિલોમાં નથી ઊતર્યું, મુસલમાનોની ગીબત ન કર્યા કરો અને તેમના છુપા ઐબોની પાછળ ન પડો (અર્થાત્ તેમની છૂપી ખામીઓની તલાશમાં લાગવા અને તેમને ફેલાવવામાં દિલચસ્પી ન લો), કારણ કે જે એવું કરશે, તો અલ્લાહ તઆલાનો મુઆમલો પણ તેની સાથે એવો જ રહેશે અને જેની સાથે અલ્લાહ તઆલા તરફથી એ મુઆમલો થશે તેને તેના ઘરમાં રુસવા–ઝલીલ કરી દેશે. (સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : આ હદીષ શરીફથી જણાયું કે કોઈ મુસલમાનની નિંદા

અને તેના ઐબો અને ખામીઓને ફેલાવવામાં રસ લેવો હકીકતમાં એક એવી મુનાફિકાનહ હરકત કે ચેષ્ટા છે, જે ફક્ત એવા જ લોકોથી જાહેર થઈ શકે છે, જે ફક્ત મોઢાનાં મુસલમાન હોય અને ઈમાન તેમનાં દિલોમાં ન ઊતર્યું હોય.

(١٨٩) عَنْ اَنَسِ بْنِ مَالِكٍ ﷺ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ : لَمَّا عُرِجَ بِيْ مَرَرْتُ بِقَوْمٍ لَهُمْ اَظْفَارٌ مِنْ نُحَاسٍ يَخْمِشُوْنَ وُجُوْهَهُمْ وَصُدُوْرَهُمْ ، فَقُلْتُ مَنْ هٰؤُلَاءِ يَاجِبْرِيْلُ ؟ قَالَ هٰؤُلَاءِ الَّذِيْنَ يَأْكُلُوْنَ لُحُوْمَ النَّاسِ وَيَقَعُوْنَ فِيْ اَعْرَاضِهِمْ. (رواه ابوداؤد)

(૧૮૯) **તરજુમો** : હઝરત અનસ બિન માલિક (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'જ્યારે મને મેઅરાજ–આકાશારોહણનું સૌભાગ્ય પ્રાપ્ત થયું, તો હું અમુક એવા લોકોની પાસેથી પસાર થયો, જેમના નખ લાલ તાંબા જેવા હતા, જેમનાથી તેઓ પોતાના મોઢાંઓ અને છાતીઓને ઝખ્મી કરી રહ્યા હતા. મેં હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)ને પૂછયું : 'આ કોણ લોકો છે ? જે આટલા સખ્ત અઝાબમાં સપડાયેલા છે ?' હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)એ કહ્યું કે, 'એ તે લોકો છે, જે જિંદગીમાં લોકોનો ગોશ્ત ખાયા કરતા હતા (એટલે કે અલ્લાહ તઆલાના બંદાઓની ગીબત કર્યા કરતા હતા) અને તેમની ઈઝઝત–આબરૂઓથી રમતા હતા.' (સુનને અબી દાવૂદ)

(١٩٠) عَنْ اَبِيْ سَعِيْدٍ وَجَابِرٍ رَضِىَ اللهُ عَنْهُمَا قَالَا قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ : اَلْغِيْبَةُ اَشَدُّ مِنَ الزِّنَا : قَالُوْا: يَارَسُوْلَ اللهِ وَ كَيْفَ الْغِيْبَةُ اَشَدُّ مِنَ الزِّنَا ؟ قَالَ : اِنَّ الرَّجُلَ لَيَزْنِيْ فَيَتُوْبُ فَيَتُوْبُ اللهُ عَلَيْهِ (وَفِيْ رِوَايَةٍ فَيَتُوْبُ فَيَغْفِرُ اللهُ لَهُ) وَاِنَّ صَاحِبَ الْغِيْبَةِ لَا يُغْفَرُ لَهُ حَتّٰى يَغْفِرَهَا لَهُ صَاحِبُهُ.

(رواه البيهقى فى شعب الإيمان)

(૧૯૦) **તરજુમો** : હઝરત અબૂ સઈદ ખુદ્‌રી અને હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'ગીબત–નિંદા એ ઝિના–વ્યભિચારથી પણ વધારે સખ્ત અને સંગીન છે.' અમુક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી કે, 'હઝરત ! ગીબત ઝિનાથી વધારે સંગીન કઈ રીતે છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : '(વાત આમ છે કે) માનવી જો બદનસીબીથી ઝિના કરી લે છે, તો ફક્ત તૌબા કરવાથી તેની માફી અને મુક્તિ અલ્લાહ તઆલા તરફથી થઈ શકે છે, પરંતુ ગીબત કરનારની–જ્યાં સુધી પોતે તે માણસ, જેની ગીબત કરી છે, તે માફ ન કરી દે–તેની બખ્શિશ અલ્લાહ તઆલા તરફથી થશે નહિ.' (શુઅ્બુલ્ ઈમાન લિલ્ બય્હકી)

(۱۹۱) عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی اللہ عنہ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ قَالَ اَتَدْرُوْنَ مَا الْغِیْبَةُ ؟ قَالُوْا اللّٰهُ وَرَسُوْلُه اَعْلَمُ، قَالَ ذِكْرُكَ اَخَاكَ بِمَا یَكْرَهُ قِیْلَ اَفَرَأَیْتَ اِنْ كَانَ فِیْ اَخِیْ مَا اَقُوْلُ ؟ قَالَ اِنْ كَانَ فِیْهِ مَا تَقُوْلُ فَقَدِ اغْتَبْتَهٗ وَاِنْ لَّمْ یَكُنْ فِیْهِ مَا تَقُوْلُ فَقَدْ بَهَتَّهٗ. (رواہ مسلم)

(૧૯૧) **તરજુમો** : હઝરત અબૂ હુરય્‌રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, 'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ ફરમાવ્યું : 'શું તમે જાણો છો કે ગીબત કોને કહે છે ?' સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી : 'અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જ વધારે જાણકારી છે.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમારું પોતાના કોઈ ભાઈને એ રીતે યાદ કરવું જેનાથી તેને નારાજગી થાય (બસ એ જ ગીબત છે.)' કોઈએ અરજ કરી : 'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જો હું પોતાના ભાઈની કોઈ એવી બુરાઈનો ઝિક્ર કરું, જે ખરેખર તેમાં હોય (તો શું એ પણ ગીબત છે ?)'

આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

'ગીબત ત્યારે જ થશે જ્યારે કે તે બુરાઈ તેનામાં હોય અને જો તેનામાં તે ઐબ મવજૂદ જ નથી તો પછી તે બોહતાન થઈ ગયું' (અને તે ગીબત કે નિંદાથી પણ વધારે સખત અને સંગીન છે). (સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : આ હદીષથી ગીબતની હકીકત અને ગીબત તથા બોહતાન વચ્ચેનો ફર્ક–તફાવત સ્પષ્ટ રીતે જણાઈ આવે છે.

**ફાયદો** : અત્રે એનો ખ્યાલ રહે કે જો અલ્લાહ તઆલાના બંદાઓની હમદર્દી કે કોઈ નુકસાન અને ખરાબીની રોકથામ માટે કોઈ વ્યક્તિ કે વર્ગની ખરેખર બુરાઈ બીજાઓની સામે વર્ણવવી જરૂરી થઈ જાય. તદુપરાંત, એવા જ કોઈ શરઈ, નૈતિક કે અખ્લાકી અથવા તહઝીબી–સાંસ્કૃતિક હેતુની પ્રાપ્તિ તેના પર મવકૂફ હોય, તો પછી તેની બુરાઈ કરવી તે ગીબતમાં દાખલ થશે, જે શરીઅતમાં હરામ અને ગુનાહે કબીરહ છે. એટલું જ નહીં, કેટલીક વાર તો તે સવાબનું કામ બનશે.

જેમ કે સત્તાધીશ કે ઝિમ્મેદારની સામે ઝાલિમ–અત્યાચારી વિરુદ્ધ ગવાહી દેવી અથવા કોઈ ધંધાદારી ધોકાબાઝથી લોકોને ખબરદાર કરવા, જેથી તેઓ ધોકામાં ન આવી જાય. એ જ રીતે મુહદ્દિષીન (હદીષવેત્તાઓનું) બિન ભરોસાપાત્ર અને બિન આદિલ રિવાયતકર્તાઓ પર ટીકા–ટિપ્પણ કરવું. એ જ રીતે દીનો–શરીઅતનું રક્ષણ કરતા ઉલમાએ હકનું બાતિલવાળાઓની ભૂલો પર લોકોને બા–ખબર કરવા, એ સઘળું આ જ પ્રકારમાં દાખલ છે.

## દોગલાપણા (દ્વિમુખી નીતિ)ની મનાઈ :

કેટલાકની ટેવ હોય છે કે જ્યારે બે માણસો કે વર્ગોમાં મતભેદ અને ઝઘડો થાય ત્યારે તે પ્રત્યેક જૂથને મળીને અન્ય જૂથની વિરુદ્ધ વાતો કરે છે. એ જ રીતે કેટલાક લોકોની હાલત આ હોય છે કે જ્યારે કોઈને મળે છે, તો તેની સાથે પોતાનું સદ્વર્તન જાહેર કરે છે અને પાછળ તેની બુરાઈ અને ભૂંડી વાતો કરે છે. એવા માણસને ઉર્દૂમાં 'બે રુખો' (બે મોઢાંનો) (ગુજરાતીમાં દોગલો કે મુનાફિક) કહેવામાં આવે છે.

સ્પષ્ટ છે કે એ કાર્યપદ્ધતિ એક પ્રકારનો નિફાક અને ધોકાબાઝી છે, જેનાથી બચવાની હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈમાનવાળાઓને સખત તાકીદ ફરમાવી છે અને બતાવ્યું છે કે એ સંગીન ગુનાહ છે અને એવા લોકોને ખૂબ જ સખત અઝાબ આપવામાં આવશે.

(١٩٢) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ تَجِدُوْنَ شَرَّ النَّاسِ يَوْمَ الْقِيٰمَةِ ذَا الْوَجْهَيْنِ الَّذِىْ يَاْتِىْ هٰؤُلَاءِ بِوَجْهٍ وَهٰؤُلَاءِ بِوَجْهٍ.

(رواه البخاری ومسلم)

(૧૯૨) **તરજુમો** : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'તમે કિયામતના દિવસે સૌથી ખરાબ હાલમાં તે માણસને જોશો,, જે અમુક લોકો પાસે જાય છે, તો તેનું રુખ અલગ હોય છે અને બીજાઓની પાસે જાય છે ત્યારે કંઈક અલગ.' (સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : કિયામતમાં તેનો હાલ કેટલો બદતરીન હશે તેની કંઈક વિગત આગલી હદીષથી માલૂમ થશે.

(١٩٣) عَنْ عَمَّارٍ رضی الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ كَانَ ذَا وَجْهَيْنِ فِى الدُّنْيَا كَانَ لَهٗ يَوْمَ الْقِيٰمَةِ لِسَانَانِ مِنْ نَّارٍ. (رواه أبو داوود)

(૧૯૩) **તરજુમો** : હઝરત અમ્માર બિન યાસિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'દુનિયામાં જે માણસ બે–રુખો હશે (અને મુનાફિકોની જેમ જુદા જુદા લોકોથી અલગ અલગ પ્રકારની વાતો કરશે) તો કિયામતના દિવસે તેના મોઢામાં આગની બે ઝબાનો હશે. (સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : સારા આ'માલ અને સારા અખ્લાક – જેમના પર આખિરતમાં સવાબનો વાયદો છે – વિવિધ પ્રકારના છે અને તેમના દરજ્જા પણ અલગ અલગ છે. એ જ રીતે ખરાબ આ'માલ અને ખરાબ અખ્લાક–

જેમના પર અઝાબની વઈદો–ધમકીઓ છે, તે પણ વિવિધ પ્રકાર અને જુદા જુદા દરજ્જાના છે. અલ્લાહ તઆલાએ પોતાના ઈલ્મ અને હિકમતથી દરેક નેકી તથા બદીનો સવાબ અને અઝાબ તેના મુનાસિબ નક્કી કર્યો છે. તો દોગલાપણું (જે એક પ્રકારની મુનાફકત છે) તેની સજા આ ઠરાવી છે કે તેવા માણસના મોંમાં ત્યાં આગની બે (૨) ઝબાન હશે. અલ્લાહ તઆલા આપણી હિફાઝત ફરમાવે, આમીન ! યાદ રહે કે જાનવરોમાંથી અમુક સાપોની બે ઝબાન હોય છે.

અત્રે આ વાત આપણા સૌના માટે સમજવાની છે કે કેટલાક બદઆ'માલી અને બદઅખ્લાકી વાસ્તવમાં ખૂબ ખતરનાક અને અલ્લાહ તઆલાના નજદીક અતિ સંગીન છે, પરંતુ આપણે તેમની સામાન્ય વાતો સમજીએ છીએ અને તેમનાથી બચવાની જેટલી જોઈએ તેટલી ચિંતા નથી કરતા. એવી જ બુરાઈઓ વિશે કુરઆને મજીદમાં ફરમાવવામાં આવ્યું છે : **'વ તહ્સબૂ–નહૂ હય્યિનંવ્ વ હુ–વ ઇન્દલ્લાહિ અઝીમ'** : **તરજુમો** : 'તમે તેને મા'મૂલી અને હલકી સમજો છો, જ્યારે કે તે અલ્લાહ તઆલાના નજીક ખૂબ સંગીન અને મોટી વાત છે.'

આ બુરી આદત (દોગલાપણું કે બે મોઢાની વાતો કરવી) પણ એ જ પ્રકારના ગુનાહોમાંથી છે, આપણે તેને મા'મૂલી વાત સમજીએ છીએ અને તેનાથી બચવાની ફિકર નથી કરતા. જ્યારે ઉપરની બન્ને હદીષોથી જણાય છે કે એ કેટલો સંગીન ગુનાહ છે અને કેટલા સખત અઝાબના લાયક છે.

## સચ્ચાઈ અને અમાનત તથા જૂઠ અને ખયાનત :

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની તા'લીમમાં જે અખ્લાકે હસનહ–સુસંસ્કાર પર ખૂબ ભાર આપ્યો છે અને જેમને ઈમાન અને ઈસ્લામનું અનિવાર્ય અંગ ઠરાવ્યું છે, તેમાં સચ્ચાઈ અને અમાનત કે પ્રમાણિકતાને ખાસ અહમ્મિય્યત કે વિશેષ અગત્યતા પ્રાપ્ત છે. 'જૂઠ બોલવું અને અમાનતમાં ખયાનત–અપ્રામાણિકતા આચરવી અને વચનભંગ કરવો એ નિફાકની ખાસ નિશાનીઓમાંથી છે અને જે માણસમાં એ બુરાઈઓ ભેગી

હોય, તે મુનાફિક છે.' એ જ રીતે એક હદીષમાં છે કે 'જે વ્યક્તિમાં અમાનત કે પ્રામાણિકતા નથી, તે વ્યક્તિમાં ઈમાન નથી.' એક અન્ય હદીષમાં છે કે, 'મુઅ્મિન જૂઠું બોલવાની ટેવ ધરાવનાર નથી હોઈ શકતો.'

હવે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તે ઈરશાદો લખવામાં આવે છે, જેમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પ્રત્યક્ષ–સીધી રીતે સચ્ચાઈ અને અમાનતદારી પર કાયમ રહેવાની અને જૂઠ અને ખયાનતથી પરહેઝ કરવાની તાકીદ ફરમાવી છે.

(١٩٤) عَنْ عَبْدِ اللهِ بْنِ مَسْعُوْدٍ رَضِيَ اللهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ عَلَيْكُمْ بِالصِّدْقِ فَاِنَّ الصِّدْقَ يَهْدِىْ اِلَى الْبِرِّ وَاِنَّ الْبِرَّ يَهْدِىْ اِلَى الْجَنَّةِ وَمَا يَزَالُ الرَّجُلُ يَصْدُقُ وَيَتَحَرَّى الصِّدْقَ حَتّٰى يُكْتَبَ عِنْدَ اللهِ صِدِّيْقًا وَ اِيَّاكُمْ وَالْكِذْبَ فَاِنَّ الْكِذْبَ يَهْدِىْ اِلَى الْفُجُوْرِ وَاِنَّ الْفُجُوْرَ يَهْدِىْ اِلَى النَّارِ وَمَا يَزَالُ الرَّجُلُ يَكْذِبُ وَيَتَحَرَّى الْكِذْبَ حَتّٰى يُكْتَبَ عِنْدَ اللهِ كَذَّابًا.

(رواه البخارى ومسلم)

(૧૯૪) હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તમે સચ્ચાઈને ગાંઠે બાંધી લો અને હંમેશા સાચું જ બોલો, કારણ કે સત્ય બોલવું નેકીની રાહ પર નાખી દે છે અને નેકી જન્નત સુધી પહોંચાડી દે છે અને માનવી જ્યારે સાચું જ બોલે છે અને સચ્ચાઈને જ અપનાવે છે તો તે સિદ્દીકિય્યતના સ્થાને પહોંચી જાય છે અને તેને અલ્લાહ તઆલાને ત્યાં સિદ્દીકોમાં લખી લેવામાં આવે છે.'

'અને જૂઠથી હંમેશા બચતા રહો, કારણ કે જૂઠું બોલવાની ટેવ માનવીને બદકારીના રસ્તે નાખી દે છે અને બદકારી તેને દોઝખ સુધી પહોંચાડી દે છે અને માનવી જૂઠું બોલવાનો આદી (ટેવવાળો) થઈ જાય છે અને જૂઠને અપનાવી લે છે તો અંજામ એ આવે છે કે તેને અલ્લાહ તઆલાને ત્યાં

કઝ્ઝાબો (ખૂબ જુઠ્ઠાઓ)માં લખી લેવામાં આવે છે.

(સહીહ બુખારી શરીફ, સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : મતલબ એ છે કે સાચું બોલવું પોતાની ઝાતમાં પણ નેક આદત છે અને તેની એ ખાસિયત પણ છે કે તે માનવીના જીવનને અન્ય પાસાંઓમાં પણ નેક અમલ અને સાલિહ બનાવીને જન્નતનો હકદાર બનાવી દે છે અને હંમેશા સાચું બોલનાર માણસ સિદ્દીકિય્યતના સ્થાન સુધી પહોંચી જાય છે.

એ જ રીતે જૂઠું બોલવું પોતાની ઝાતમાં પણ એક ખરાબ ટેવ છે અને તેની એ ખાસિયત પણ છે કે, તે માનવીમાં ગુનાહ અને નાફરમાનીનું મૈલાન (રસ–રુચિ) પેદા કરીને અને તેનું સંપૂર્ણ જીવન બદકારીનું બનાવીને તેને દોઝખમાં પહોંચાડી દે છે. તદુપરાંત, જૂઠની આદત બનાવી લેનાર માનવી ખૂબ જુઠ્ઠાઓના સ્થાન સુધી પહોંચીને પૂરો લા'નતી–ફિટકારવાળો બની જાય છે.

(١٩٥) عَنْ عَبْدِ الرَّحْمٰنِ بْنِ اَبِىْ قُرَادٍ اَنَّ النَّبِىَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ تَوَضَّأَ يَوْمًا فَجَعَلَ اَصْحَابُهٗ يَتَمَسَّحُوْنَ بِوَضُوْئِهٖ ، فَقَالَ لَهُمُ النَّبِىُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَا يَحْمِلُكُمْ عَلٰى هٰذَا قَالُوْا حُبُّ اللهِ وَرَسُوْلِهٖ ، فَقَالَ النَّبِىُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ سَرَّهٗ اَنْ يُّحِبَّ اللهَ وَرَسُوْلَهٗ اَوْ يُحِبُّهُ اللهُ وَرَسُوْلُهٗ فَلْيَصْدُقْ حَدِيْثَهٗ اِذَا حَدَّثَ وَلْيُؤَدِّ اَمَانَتَهٗ اِذَا اؤْتُمِنَ وَلْيُحْسِنْ جِوَارَ مَنْ جَاوَرَهٗ.

(رواه البيهقى فى شعب الإيمان)

(૧૯૫) **તરજુમો** : હઝરત અબ્દુર્રહમાન બિન અબી કુરાદ સુલમી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ વુઝૂ કર્યું, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સહાબા (રદિયલ્લાહુ અન્હુમ) વુઝૂનું પાણી લઈ લઈને (મોં અને શરીર પર) ચોપડવા લાગ્યા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

ફરમાવ્યું : 'તમને કઈ વસ્તુ એ કામ પર તૈયાર કરે છે અને કઈ લાગણી તમારાથી એ કામ કરાવે છે ?' તેમણે અરજ કરી કે, 'અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત.' તેમનો આ જવાબ સાંભળીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

'જે માણસની એ ખુશી હોય અને તે એવું ચાહે કે તેને અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાચી મુહબ્બત હોય અથવા એ કે અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેનાથી મુહબ્બત કરે, તો તેને જોઈએ કે જ્યારે તે વાત કરે તો હંમેશા સાચું બોલે અને જ્યારે કોઈ અમાનત–થાપણ તેને સોંપવામાં આવે તો મા'મૂલી (પણ) ખયાનત કે અપ્રામાણિકતા કર્યા વિના તેને અદા કરી દે અને જેની પડોશમાં તેનું રહેવાનું થાય તેની સાથે ઉત્તમ વ્યવહાર કરે.' (બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : આ હદીષ શરીફથી જણાયું કે અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત અને તેમની સાથે સાચા સંબંધનો પ્રથમ તકાદો આ છે કે, માનવી હંમેશા સત્ય બોલે. અમાનતદારી કે પ્રામાણિકતાને શિઆર–ઓળખચિહ્ન બનાવે અને જૂઠ કે ખયાનતથી સંપૂર્ણ પરહેઝ કરે. જો ઉપરોક્ત બાબતો પર અમલ નથી તો (અલ્લાહ તઆલા શાનુહૂ અને રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે) મુહબ્બતનો દાવો, એક ખોટી હિંમત અને એક પ્રકારનું મુનાફિકપણું છે.

(١٩٦) عَنْ عُبَادَةَ بْنِ الصَّامِتِ اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِضْمَنُوْا لِیْ سِتًّا مِّنْ اَنْفُسِكُمْ اَضْمَنْ لَكُمُ الْجَنَّةَ اُصْدُقُوْا اِذَا حَدَّثْتُمْ وَ اَوْفُوْا اِذَا وَعَدْتُّمْ وَاَدُّوْا اِذَا ائْتُمِنْتُمْ وَاحْفَظُوْا فُرُوْجَكُمْ وَغُضُّوْا اَبْصَارَكُمْ وَ كُفُّوْا اَيْدِيَكُمْ. (رواه احمد والبيهقی فی شعب الإيمان)

(૧૯૬) **તરજુમો** : હઝરત ઉબાદહ બિન સામિત (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તમે છ (૬) વાતોના ઝામિન બની જાવ અને તેમની

ઝિમ્મેદારી લઇ લો, તો હું તમારા માટે જન્નતની ઝિમ્મેદારી લઉં છું. (તે છ (૬) વાતો આ છે) : જ્યારે વાત કરો તો હંમેશા સાચું બોલો. જ્યારે કોઇને વાયદો કરો તો તેને પૂરો કરો. જ્યારે કોઇ અમાનત તમને સોંપવામાં આવે તો તેને ઠીક ઠીક અદા કરો. હરામકારી–વ્યભિચાર વગેરેથી પોતાની શર્મગાહો કે ગુપ્તાંગોને બચાવો અને જે ચીજોને જોવાની મનાઇ ફરમાવાઇ છે, તેમની તરફથી આંખો બંધ કરી લો અર્થાત્ કોશિશ કરો કે તેમના પર નજર ન પડે અને જે પ્રસંગોએ હાથ રોકવાનો આદેશ અપાયો છે, ત્યાં હાથને રોકો (અર્થાત્ નાહક કોઇને ન મારો, ન સતાવો કે ન કોઇની કોઇ વસ્તુ ખૂંચવી લેવા માટે હાથ લંબાવો વગેરે વગેરે.)

**ખુલાસો** : મતલબ એ છે કે જો કોઇ માણસ ઈમાન લઇ આવ્યો છે અને ફર્ઝો અને અરકાનને બરાબર અદા કરે છે અને ઉપરોક્ત છ પાયાના અખ્લાક કે સંસ્કારનો પણ પોતાને પાબંદ બનાવી લે છે તો પછી યકીનની સાથે તે જન્નતી છે અને તેના માટે અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તરફથી જન્નતની ઝિમ્મેદારી અને ખુશખબરી છે.

## વેપારમાં સચ્ચાઈ અને અમાનત કે પ્રામાણિકતા :

(۱۹۷) عَنْ اَبِیْ سَعِیْدٍ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ التَّاجِرُ الصَّدُوْقُ الْاَمِيْنُ مَعَ النَّبِيِّيْنَ وَالصِّدِّيْقِيْنَ وَالشُّهَدَاءِ.

(رواه الترمذی والدارمی والدارقطنی)

(૧૯૭) **તરજુમો** : હઝરત અબૂ સઈદ ખુદ્રી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : સાચો અને અમાનતદાર કે પ્રામાણિક વેપારી નબીઓ, સિદીકો અને શહીદોની સાથે હશે.' (જામિઅ્ તિરમિઝી, મુસ્નદે દારમી, સુનને દાર કુત્ની)

**ખુલાસો** : આ હદીષમાં સ્પષ્ટ રીતે આ પણ બતાવ્યું કે અલ્લાહ તઆલાના કુર્બ–નિકટતાના ઉચ્ચથી ઉચ્ચ દરજ્જાઓ મેળવવા માટે દુનિયા અને તેના કામકાજને છોડવું આવશ્યક નથી, બલકે એક સોદાગર જો બજારમાં

બેસીને અલ્લાહ જલ્લ શાનુહૂ અને રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમોની તાબેદારી અને સચ્ચાઇ અને અમાનતદારી જેવા દીની કાયદાઓની પાબંદી મારફત આખિરતમાં હઝરાતે અમ્બિયા (અલયહિમુસ્સલામ) અને સિદ્દીકો તથા શહીદો (રહ્મતુલ્લાહિ અલય્હિમ)નો સહવાસ અને રિફાકત કે દોસ્તી સુદ્ધાં પ્રાપ્ત કરી શકે છે.

(۱۹۸) عَنْ عُبَيْدِ بْنِ رِفَاعَةَ عَنْ اَبِيْهِ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ التُّجَّارُ يُحْشَرُوْنَ يَوْمَ الْقِيٰمَةِ فُجَّارًا اِلَّا مَنِ اتَّقٰى وَبَرَّ وَصَدَقَ.

(رواه الترمذى وابن ماجة والدارمى)

(૧૯૮) **તરજુમો** : ઉબૈદ બિન રિફાઅહ પોતાના બુઝુર્ગ વાલિદ હઝરત રિફાઅહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત કરે છે કે, તેમણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આ હદીષ રિવાયત કરી કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : વેપારી લોકોને કિયામતના દિવસે બદકાર ઉઠાવવામાં આવશે (એટલે આમ વેપારીઓનો હશ્ર બદકારોના જેવો થશે). તે (અલ્લાહ તઆલાથી ડરનારા અને અલ્લાહ તઆલાની બંદગી કરનારા) વેપારીઓના સિવાય, જેમણે પોતાના વેપારમાં તકવા–પરહેઝગારી, નેકી, સદ્વર્તન અને સચ્ચાઇને અપનાવી હશે.'

(જામિઅ્ તિરમિઝી, સુનને ઈબ્ને માજહ, મુસ્નદે દારિમી)

## જૂઠ અને ખયાનત કે અપ્રામાણિકતા ઈમાનની વિરુદ્ધ છે :

(۱۹۹) عَنْ اَبِىْ اُمَامَةَ رضی الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يُطْبَعُ الْمُؤْمِنُ عَلَى الْخِلَالِ كُلِّهَا اِلَّا الْخِيَانَةَ وَالْكِذْبَ.

(رواه احمد والبيهقى فى شعب الإيمان)

(૧૯૯) **તરજુમો** : હઝરત અબૂ ઉમામહ બાહિલી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું

કે, મુઅ્મિનની તબીઅત અને પ્રકૃતિમાં પ્રત્યેક ટેવની ગુંજાઈશ છે–ખયાનત અને જૂઠના સિવાય.' (મુસ્નદે અહમદ, બય્હકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : મતલબ એ છે કે મુઅ્મિન ખરેખર જો તે મુઅ્મિન હોય, તો જૂઠ અને ખયાનતની તેની તબીઅતમાં ગુંજાઈશ નથી હોઈ શકતી. બીજી બુરાઈઓ અને ખામીઓ તેનામાં હોઈ શકે છે, પરંતુ અપ્રામાણિકતા અને જૂઠ જેવી નિર્ભેળ મુનાફિકહના ટેવો ઈમાનની સાથે ભેગી નથી થઈ શકતી. તો જો કોઈમાં એ ખરાબ ટેવો હોય તો તેણે સમજવું જોઈએ કે તેને ઈમાનની હકીકત પણ નસીબ નથી થઈ અને જો પોતાની એ મહરૂમી પર તે સંતોષિત નથી રહેવા ચાહતો, તો તેને એ ઈમાન વિરુદ્ધની આદતોથી પોતાની જિંદગીને પાક કરવી જોઈએ.

## જૂઠની ગંદકી અને બદબૂ :

(٢٠٠) عَنِ ابْنِ عُمَرَ رَضِيَ اللهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِذَا كَذَبَ الْعَبْدُ تَبَاعَدَ عَنْهُ الْمَلَكُ مِيْلًا مِنْ نَتْنِ مَا جَاءَ بِهِ.

(رواه الترمذى)

(૨૦૦) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'જ્યારે બંદો જૂઠ બોલે છે તો ફરિશ્તો તેના જૂઠની દુર્ગંધના કારણે એક માઈલ દૂર ચાલ્યો જાય છે.' (જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : જેમ આ ભૌતિક જગતની પાર્થિવ ચીજોમાં સુગંધ અને દુર્ગંધ હોય છે, એ જ રીતે સારા અને ખરાબ કામો અને શબ્દોમાં પણ ખુશ્બૂ અને બદબૂ હોય છે, જેને અલ્લાહ તઆલાના ફરિશ્તા એવી જ રીતે મહસૂસ કરે છે, જેવી રીતે આપણે અહીંની ભૌતિક સુગંધ અને દુર્ગંધને મહસૂસ કરીએ છીએ અને ક્યારેક તે અલ્લાહ તઆલાના બંદાઓ પણ તેને મહસૂસ કરે છે, જેમની રૂહાનિય્યત કે આત્મિકતા તેમની ભૌતિકતા પર ગાલિબ થઈ જાય છે.

## મોટી ભયાનક ખયાનત :

(۲۰۱) عَنْ سُفْيَانَ بْنِ اَسِيْدٍ الْحَضْرَمِيِّ رَضِيَ اللّٰهُ عَنْهُ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ : كَبُرَتْ خِيَانَةً اَنْ تُحَدِّثَ اَخَاكَ حَدِيْثًا وَهُوَ لَكَ بِهٖ مُصَدِّقٌ وَاَنْتَ بِهٖ كَاذِبٌ. (رواه ابوداؤد)

(૨૦૧) **તરજુમો** : હઝરત સુફયાન બિન ઉસૈદ હઝ્રમી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પોતે સાંભળ્યું છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા : 'એ ખૂબ જ મોટી ખયાનત છે કે તમે પોતાના ભાઈથી કોઈ વાત જૂઠી બયાન કરો, એવી હાલતમાં કે તે તમને તે વર્ણનમાં સાચા માનતો હોય.' (સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : મતલબ એ છે કે જૂઠ જો કે દરેક હાલતમાં ગુનાહ છે અને ઘણો સંગીન ગુનાહ છે, પરંતુ અમુક ખાસ હાલતોમાં તેની એ સંગીની ઓર પણ વધારે ખતરનાક થઈ જાય છે. તેમાંથી જ એક સૂરત આ પણ છે કે એક માનવી તમારા પર સંપૂર્ણ વિશ્વાસ કરે અને તમને બિલકુલ સાચા માને અને તમે તેના વિશ્વાસથી અયોગ્ય લાભ ઉઠાવીને તેની સામે જૂઠું બોલો અને તેને ધોકો આપો.

## જૂઠી ગવાહી–સાક્ષી આપવી :

(۲۰۲) عَنْ خُرَيْمِ بْنِ فَاتِكٍ قَالَ صَلّٰى رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ صَلٰوةَ الصُّبْحِ فَلَمَّا انْصَرَفَ قَامَ قَائِمًا فَقَالَ عُدِلَتْ شَهَادَةُ الزُّوْرِ بِالْاِشْرَاكِ بِاللّٰهِ ثَلٰثَ مَرَّاتٍ ثُمَّ قَرَأَ فَاجْتَنِبُوا الرِّجْسَ مِنَ الْاَوْثَانِ وَاجْتَنِبُوْا قَوْلَ الزُّوْرِ حُنَفَاءَ لِلّٰهِ غَيْرَ مُشْرِكِيْنَ بِهٖ. (رواه ابوداود وابن ماجة)

(૨૦૨) **તરજુમો** : હઝરત ખુરૈમ બિન ફાતિક (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ

સવાર–ફજરની નમાઝ પઢાવી. જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેનાથી ફારિગ થયા તો એકાએક ઊભા થઈ ગયા અને ફરમાવ્યું : 'જૂઠી ગવાહી દેવી, અલ્લાહ તઆલા સાથે શિર્કની બરોબર ઠરાવી દેવાઈ.' આ વાત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણ વાર ફરમાવી. પછી આ આયત પઢી : **'ફજ્તનિબુર્રિજ્સ મિનલ્ અવ્ષાનિ વજ્તનિબૂ કવ્લઝ્ઝૂરિ હુનફા–અ લિલ્લાહિ ગય્ર મુશ્રિકી–ન બિહી.'** (સૂરએ હજ્જ)

**તરજુમો** : બૂતોની અર્થાત્ મૂર્તિપૂજાની ગંદીકીથી બચો અને જૂઠી વાત કહેવાથી બચતા રહો, ફક્ત એક અલ્લાહ તઆલાના થઈને કોઈને તેની સાથે શરીક કે ભાગીદાર ન કરતા.' (સુનને અબી દાવૂદ, સુનને ઈબ્ને માજહ)

**ખુલાસો** : ઉપર વાંચી ચૂક્યા છો કે, દરેક જૂઠ ગુનાહ છે, પરંતુ તેના કેટલાક પ્રકાર અને કેટલીક સૂરતો ખૂબ જ મોટા ગુનાહ છે. તેમનામાંથી જ એક આ છે કે કોઈ ઝઘડા અને મામલામાં જૂઠી ગવાહી દેવામાં આવે અને તેનાથી અલ્લાહ તઆલાના કોઈ બંદાને નુકસાન પહોંચાડવામાં આવે. ઉપરોક્ત આયતે શરીફહમાં જૂઠના એ જ પ્રકારને શિર્ક અને બુતપરસ્તીની સાથે બયાન કરવામાં આવ્યો છે અને બન્નેથી બચવાની તાકીદના માટે એક જ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

કુરઆને મજીદના એ જ બયાનની તર્ઝનો સંદર્ભ આપીને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હદીષ શરીફમાં ફરમાવ્યું કે, 'જૂઠી ગવાહી પોતાની ગંદકીમાં અને અલ્લાહ તઆલાની નારાજગી અને લાનતનું કારણ બનવામાં અલ્લાહ તઆલાની ભાગીદારી (શિર્કની) સાથે જોડી દેવામાં આવી છે' અને આ વાત આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણ વાર ઈરશાદ ફરમાવી અને ઊભા થઈને એક ખાસ જલાલી અંદાઝમાં ઈરશાદ ફરમાવી.

જામિઅ્ તિરમિઝીની એક ઓર હદીષમાં છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ને ઈરશાદ ફરમાવ્યો અને ત્રણ વાર ફરમાવ્યું : 'શું હું તમને–લોકોને જણાવું કે સૌથી

મોટા ગુનાહ કયા કયા છે ?' પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : '(૧) અલ્લાહ તઆલાની સાથે (કોઈને) શિર્ક કે ભાગીદાર કરવો, (૨) મા–બાપની નાફરમાની કરવી, (૩) મુઆમલાત (લેવડ–દેવડ)માં જૂઠી ગવાહી દેવી અને જૂઠ બોલવું.'

રિવાયત કરનાર કહે છે કે, પહેલા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ટેક લગાવીને બેઠા હતા, પરંતુ પછી સીધા થઈને બેસી ગયા અને વારંવાર આ ઈરશાદને દોહરાવતા રહ્યા, ત્યાં સુધી કે અમે કહ્યું કે, 'કાશ ! હવે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખામોશ થઈ જાત.'

એટલે તે સમયે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર એક એવી કૈફિયત છવાયેલી હતી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એવા જોશથી ફરમાવી રહ્યા હતા કે, અમે મહસૂસ કે અનુભૂતિ કરી રહ્યા હતા કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક દિલ પર અત્યારે ભારે વજન છે. તેથી જીવ ચાહતો હતો કે અત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખામોશ થઈ જાય અને પોતાના દિલ પર આટલો બોજ ન નાખે.

## જૂઠી કસમ :

(۲۰۳) عَنْ عَبْدِ اللهِ بْنِ مَسْعُوْدٍ رَضِيَ اللهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ حَلَفَ عَلٰى يَمِيْنِ صَبْرٍ وَهُوَ فِيْهَا فَاجِرٌ يَقْتَطِعُ بِهَا مَالَ امْرِئٍ مُسْلِمٍ لَقِيَ اللهَ يَوْمَ الْقِيٰمَةِ وَهُوَ عَلَيْهِ غَضْبَانُ. (رواه البخاری ومسلم)

(૨૦૩) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'જે માણસે હાકિમ કે સત્તાધીશની સામે જૂઠી કસમ ખાધી, એ માટે કે તેનાથી કોઈ મુસલમાન આદમીનો માલ મારી–લઈ લે, તો કિયામતના દિવસે અલ્લાહ તઆલાની સામે એ હાલતમાં તેની હાજરી થશે કે અલ્લાહ તઆલા તેના પર સખત ગઝબનાક અને નારાજ હશે.' (સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

(٢٠٤) عَنْ اَبِىْ اُمَامَةَ رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَنِ اقْتَطَعَ حَقَّ امْرِئٍ مُسْلِمٍ بِيَمِيْنِهٖ فَقَدْ اَوْجَبَ اللّٰهُ لَهُ النَّارَ وَحَرَّمَ عَلَيْهِ الْجَنَّةَ فَقَالَ لَهٗ رَجُلٌ وَاِنْ كَانَ شَيْئًا يَسِيْرًا يَا رَسُوْلَ اللّٰهِ ؟ قَالَ ؟ وَاِنْ كَانَ قَضِيْبًا مِنْ اَرَاكٍ. (رواه مسلم)

(૨૦૪) **તરજુમો** : હઝરત અબૂ ઉમામહ બાહિલી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'જે માણસે કસમ ખાઇને કોઇ મુસલમાનનો હક ખોટી રીતે મારી લીધો તો અલ્લાહ તઆલાએ એવા માણસના માટે દોઝખને વાજિબ કરી દીધી છે અને જન્નતને તેના પર હરામ ઠરાવી દીધી છે. હાજરજનોમાંથી કોઇએ અરજ કરી કે, 'હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જો તે કોઇ મા'મૂલી જ ચીજ હોય' (એટલે જો કોઇએ કોઇની ઘણી મા'મૂલી જેવી ચીજ કસમ ખાઇને નાજાઇઝ) રીતે મેળવી લીધી તો શું એ સૂરતમાં પણ દોઝખ તેના માટે વાજિબ અને જન્નત તેના પર હરામ થશે ?). આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'હા, ભલે જંગલી વૃક્ષ (ઝાડ) પીલુડીની ડાળખી જ હોય.' (સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : એટલે જો બિલકુલ મા'મૂલી અને બે–હૈષિયત પ્રકારની કોઇ ચીજ પણ જૂઠી કસમ ખાઇને કોઇ હાસિલ કરશે, તો તેને પણ દોઝખમાં નાખવામાં આવશે.

(٢٠٥) عَنِ الْاَشْعَثِ بْنِ قَيْسٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَا يَقْتَطِعُ اَحَدٌ مَالًا بِيَمِيْنٍ اِلَّا لَقِيَ اللّٰهَ وَهُوَ اَجْذَمُ. (رواه ابوداؤد)

(૨૦૫) **તરજુમો** : હઝરત અશ્અષ બિન કૈસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જે માણસ કોઇનો માલ જૂઠી કસમ ખાઇને મારી લેશે, તો તે અલ્લાહ તઆલાની સામે કોઢી બનીને હાજર થશે.' (સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : આ ત્રણેય હદીષમાં તે માણસનો અંજામ બતાવવામાં આવ્યો છે કે, જે કોઈ મુઆમલા અને કેસમાં જૂઠી કસમ ખાઈને બીજા હરીફનો માલ મારી લે. અલ્લાહ તઆલાની પનાહ ! કેટલી સખત છે ઉપરની ત્રણેય હદીષોમાં તેના માટે વર્ણવાયેલી સજાઓ અને તેમાં આપસમાં કોઈ વિરોધાભાસ પણ નથી, તેથી જો એ માણસ આ મહાન ગુનાહથી તૌબા અને નુકસાની ભરપાઈ કર્યા વિના દુનિયાથી ગયો તો પછી આ હદીષોનો તકાઝો એ જ છે કે તેને આ સઘળું પેશ આવશે અને તે એ સઘળા અઝાબ ચાખશે.'

અને ખરેખર, હાકિમની અદાલતમાં અલ્લાહ તઆલાના નામની કસમ ખાઈને અને અલ્લાહ તઆલા જાણે પોતાના ગવાહ ઠરાવીને જૂઠું બોલવું અને કોઈ બંદાનો માલ હડપવા અથવા તેને બેઆબરૂ કરવાના માટે અલ્લાહ તઆલાનું નામ વાપરવું પણ એવો જ મોટો ગુનાહ છે કે તેની સજા જેટલી પણ સખત દેવામાં આવે તે હિકમત પ્રમાણે જ છે.

(٢٠٦) عَنْ اَبِىْ ذَرٍّ رضی اللہ عنہ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ ثَلٰثَةٌ لَا يُكَلِّمُهُمُ اللهُ يَوْمَ الْقِيٰمَةِ وَلَا يَنْظُرُ اِلَيْهِمْ وَ لَا يُزَ كِّيْهِمْ وَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ، قَالَ اَبُوْذَرٍّ خَابُوْا وَخَسِرُوْا، مَنْ هُمْ يَا رَسُوْلَ اللهِ؟ قَالَ اَلْمُسْبِلُ وَالْمَنَّانُ وَالْمُنَفِّقُ سِلْعَتَهٗ بِالْحَلْفِ الْكَاذِبِ. (رواه مسلم)

(૨૦૬) **તરજુમો** : હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'ત્રણ આદમી એવા છે કે કિયામતના દિવસે અલ્લાહ તઆલા ન તેમનાથી વાત કરશે, ન તેમના પર કૃપાદષ્ટિ (રહમ–દયા) કરશે અને ન તેમને ગુનાહો અને ગંદકીઓથી પાક કરશે અને તેઓના માટે દર્દનાક અઝાબ છે.' હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)એ અરજ કરી : 'એ લોકો તો નામુરાદ થયા અને નુકસાનમાં પડયા. યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એ ત્રણ કોણ કોણ છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'પોતાની લૂંગી (કે પાયજામો) હદ–ઘૂંટીથી નીચે લટકાવનાર (જેમ

કે ઘમંડવાળાઓની રીત છે), એહસાન કે ઉપકાર જતાવનાર અને જૂઠી કસમો ખાઈને પોતાનો સોદો વેચનાર.'

**ખુલાસો** : જેમ હાકિમ અને પંચની રૂબરૂ કોઈ મામલામાં જૂઠી કસમ ખાવી, અલ્લાહ તઆલાના પાક નામનો ખૂબ ખોટો અને નાપાક ઉપયોગ છે, એ જ રીતે પોતાના સોદાને વેચવા માટે ગ્રાહકની સામે જૂઠી કસમ ખાઈને તેને વિશ્વાસ અપાવવો પણ અલ્લાહ તઆલાના મુબારક નામનો ખૂબ અનુચિત ઉપયોગ અને ઘણી નીચ હરકત છે, તેથી એ પણ જૂઠનો ભારે સંગીન પ્રકાર છે અને કિયામતમાં એવા ઈન્સાનોને દર્દનાક અઝાબ આપવામાં આવશે અને પોતાની એ ઝલીલ બદકારીના કારણથી એ જુઠ્ઠો વેપારી આખિરતમાં અલ્લાહ તઆલા સાથે વાતચીત કરવાથી અને તેની કૃપાદષ્ટિ અને ગુનાહોની માફીથી મહરૂમ કે વંચિત રહેશે.

## જૂઠના કેટલાક છૂપા પ્રકાર :

જૂઠના અમુક સંગીન પ્રકારોનું વર્ણન તો ઉપર આવી ગયું, પરંતુ કેટલાક જૂઠ એવાં પણ હોય છે, જેમને ઘણાં લોકો જૂઠ જ નથી સમજતા; જ્યારે કે તે પણ જૂઠમાં જ દાખલ છે અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમનાથી પણ બચવાની તાકીદ ફરમાવી છે. નીચેની હદીષોમાં જૂઠની કેટલીક એવી સૂરતોનું વર્ણન છે.

(٢٠٧) عَنْ عَبْدِ اللهِ بْنِ عَامِرٍ رضی اللہ عنہ قَالَ دَعَتْنِیْ اُمِّیْ یَوْمًا وَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَاعِدٌ فِیْ بَیْتِنَا فَقَالَتْ هَا تَعَالَ اُعْطِيْكَ فَقَالَ لَهَا رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَا أَرَدْتِّ اَنْ تُعْطِيَهٗ ؟ قَالَتْ اَرَدْتُّ اَنْ اُعْطِيَهٗ تَمْرًا ، فَقَالَ لَهَا رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اَمَا اَنَّكِ لَوْلَمْ تُعْطِهٖ شَيْئًا كُتِبَتْ عَلَيْكِ كَذْبَةٌ. (رواه ابوداود والبیهقی فی شعب الإیمان)

(૨૦૭) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન આમિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક દિવસ જ્યારે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ) અમારા ઘરમાં તશરીફ રાખતા હતા, મારાં અમ્માજીએ મને પુકાર્યો– બોલાવ્યો અને કહ્યું કે, 'જલદી આવ, હું તને કંઈક આપીશ.' હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારાં અમ્માજીને ફરમાવ્યું : 'તમે એ બાળકને કઈ ચીજ દેવાનો ઈરાદો કર્યો છે ?' મારાં અમ્માજીએ અરજ કરી કે; 'મેં તેને એક ખજૂર દેવાનો ઈરાદો કર્યો છે.' હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'યાદ રાખો ! જો આ કહેવા પછી તમે આ બાળકને કંઈ પણ ન આપત, તો તમારા આ'માલનામા કે કર્મપોથીમાં એક જૂઠ લખવામાં આવત.' (સુનને અબી દાવૂદ, બય્હકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ઈરશાદનો મૂળ હેતુ આ છે કે બાળકોને પટાવવા–ફુસલાવવા માટે પણ જૂઠનો ઉપયોગ ન કરવામાં આવે, કારણ કે મુસલમાનની ઝબાન જૂઠથી ગંદી ન થવી જોઈએ. તદુપરાંત, એની એક મોટી હિકમત આ પણ છે કે મા–બાપ બાળકો સામે જૂઠ બોલશે તો ભલે તેમનો હેતુ ફુસલાવવાનો જ હોય, છતાં પણ બાળકો તેનાથી જૂઠ બોલવાનું શીખશે અને તેમાં તેઓ કોઈ બુરાઈ ન જોશે.

(٢٠٨) عَنْ بَهْزِبْنِ حَكِيْمٍ عَنْ اَبِيْهِ عَنْ جَدِّهٖ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَيْلٌ لِمَنْ يُحَدِّثُ فَيَكْذِبُ لِيُضْحِكَ بِهِ الْقَوْمَ وَيْلٌ لَهٗ وَيْلٌ لَهٗ. (رواه احمد والترمذی وابوداؤد والدارمی)

(૨૦૮) **તરજુમો** : હઝરત બહ્ઝ બિન હકીમ (રદિયલ્લાહુ અન્હૂ) પોતાના વાલિદના વાસ્તાથી પોતાના દાદાથી રિવાયત કરે છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જે માણસ લોકોને હસાવવા માટે પોતાની વાતચીતમાં જૂઠ બોલે, તેના પર અફસોસ ! તેના પર અફસોસ !' (મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી, સુનને અબી દાવૂદ વ દારિમી)

**ખુલાસો** : મતલબ એ છે કે ફક્ત મજલિસના લુત્ફ કે મજા અને હસવા–હસાવવા માટે જૂઠ બોલવું પણ બુરી વાત અને ખરાબ ટેવ છે. જો કે તેનાથી કોઈનું અહિત નથી થતું, પરંતુ પ્રથમ તો ખુદ બોલનારની ઝબાન

જૂઠથી ખરડાય છે. બીજું, જૂઠી વાતોથી ઈમાનવાળાઓનાં દિલમાં જે નફરત કે ધૃણા હોવી જોઈએ, તેમાં કમી આવી જાય છે અને ત્રીજી ખરાબી એ છે કે તેનાથી લોકોમાં જૂઠી વાતો કરવાની હિંમત પેદા થાય છે તથા જૂઠના રિવાજને ઉત્તેજન મળે છે.

(۲۰۹) عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ كَفٰى بِالْمَرْءِ كَذِبًا اَنْ يُّحَدِّثَ بِكُلِّ مَا سَمِعَ. (رواہ مسلم)

(૨૦૯) **તરજુમો** : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'માનવીના જૂઠા હોવા માટે બસ એટલું જ કાફી છે કે તે જે કંઈ સાંભળે, તેને બયાન કરવા લાગે.' (સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : મતલબ આ છે કે દરેક સુની સુનાઈ–સાંભળેલી વાતને તહકીક કર્યા વિના કહેતાં ફરવું પણ એક દરજ્જાનું જૂઠ છે અને જેમ ઈરાદાપૂર્વક જૂઠ બોલવાની આદત રાખનાર માનવી વિશ્વાસપાત્ર નથી હોતો, એ રીતે આ માણસ પણ ભરોસાપાત્ર નથી રહેતો. સારાંશ કે મુઅ્મિનને જોઈએ કે છૂપા પ્રકારનાં આ સર્વે જૂઠોથી પણ પોતાની ઝબાનનું રક્ષણ કરે.

## ખયાનતના કેટલાક છૂપા પ્રકારો :

જે રીતે અમુક જૂઠ એ પ્રકારના છે કે ઘણાં લોકો તેને જૂઠ જ નથી સમજતા, એ જ રીતે ખયાનતની પણ કેટલીક સૂરતો એવી છે કે ઘણાં લોકો તેમને ખયાનત જ નથી સમજતા. તેથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમના વિશે પણ ઉમ્મતને સ્પષ્ટ રીતે જાણકારી આપી છે. એ સિલસિલામાં નીચેની હદીષો પઢો.

(۲۱۰) عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ لِاَبِی الْهَیْثَمِ بْنِ التَّیِّهَانِ اِنَّ الْمُسْتَشَارَ مُؤْتَمَنٌ. (رواہ الترمذی)

(૨૧૦) **તરજુમો** : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી

રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક પ્રસંગે અબુલ હય્‌ષમ બિન તય્‌હાનને ફરમાવ્યું : 'જેનાથી કોઇ મામલામાં મશ્વેરો કરવામાં આવે તો તે તેમાં અમીન છે અને તેને અમાનત સોંપવામાં આવે છે.' (જામિઅ્ તિરમિઝી શરીફ)

**ખુલાસો** : અબુલ હય્‌ષમ બિન તય્‌હામ (રદિયલ્લાહુ અન્હૂ)એ એક મામલામાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મશ્વેરો ચાહ્યો હતો. એ પ્રસંગે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને આ ઈરશાદ ફરમાવ્યો, જેનો મતલબ એ હતો કે, જેનાથી કોઇ મામલામાં મશ્વેરો લેવામાં આવે, તેને એહસાસ હોવો જોઈએ કે મશ્વેરો લેનારે તેને વિશ્વાસપાત્ર સમજીને તેનાથી મશ્વેરો ચાહ્યો–માંગ્યો છે અને પોતાની એક અમાનત તેને સોંપી છે. માટે તેને જોઈએ કે અમાનતના હકમાં કોતાહી ન કરે, એટલે સારી રીતે સોચી–વિચારીને મશ્વેરો આપે અને ત્યાર પછી તેની વાતને રાઝ–છૂપી રાખે. જો તે એમ ન કરશે તો એક પ્રકારની ખયાનતનો ગુનેહગાર થશે.

(٢١١) عَنْ جَابِرِ بْنِ عَبْدِاللهِ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ إِذَا حَدَّثَ الرَّجُلُ الْحَدِيْثَ ثُمَّ الْتَفَتَ فَهِيَ اَمَانَةٌ. (رواه الترمذی وابوداؤد)

(૨૧૧) **તરજુમો** : હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ અન્હૂ) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જ્યારે કોઈ માણસ પોતાની વાત કહે અને પછી આમતેમ જુએ, તો તે અમાનત છે.'

(જામિઅ્ તિરમિઝી, સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : મતલબ એ છે કે જો કોઈ માણસ તમારાથી વાત કરે અને તે ઝબાનથી તમને ન કહે કે એને રાઝ–છૂપી વાત રાખજો, પરંતુ તેના તર્ઝે અંદાઝથી મહસૂસ થાય કે તે નથી ચાહતો કે તેની એ વાત આમ લોકો જાણે તો પછી તેની એ વાત અમાનત જ છે અને અમાનતની જેમ તમારે તેની હિફાઝત કરવી જોઈએ. જો તમે આમ ન કર્યું અને બીજાઓને તે વાતને પહોંચાડી દીધી, તો એ તમારા તરફથી ખયાનત થશે અને તમારે અલ્લાહ

તઆલાને ત્યાં તેનો જવાબ આપવો પડશે.

હા, એક બીજી હદીષમાં સ્પષ્ટ ફરમાવવામાં આવ્યું છે કે, 'જો કોઈ બંદાના નાહક કતલ અથવા તેની રુસ્વાઈ અથવા તેને આર્થિક નુકસાન પહોંચાડવાનું કોઈ કાવતરું તમારી જાણમાં આવે તો પછી કદાપિ તેને રાઝ–છુપાવેલી ન રાખો, બલકે સંબંધિત માણસોને તેની ખબર કરી દો.' એ હદીષની વિગત નીચે મુજબ છે.

(٢١٢) عَنْ جَابِرٍ رضی الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اَلْمَجَالِسُ بِالْاَمَانَةِ اِلَّا ثَلٰثَةَ مَجَالِسَ سَفْكُ دَمٍ حَرَامٍ اَوْ فَرْجٍ حَرَامٍ اَوِاقْتِطَاعُ مَالٍ بِغَيْرِ حَقٍّ. (رواه ابوداؤد)

(૨૧૨) **તરજુમો** : હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'બેઠકો અમાનતદારીની સાથે હોય (અર્થાત્ કોઈ મજલિસમાં રાઝમાં કે મશ્વેરો કે નિર્ણય થાય, મજલિસવાળા અમાનત સમજીને તેને છુપાવી રાખે, પરંતુ ત્રણ મજલિસો એનાથી બાકાત છે : (૧) જેનો સંબંધ કોઈના નાહક ખૂનના કાવતરાથી હોય, (૨) જેનો સંબંધ કોઈની આબરૂ લૂંટવાના મશ્વેરાથી હોય અને (૩) જેનો સંબંધ કોઈ હક વિના કોઈનો માલ ખૂંચવી લેવાથી હોય.'

(સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : આ ત્રણ વાતોને પણ ફક્ત મિષાલ–ઉદાહરણરૂપે સમજવી જોઈએ, નહિતર હેતુ એ છે કે જો કોઈ મજલિસમાં કોઈ ગુનાહ અથવા ઝુલ્મના માટે કોઈ કાવતરું અને મશ્વેરો કરવામાં આવે અને તમને પણ તેમાં શરીક કરવામાં આવે તો પછી કદાપિ તેને રાઝ–છુપાવવામાં ન રાખો, બલકે જેમને તેનાથી ખબરદાર કરવા તમે જરૂરી માનો, તેમને અવશ્ય ચેતવી દો. જો તેમ ન કરશો તો અલ્લાહ તઆલાના હકમાં પણ ખયાનત થશે અને બંદાઓના હકમાં પણ.

## મતભેદ અને ઝઘડાને ખત્મ કરાવવાના માટે પોતાના તરફથી કંઈક કહી દેવું જૂઠ નથી :

(٢١٣) عَنْ اُمِّ كُلْثُوْمٍ قَالَتْ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَيْسَ الْكَذَّابُ الَّذِىْ يُصْلِحُ بَيْنَ النَّاسِ وَيَقُوْلُ خَيْرًا وَيَنْمِىْ خَيْرًا.

(رواه البخاری ومسلم)

(૨૧૩) **તરજુમો** : હઝરત ઉમ્મે કુલ્ષૂમ બિન્તે ઉકબા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તે આદમી જૂઠો અને ગુનેહગાર નથી, જે આપસમાં લડનારા માણસો વચ્ચે સુલેહ કરાવવાની કોશિશ કરે અને એ સિલસિલામાં (એક ગ્રૂપ તરફથી બીજા ગ્રૂપને) સારી અને ભલાઈની વાતો પહોંચાડે અને (ઉમદા અસર નાખનારી) સારી વાતો કરે. (સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : ક્યારેક એવું થાય છે કે બે વ્યક્તિઓ કે બે વર્ગો વચ્ચે સખત ઝઘડો અને મનદુઃખ છે અને દરેક ગ્રૂપ બીજાને પોતાનો શત્રુ માને છે અને પછી તેના નતીજામાં મોટી મોટી બુરાઈઓ અને ફિત્ના ઊભા થાય છે. ક્યારેક તો ખૂન–ખરાબા, મારધાડ અને બેઈઝ્ઝતી સુધી નોબત પહોંચી જાય છે અને દુશ્મનીના જોશમાં દરેક તરફથી ઝુલ્મ અને ઝિયાદતીને પોતાનો હક સમજવામાં આવે છે. આવા સંજોગોમાં જો કોઈ મુખ્લિસ અને નિઃસ્વાર્થ બંદો આ બન્નેય ઝઘડતાં જૂથો વચ્ચે સુલેહ કરાવવાની કોશિશ કરે અને તે માટે તેને જરૂરત લાગે કે એક ગ્રૂપ તરફથી બીજા ગ્રૂપને લાગણીની વાતો પહોંચાડવામાં આવે, જેનાથી લડાઈ અને દુશ્મનીની આગ ઓલવાઈ જાય અને સારા ગુમાન અને સમાધાનનો માહોલ રચાય, તો એ હેતુના માટે જો અલ્લાહ તઆલાનો એ બંદો એક ગ્રૂપને બીજા ગ્રૂપ તરફથી એવી દિલખુશ અને સુલેહની વાતો પણ પહોંચાડે, જે ખરેખર તે ગ્રૂપે ન કહી હોય, તો તે મુખ્લિસ બંદાનું તેમ કરવું તે જૂઠમાં ન ગણાશે, જે નાફરમાની અને ગુનાહે કબીરહ છે.

## વાયદો પૂરો કરવો અને વાયદાખિલાફી કરવી :

વાયદો કરીને પૂરો કરવો વાસ્તવમાં સચ્ચાઈનો જ એક અમલી પ્રકાર છે અને વચનભંગ એક જાતનું અમલી–કાર્યકારી જૂઠ છે, તેથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની અખ્લાકી કે નૈતિક તા'લીમમાં વાયદાના વિરુદ્ધથી બચવાની અને હંમેશા વાયદો પૂર્ણ કરવાની પણ સખત તાકીદ ફરમાવી છે.

અગાઉનાં પેજોમાં તે હદીષ શરીફ આવી ગઈ છે, જેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કેટલાક સારા અખ્લાક કે સંસ્કારનું વર્ણન કરીને ફરમાવ્યું કે, જે માણસ આ વાતોની પાબંદીની ઝિમ્મેદારી લે, તો હું તેના માટે જન્નતની ઝિમ્મેદારી લઉં છું અને તે વાતોમાં આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વાયદો પૂર્ણ કરવાને પણ ગણાવ્યો.

જ્યારે હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હૂ)ની હદીષ–જે 'કિતાબુલ્ ઈમાન'માં આવી ગઈ છે,–તેમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જે માણસ પોતાના કરેલ વાયદાનો પાબંદ નથી, તેનો દીનમાં કોઈ હિસ્સો નથી.'

હવે એ સિલસિલાની થોડીક હદીષો અત્રે બીજી પણ લખવામાં આવે છે.

(٢١٤) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضى الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اٰيَةُ الْمُنَافِقِ ثَلٰثٌ اِذَا حَدَّثَ كَذَبَ وَاِذَا وَعَدَ اَخْلَفَ وَاِذَا اؤْتُمِنَ خَانَ.

(رواه البخارى ومسلم)

(૨૧૪) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'મુનાફિકની ત્રણ નિશાનીઓ છે : (૧) જ્યારે વાત કરે તો જૂઠ બોલે, (૨) વાયદો કરે તો તેને પૂરો ન કરે અને (૩) જ્યારે તેને કોઈ વસ્તુનો અમીન

બનાવવામાં આવે તો ખયાનત કરે.' (સહીહ બુખારી શરીફ, સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : સાર એ છે કે જૂઠ, ખયાનત અને વાયદાખિલાફી એ હકીકતમાં મુનાફિકોના અખ્લાક–સંસ્કાર છે અને જે માણસમાં એ બુરી ટેવો મવજૂદ હોય તે ભલે અકીદા કે માન્યતાનો મુનાફિક ન હોય, પરંતુ અમલ અને સીરતમાં કે કર્તવ્ય અને વ્યક્તિત્વમાં મુનાફિક જ છે.

સારાંશ કે આ હદીષમાં વાયદાખિલાફીને નિફાકની નિશાની અને એક મુનાફિકાનહ ટેવ બતાવવામાં આવી છે.

(٢١٥) عَنْ عَلِيٍّ وَعَبْدِ اللهِ بْنِ مَسْعُوْدٍ رَضِيَ اللهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اَلْعِدَةُ دَيْنٌ. (رواه الطبرانى فى الاوسط)

(૨૧૫) **તરજુમો** : હઝરત અલી (રદિયલ્લાહુ અન્હૂ) અને હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, વાયદો પણ એક પ્રકારનું કર્ઝ–લેણું છે (માટે તેને અદા કરવું જોઈએ). (મુઅ્જમે અવ્સત લિત્તબરાની)

**ખુલાસો** : મતલબ એ છે કે જો કોઇને કંઇ દેવાનો અથવા તેની સાથે સુલૂક કરવાનો અથવા એ જ રીતનો બીજો કોઈ વાયદો કરવામાં આવ્યો છે, તો વાયદો કરનારને જોઇએ કે તેને પોતાની ઉપર કર્ઝ સમજે અને તેને પૂરો કરવાની ફિકર કરે.

હા, જો માની લો કે કોઇ બુરા કામમાં સાથ દેવાનો અથવા કોઇ એવું કામ કરવાનો વાયદો કર્યો હોય, જે શરીઅતમાં જાઇઝ નથી અથવા તેનાથી બીજાનો હક મરાય છે, તો તેવા વાયદા પૂરા કરવા જરૂરી નથી, બલકે તેના વિરુદ્ધ કરવું જરૂરી છે. એ વચનભંગથી ગુનાહ ન થશે, બલકે (ઉપરથી) શરીઅતની તાબેદારીનો સવાબ મળશે.

(٢١٦) عَنْ عَبْدِ اللهِ بْنِ اَبِي الْحَمْسَاءِ قَالَ بَايَعْتُ النَّبِيَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَبْلَ اَنْ يُّبْعَثَ وَبَقِيَتْ لَهُ بَقِيَّةٌ فَوَعَدْتُّهُ اَنْ اٰتِيَهُ بِهَا فِيْ مَكَانِهٖ فَنَسِيْتُ

فَذَكَرْتُ بَعْدَ ثَلَاثٍ فَإِذَا هُوَ فِي مَكَانِهِ فَقَالَ لَقَدْ شَقَقْتَ عَلَيَّ أَنَا هٰهُنَا مُنْذُ ثَلٰثٍ أَنْتَظِرُكَ. (رواه ابوداؤد)

(૨૧૬) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અબી હમ્સાઅ્ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નબી બનવાથી પહેલાં આપની સાથે લેવડ–દેવડનો એક મામલો કર્યો. (પછી જે કંઇ મારે દેવાનું હતું તેનો કંઈક ભાગ તો મેં ત્યાં જ આપી દીધો) અને કંઈક ભાગ અદા કરવાનો રહી ગયો, તો મેં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને વાયદો કર્યો કે, હું આ જ ઠેકાણે લઈને આવું છું. પછી હું ભૂલી ગયો અને ત્રણ દિવસ પછી મને યાદ આવ્યું. (હું તે જ વખતે લઈને પહોંચ્યો) તો જોયું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે જ જગ્યાએ મવજૂદ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, તમે મને મોટી મુશ્કેલીમાં નાખ્યો અને ઘણી તકલીફ દીધી. હું તમારા ઈન્તિઝારમાં ત્રણ દિવસથી અહીં જ છું. (સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : જાણે નબી થવાથી પહેલાં પણ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના વાયદાની આટલી પાબંદી ફરમાવતા હતા કે ત્રણ દિવસ સુધી એક જગ્યાએ થોભીને એક માણસનો ઈન્તિઝાર ફરમાવતા રહ્યા. જાણવું જોઈએ કે વાયદાની આટલી હદે પાબંદી શરઈ દષ્ટિએ જરૂરી નથી, પરંતુ અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ફિતરતમાં જે 'મહાન અખ્લાક' મૂક્યા હતા તેનો તકાઝો એ જ હતો.

(۲۱۷) عَنْ زَيْدِ بْنِ أَرْقَمَ أَنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ مَنْ وَعَدَ رَجُلًا فَلَمْ يَأْتِ أَحَدُهُمَا إِلَى وَقْتِ الصَّلٰوةِ وَذَهَبَ الَّذِيْ جَاءَ لِيُصَلِّيَ فَلَا إِثْمَ عَلَيْهِ. (رواه رزين)

(૨૧૭) **તરજુમો** : હઝરત ઝૈદ બિન અર્કમ (રદિયલ્લાહુ અન્હૂ) રિવાયત કરે છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જે માણસે કોઈ બીજા માણસથી (કોઈ જગ્યાએ આવીને મળવાનો) વાયદો

કર્યો. પછી નમાઝના સમય સુધી તેમાંથી એક ન આવ્યો (અને બીજો નક્કી સમયે નક્કી ઠેકાણે પહોંચી ગયો અને ન આવનારની રાહ જોતો રહ્યો, ત્યાં સુધી કે નમાઝનો સમય આવી ગયો) અને એ પહોંચી જનાર નમાઝ માટે નિયત સ્થળેથી ચાલ્યો ગયો, તો તેને કોઈ ગુનાહ ન થશે.' (રઝીન)

**ખુલાસો** : જ્યારે વાયદા પ્રમાણે એ માણસ નક્કી સ્થળે પહોંચી ગયો અને કેટલોક સમય બીજા માણસની રાહ પણ જોતો રહ્યો તો તેણે પોતાનો હક અદા કરી દીધો. હવે જો નમાઝનો સમય થઈ જવાથી એ માણસ નમાઝ પઢવા માટે અથવા પોતાની કોઈ અન્ય જરૂરત માટે ચાલ્યો જાય, તો તેના પર વાયદાખિલાફીનો આરોપ ન આવશે અને તે ગુનેહગાર ન થશે.

(٢١٨) عَنْ زَيْدِ بْنِ اَرْقَمَ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِذَا وَعَدَ الرَّجُلُ اَخَاهُ وَمِنْ نِيَّتِهٖ اَنْ يَّفِيَ وَلَمْ يَجِئْ لِلْمِيْعَادِ فَلَا اِثْمَ عَلَيْهِ.

(رواه ابوداؤد والترمذی)

(૨૧૮) **તરજુમો** : હઝરત ઝૈદ બિન અર્કમ (રદિયલ્લાહુ અન્હૂ) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જ્યારે કોઈ માણસે પોતાના કોઈ ભાઈને આવવાનો વાયદો કર્યો અને તેની નિય્યત એ જ હતી કે તે વાયદો પૂરો કરશે, પરંતુ (કોઈ કારણથી) તે નક્કી સમયે આવ્યો નહીં, તો તેના પર કોઈ ગુનાહ નથી.' (સુનને અબી દાવૂદ, જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : આ હદીષથી માલૂમ થયું કે જો કોઈ માણસે કોઈ વાયદો કર્યો અને તેની નિય્યત વાયદો પૂરો કરવાની જ હતી, પરંતુ કોઈ કારણથી તે પોતાનો વાયદો પૂરો ન કરી શક્યો, તો અલ્લાહ તઆલાને ત્યાં તે ગુનેહગાર ન થશે. હા, જો નિય્યત અને ઈરાદો જ વાયદો પૂરો કરવાનો ન હતો અને તેનો એ વાયદો એક પ્રકારનો ધોકો જ હતો, તો તેના ગુનાહ હોવામાં શંકા નથી.

## તવાઝુઅ–નમ્રતા અને તકબ્બુર–ઘમંડ :

તવાઝુઅ એટલે નમ્રતા અને ખાકસારી તે ખાસ અખ્લાક–સંસ્કારમાંથી છે, જેની કુરઆન અને હદીષ શરીફમાં ખૂબ વધારે તાકીદ ફરમાવવામાં આવી છે અને ભારે શોખ આપવામાં આવ્યો છે, જેનું કારણ એ છે કે માનવી બંદો છે અને બંદાનું સૌંદર્ય અને કમાલ એ જ છે કે તેના અમલથી બંદગી અને નિયાઝમંદી જાહેર થાય અને નમ્રતા અને આજિઝી તેની (બંદગીની) દ્યોતક છે, જેમ કે એનાથી સંપૂર્ણ વિરુદ્ધ તકબ્બુર કે અભિમાન કિબ્રિયાઈનો દ્યોતક છે અને એટલા માટે જ તે બંદગીની શાનથી સંપૂર્ણ વિરુદ્ધ અને ફક્ત અલ્લાહ તઆલાના માટે જ ઝેબા કે શોભે છે.

(۲۱۹) عَنْ عِيَاضِ بْنِ حِمَارٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ إِنَّ اللّٰهَ أَوْحٰى إِلَيَّ أَنْ تَوَاضَعُوْا حَتّٰى لَا يَبْغِيَ أَحَدٌ عَلٰى أَحَدٍ وَلَا يَفْخَرَ أَحَدٌ عَلٰى أَحَدٍ.

(رواه ابوداود)

(૨૧૯) **તરજુમો** : હઝરત ઈયાઝ બિન હિમાર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'અલ્લાહ તઆલાએ મારી તરફ વહી (દિવ્ય સંદેશ) મોકલી અને આદેશ આપ્યો છે કે નમ્રતા અને આજિઝી અપનાવો, જેનો નતીજો એ હોવો જોઈએ કે કોઈ કોઈના પર ઝુલ્મ અને ઝિયાદતી ન કરે અને કોઈ કોઈના મુકાબલા કે હરિફાઈમાં ફખ્ર કે ગર્વ ન કરે.' (સુનને અબી દાવૂદ)

(۲۲۰) عَنْ عُمَرَ رَضِيَ اللّٰهُ عَنْهُ قَالَ وَهُوَ عَلَى الْمِنْبَرِ يَا أَيُّهَا النَّاسُ تَوَاضَعُوْا فَإِنِّيْ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ مَنْ تَوَاضَعَ لِلّٰهِ رَفَعَهُ اللّٰهُ فَهُوَ فِيْ نَفْسِهٖ صَغِيْرٌ وَفِيْ أَعْيُنِ النَّاسِ عَظِيْمٌ وَمَنْ تَكَبَّرَ وَضَعَهُ اللّٰهُ فَهُوَ فِيْ أَعْيُنِ النَّاسِ صَغِيْرٌ وَفِيْ نَفْسِهٖ كَبِيْرٌ حَتّٰى لَهُوَ أَهْوَنُ عَلَيْهِمْ مِنْ كَلْبٍ أَوْ خِنْزِيْرٍ.

(رواه البيهقى فى شعب الإيمان)

(૨૨૦) **તરજુમો** : હઝરત ઉમર ફારૂક (રદિયલ્લાહુ અન્હૂ)થી નકલ થયું છે કે, આપ (રદિયલ્લાહુ અન્હૂ)એ એક દિવસ ખુત્બહમાં મિમ્બર પર ફરમાવ્યું : 'હે લોકો ! નમ્રતા અને આજિઝી અપનાવો, કારણ કે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા : 'જેણે અલ્લાહ તઆલાના માટે (એટલે કે અલ્લાહ તઆલાનો હુકમ સમજીને અને તેની રઝામંદી પ્રાપ્ત કરવા માટે) આજિઝીનો રવૈયો–તરીકો અપનાવ્યો (અને અલ્લાહ તઆલાના બંદાઓની સામે પોતાને ઊંચો રાખવાના બદલે નીચો રાખવાની કોશિશ કરી), તો અલ્લાહ તઆલા તેને બુલંદ કરશે, જેના પરિણામે તે પોતાની આંખ અને ખ્યાલમાં તો નાનો હશે, પરંતુ અલ્લાહ તઆલાના આમ (સામાન્ય) બંદાઓની નજરોમાં તે ઊંચો હશે.'

જ્યારે જો કોઈ તકબ્બુર–અભિમાન અને મોટાઈનો રવૈયો–સ્વભાવ અપનાવશે, તો અલ્લાહ તઆલા તેને નીચે પાડી નાખશે, જેનો અંજામ એ આવશે કે તે આમ લોકોની નિગાહોમાં ઝલીલ અને તુચ્છ બની જશે. ભલે, ખુદ પોતે પોતાના ખ્યાલમાં મોટો હશે, પરંતુ બીજાઓની નજરમાં તે કૂતરા અને ભૂંડથી પણ વધારે ઝલીલ અને બેકિંમત થઈ જશે.

(બય્હકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

(۲۲۱) عَنْ حَارِثَةَ بْنِ وَهْبٍ قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اَلَا اُخْبِرُكُمْ بِاَهْلِ الْجَنَّةِ كُلُّ ضَعِيْفٍ مُتَضَعَّفٍ لَوْاَقْسَمَ عَلَى اللهِ لَاَ بَرَّهٗ اَلَا اُخْبِرُكُمْ بِاَهْلِ النَّارِ كُلُّ عُتُلٍّ جَوَّاظٍ مُسْتَكْبِرٍ. (رواه البخاری ومسلم)

(૨૨૧) **તરજુમો** : હઝરત હારિષ બિન વહબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'શું હું તમને બતાવું કે જન્નતી કોણ છે ? દરેક તે માણસ જે (મુઆમલા અને વર્તાવમાં સખત ન હોય, બલકે) આજિઝ, અશક્તોની જેવો તેનો સ્વભાવ હોય અને તેથી લોકો તેને કમઝોર સમજતા હોય (અને અલ્લાહ તઆલાની

સાથે તેનો સંબંધ એવો હોય કે) જો તે અલ્લાહ તઆલા પર કસમ ખાઈ લે, તો અલ્લાહ તઆલા તેની કસમ કે સોગંદ પૂરા કરી દે અને શું હું તમને બતાવું કે દોઝખી કોણ છે ? દરેક કડક મિઝાજ, ખરાબ ટેવવાળો અને ઘમંડી માણસ.' (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : આ હદીષમાં તે કમઝોરી અને અશક્તિ મુરાદ નથી, જે શક્તિના મુકાબલામાં બોલાય છે, કારણ કે તે કોઈ વખાણવા લાયક ગુણ નથી, બલકે એક હદીષમાં તો સ્પષ્ટ ફરમાવવામાં આવ્યું છે કે, તાકતવર મુસલમાન અલ્લાહ તઆલાના નજીક કમઝોર મુસલમાનથી વધારે સારો અને પ્યારો છે.' બલકે આજિઝ–કમઝોર લોકોથી મુરાદ તે શરીફ તબિયતના, નમ્ર અને નરમ ટેવવાળા માણસો છે, જે લેવડ–દેવડ અને વર્તાવમાં આજિઝો–કમઝોરોની જેમ બીજાઓથી દબાઈ જાય અને તેથી લોકો તેમને કમઝોર માને અને તેમને દબાવ્યા–સતાવ્યા કરે, તેમના પર રોબ દેખાડે.

હદીષનો સાર એ કે નમ્રતા, નરમી અને આજિઝી જન્નતવાળાઓના ગુણ છે અને ગર્વ, અભિમાન અને અક્કડપણું દોઝખવાળાઓના ગુણો છે.

આ હદીષ શરીફમાં જન્નતીઓના ગુણમાં એક વાત આ પણ ફરમાવવામાં આવી છે કે, 'જો તે બંદો અલ્લાહ તઆલા પર કસમ ખાઈ લે તો અલ્લાહ તઆલા તેની કસમ પૂરી કરી દે' બ–ઝાહિર એથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો હેતુ એ તરફ ઈશારો ફરમાવવાનો છે કે, જ્યારે કોઈ બંદો અલ્લાહ તઆલાના માટે પોતાની ખૂદીને મિટાવીને તેના બંદાઓની સાથે આજિઝી–ખાકસારીનો રવૈયો–મિઝાજ અપનાવશે, તો અલ્લાહ તઆલાને ત્યાં તે એટલો માનીતો બની જશે કે જો તે કસમ ખાઈ લે કે ફલાણી વાત આમ થશે તો અલ્લાહ તઆલા તેની વાત પૂરી કરી દેશે અને તેની કસમની લાજ રાખશે અથવા એ કે જો તે બંદો કોઈ ખાસ મામલામાં અલ્લાહ તઆલાને કસમ આપીને તેનાથી ખાસ દુઆ કરશે, તો અલ્લાહ તઆલા તેની દુઆ અવશ્ય કબૂલ ફરમાવશે.

(٢٢٢) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ مَسْعُوْدٍ رَضِىَ اللّٰهُ عَنْهُمَا عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لَا يَدْخُلُ الْجَنَّةَ مَنْ كَانَ فِىْ قَلْبِهٖ مِثْقَالُ ذَرَّةٍ مِّنْ كِبْرٍ.

(رواه مسلم والبخارى)

(૨૨૨) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તે માણસ જન્નતમાં ન જશે, જેના દિલમાં કણ જેટલો પણ ઘમંડ હશે.' (મુસ્લિમ, શરીફ, બુખારી શરીફ)

**ખુલાસો** : કિબ્રિયાઇ અને મોટાઇ વાસ્તવમાં ફક્ત તે પાક ઝાતનો હક્ક છે, જેના કબજામાં સૌનાં મોત અને હયાત અને ઈઝ્ઝત તથા ઝિલ્લત છે, જેના માટે કદી ફના નથી અને તેના સિવાય સૌના માટે ફના છે. કુરઆન શરીફમાં ફરમાવવામાં આવ્યું છે : **વ લહુલ્ કિબ્રિયાઉ ફિસ્સમાવાતિ વલ્ અર્દિ વહુવલ્ અઝીઝુલ્ હકીમ.** તરજુમો : 'અને તેના જ માટે કિબ્રિયાઇ અને મોટાઇ છે આકાશોમાં અને જમીનમાં અને તે જ ઝબરદસ્ત અને હિકમતવાળો છે' (સૂરએ જાષિયહ, રુકૂઅ–૪). તો હવે જો ધોકામાં પડેલ માનવી કિબ્રિયાઇ અને મોટાઇનો દાવેદાર હોય અને અલ્લાહ તઆલાના બંદાઓની સાથે ગર્વ અને અહંકાર જેનો રવૈયો–મિજાઝ હોય, તે જાણે પોતાની હકીકત ભૂલીને અલ્લાહ તઆલાનો હરીફ બને છે, તેથી તે ખૂબ જ મોટો મુજરિમ છે અને તેનો ગુનાહ અતિ સંગીન છે. આ હદીષ શરીફમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ'લાન ફરમાવ્યું છે કે, પોતાના આ ફિરઔની ગુણના લઈને તે જન્નતમાં દાખલ નહીં થઈ શકે.

આ ઉસૂલી–સૈદ્ધાંતિક વાત પૂરી વિગતથી પહેલાં સ્પષ્ટ કરવામાં આવી છે કે જે હદીષોમાં કોઇ બદઅમલી કે દુરાચાર અથવા બદઅખ્લાકી કે કુસંસ્કારનો અંજામ એ બતાવવામાં આવ્યો છે કે તેને આચરનાર જન્નતમાં ન જઈ શકશે, તેમનો મતલબ સામાન્યતઃ આ હોય છે કે એ બદઅમલી યા બદઅખ્લાકી પોતાની અસલ તા'ષીરના લિહાઝથી જન્નતથી મહરૂમ–વંચિત કરી દેનારી અને દોઝખમાં પહોંચાડનારી છે.

અથવા એ મતલબ હોય છે કે તેનું આચરણ કરનાર સાચા ઈમાનવાળાઓની સાથે અને તેમની જેમ સીધો જન્નતમાં નહીં જઈ શકે, બલકે તેને જહન્નમમાં અઝાબ ભોગવવો પડશે, તેથી એ હદીષનો મતલબ પણ આ ઉસૂલ કે સિદ્ધાંતની રોશનીમાં આ જ સમજવો જોઈએ કે ઘમંડ અને તકબ્બુર પોતાની અસલિયતના લિહાઝથી જન્નતથી દૂર કરીને દોઝખમાં નખાવનારી ટેવ છે અથવા એ કે ઘમંડી અને અભિમાની માણસ સીધો જન્નતમાં નહીં જઈ શકે, બલકે તેને દોઝખમાં પોતાના ગર્વ અને અહંકારની સજા ભોગવવી પડશે અને ત્યાંની આગમાં તેના તકબ્બુરને ગુરૂર–ઘમંડની ગંદકીથી સાફ કર્યા પછી જો મુઅ્મિન હશે તો જન્નતમાં પ્રવેશ મેળવી શકશે.

(۲۲۳) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ثَلٰثَةٌ لَا يُكَلِّمُهُمُ اللّٰهُ يَوْمَ الْقِيٰمَةِ وَلَا يُزَكِّيْهِمْ وَفِىْ رِوَايَةٍ وَلَا يَنْظُرُ اِلَيْهِمْ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ شَيْخٌ زَانٍ وَمَلِكٌ كَذَّابٌ وَعَائِلٌ مُسْتَكْبِرٌ. (رواہ مسلم)

(૨૨૩) **તરજુમો** : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'ત્રણ માણસ છે, જેમનાથી અલ્લાહ તઆલા કિયામતના દિવસે વાત ન કરશે અને તેમનો તઝ્કિયહ (સફાઈ) ન કરશે (અને એક રિવાયતમાં એ પણ છે કે) તેમની તરફ નજર પણ ન કરશે અને તેમના માટે આખિરતમાં દર્દનાક અઝાબ છે : (૧) વૃદ્ધ વ્યભિચારી, (૨) જૂઠો હાકિમ કે સત્તાધીશ અને (૩) અભિમાની ગરીબ.' (સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : કેટલાક ગુનાહો પોતાની ઝાતમાં પણ સંગીન અને કબીરહ–મોટા હોય છે, પરંતુ અમુક ખાસ સંજોગો અને ખાસ વ્યક્તિઓથી જો તે વ્યક્ત કે જાહેર થાય, તો તેમની સંગીની ઘણી વધી જાય છે. દષ્ટાંતરૂપે ચોરી બ–ઝાતે ખુદ (સ્વયં) મોટી નાફરમાની છે, પરંતુ ચોરી કરનાર કોઈ માલદાર હોય જેને ચોરી કરવાની કશી જરૂર ન હોય અથવા સરકારી પોલીસ અને ચોકીદાર હોય, તો પછી તેનું ચોરી કરવું ઓર પણ વધારે સંગીન ગુનાહ ગણાશે અને તેને માફીના લાયક સમજવામાં ન આવશે.

આ હદીષમાં એ જ પ્રકારના ત્રણ મુજરિમો માટે એ એલાન ફરમાવવામાં આવ્યું છે. એટલા માટે કે યુવાનીમાં જો કોઈ ઝિના કરે, તો તેનો એ ગુનાહ કબીરહ હોવા છતાં, માફીપાત્ર પણ થઈ શકે છે, કારણ કે જુવાનીમાં શહવત–ખ્વાહિશથી મગ્લૂબ (પરાસ્ત) થઈ જવું એક ફિતરી નબળાઈ છે, પરંતુ જો કોઈ વૃદ્ધ ઘડપણમાં એ હરકત કરે તો એ તેની તબિયત સખત ખબીષ હોવાની નિશાની છે.

એ જ રીતે જો કોઈ બીચારો સામાન્ય માનવી પોતાની જરૂરત કાઢવા માટે જૂઠ બોલી જાય તો તેનો ગુનાહ પણ કબીરહ હોવા છતાં માફીને પાત્ર થઈ શકે છે, પરંતુ એક સત્તાનો માલિક, હાકિમ જો જૂઠ બોલે છે તો એ તેની તબીઅતની અતિ ગંદકીની અને અલ્લાહ તઆલાથી નીડર હોવાની નિશાની છે.

એ જ રીતે જો કોઈ દોલતમંદ ગર્વ કરે તો માનવીની સામાન્ય પ્રકૃતિના લિહાઝથી કંઈ વધારે દુષ્કર નથી, પરંતુ ઘરમાં તંગી અને ભૂખ હોવા છતાં જો કોઈ ઘમંડની ચાલ ચાલે છે, તો નિઃશંક એ તેનું અતિ નીચપણું અને છીછોરાપણું છે.

સારાંશ કે ત્રણેય પ્રકારના આ મુજરિમ કિયામતના દિવસે અલ્લાહ તઆલાથી વાતચીત, તેની કૃપાદષ્ટિ અને સફાઈથી વંચિત રહેશે. તઝ્કિયહ ન કરવાનો બ–ઝાહિર મતલબ એ છે કે તેમના ગુનાહ માફ નહીં કરવામાં આવે અને ફક્ત અકીદહ અથવા અમુક નેક આ'માલની બુનિયાદ પર તેમને સાલિહ મો'મિનોની સાથે શામિલ ન કરાશે; બલકે તેમને સજા ભોગવવી જ પડશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## હયા અને શરમ :

શરમ અને હયા એક એવો અગત્યનો ફિતરી અને પાયાનો ગુણ છે, જેને માનવીના વ્યક્તિત્વ–ઘડતરમાં ખૂબ વધારે દખલ છે. આ જ તે સિફત છે જે માનવીને ઘણાં બુરા કામો અને ખરાબ વાતોથી રોકે છે અને બેહયાઈ તથા નાપસંદીદહ કામોથી તેને બચાવે છે અને સારા–નેક કામો માટે તૈયાર

કરે છે. સારાંશ કે શરમ અને હયા માનવીની ઘણી ખૂબીઓની જડ–બુનિયાદ અને બેહયાઈનાં તથા બુરાં કામોથી રક્ષણ કરનાર છે, તેથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની તા'લીમ અને તરબિયત (કેળવણી)માં એના પર ખૂબ વધારે ઝોર ભાર મૂક્યો છે.

એ સિલસિલાના આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના થોડાક ઈર્શાદાત નીચે વાંચો અને એ સિફત કે ગુણને પોતાની અંદર પેદા કરવાની અને તેમાં વૃદ્ધિ–વધારો કરવાની કોશિશ કરો.

(٢٢٤) عَنْ زَيْدِ بْنِ طَلْحَةَ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ لِكُلِّ دِيْنٍ خُلُقًا وَخُلُقُ الْاِسْلَامِ الْحَيَاءُ. (رواه مالك مُرْسَلًا وَرَوَاهُ ابْنُ مَاجَةَ وَالبَيهقى فى شعب الإيمان عَنْ اَنَسٍ وَابْنِ عَبَّاسٍ رضي الله عنه)

(૨૨૪) **તરજુમો** : હઝરત ઝૈદ બિન તલ્હા (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે, તેઓ નકલ કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, પ્રત્યેક દીન–મઝહબનો કોઈ ઈમ્તિયાઝી (વિશેષ, આગવો અને અલગ ભાત પાડતો) ગુણ હોય છે અને દીને ઈસ્લામનો ઈમ્તિયાઝી વસ્ફ–ગુણ હયા–શરમ છે.

(મુવત્તા ઈમામ માલિક રહ્‌મતુલ્લાહિ અલય્‌હ, સુનને ઈબ્ને માજહ, બય્‌હકી કૃત શુઅ્‌બુલ્ ઈમાન)

**ખુલાસો** : મતલબ એ છે કે દરેક દીન અને દરેક શરીઅતમાં માનવીય અખ્લાક–સંસ્કારના કોઈ ખાસ પાસા પર નિસ્બતની રૂએ વિશેષ ભાર દેવામાં આવે છે અને ઈન્સાની જીવનમાં તેને નુમાયા (દેખાઈ એવું) અને ગાલિબ (પ્રભુત્વશાળી) બનાવવાની કોશિશ કરવામાં આવે છે, જેમ કે હઝરત ઈસા (અલયહિસ્સલામ)ની શરીઅત અને તા'લીમમાં રહમદિલી અને દરગુઝર પર વધારે ભાર દેવામાં આવ્યો છે (ત્યાં સુધી કે મસીહા તા'લીમાતના અભ્યાસીને સાફ મહસૂસ થાય છે કે રહમદિલી અને ક્ષમા જ જાણે તેમની શરીઅતનું કેન્દ્રબિંદુ અને તેમની

તા'લીમની રૂહ કે આત્મા છે). એ જ રીતે ઈસ્લામમાં અર્થાત્ હઝરત મુહમ્મદુર્રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની લાવેલી શરીઅત અને તાલીમમાં હયા–શરમ ઉપર ખાસ ભાર દેવામાં આવ્યો છે.

અહીં એ પણ સમજી લેવું જોઈએ કે કુરઆન અને હદીષની પરિભાષામાં 'હયા'નો ભાવાર્થ ઘણો વિશાળ છે. આપણાં ઉર્ફ–લોકરૂઢિ અને મુહાવરામાં તો હયા–શરમનો તકાઝો એટલો જ સમજવામાં આવે છે કે માનવી શર્મનાક કામો અને વાતોથી બચે, પરંતુ કુરઆન અને હદીષના શબ્દપ્રયોગ પર મનન કરવાથી જણાય છે કે હયા માનવીય તબિયતની તે કૈફિયતનું નામ છે કે પ્રત્યેક અયોગ્ય વચન કે કર્મથી તેને સંકોચ થાય અને તેને કરવાથી તકલીફ થાય.

પછી કુરઆન–હદીષથી જ એ પણ જણાય છે કે હયાનો સંબંધ ફક્ત પોતાના જાતિ ભાઈઓથી જ નથી; બલકે હયાના સૌથી વધુ હકદાર તે પેદા કરનાર (ખાલિક) અને માલિક છે, જેણે બંદાને વુજૂદ–અસ્તિત્વ બખ્શ્યું અને જેની પાલનહારીનો તે હરઘડી હિસ્સો પામી રહ્યો છે અને જેની નિગાહથી તેનો કોઈ અમલ કે હાલ છૂપો નથી.

તેને આમ પણ સમજી શકાય છે કે શર્મ–હયા રાખનારા માણસોએ સૌથી વધારે હયા પોતાનાં મા–બાપની અને પોતાના વડીલો, મુહસિનો કે ઉપકારકોની હોય છે.

હવે જાહેર છે કે અલ્લાહ તઆલા સર્વે મોટાઓથી મોટો અને સઘળા ઉપકારકોનો ઉપકારક છે, માટે બંદાને સૌથી વધારે શર્મ–હયા તેમની જ હોવી જોઈએ. એ હયાનો તકાઝો આ હશે કે જે કામ અને જે વાત પણ અલ્લાહ તઆલાની મરજી અને તેના હુકમથી વિરુદ્ધ હોય તો આદમીની તબિયત તેનાથી ખુદ ઘુટન અને તકલીફ મહસૂસ કરે અને તેનાથી અટકી જાય અને જ્યારે બંદાનો આ હાલ થઈ જાય તો તેનું જીવન જેવું પાક અને તેની સીરત કે વ્યક્તિત્વ જેવું પસંદીદહ અને અલ્લાહ તઆલાની મરજીને આધીન હશે તે દેખીતું છે.

(૨૨૫) عَنْ إِبْنِ عُمَرَ رَضِيَ اللهُ عَنْهُمَا اَنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ
مَرَّ عَلٰى رَجُلٍ مِنَ الْاَنْصَارِ وَهُوَ يَعِظُ اَخَاهُ فِي الْحَيَاءِ فَقَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ
عَلَيْهِ وَسَلَّمَ دَعْهُ فَاِنَّ الْحَيَاءَ مِنَ الْاِيْمَانِ. (رواه البخارى ومسلم)

(૨૨૫) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ગુઝર અન્સારમાંથી એક માણસ પાસેથી થયો અને તે ત્યારે પોતાના ભાઈને હયા વિશે કંઈક નસીહત અને મલામત કે બૂરું–ભલું કહી રહ્યો હતો, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને ફરમાવ્યું કે, તેને તેના હાલ પર છોડી દો, કારણ કે હયા તો ઈમાનનો અંશ (ભાગ) અથવા ઈમાનનું ફળ છે.

(સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : હદીષનો મતલબ આ છે કે અન્સારમાંથી કોઈ ભાઈ હતા, જેમને અલ્લાહ તઆલાએ શર્મ અને હયાનો ગુણ ખાસ રીતે આપ્યો હતો, જેનું કુદરતી પરિણામ એ હશે કે તે પોતાના મુઆમલાતમાં નરમ હશે. સખ્તીથી પોતાના અધિકારોનો તકાઝો પણ લોકોથી ન કરતા હશે. ઉપરાંત, ઘણા પ્રસંગોએ એ જ શર્મો–હયાના કારણથી ખુલીને વાતો પણ ન કરી શકતા હશે, જેમ કે શર્મવાળાઓનો આમ હાલ હોય છે અને તેમના કોઈ ભાઈ હતા, જે તેમની આ હાલત અને રવૈયો પસંદ ન કરતા હતા.

એક દિવસ તે ભાઈ, એ શર્મવાળા ભાઈને તેના પર મલામત અને તમ્બીહ કરી રહ્યા હતા કે તમે આટલી શર્મો–હયા શા માટે રાખો છો ? ત્યારે જ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમની પાસેથી પસાર થયા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમની વાતચીત સાંભળીને મલામત અને નસીહત કરનાર ભાઈને ઈરશાદ ફરમાવ્યો કે, પોતાના આ ભાઈને તેમના હાલ પર છોડી દો. એમનો આ હાલ ઘણો મુબારક હાલ છે. શર્મો–હયા તો ઈમાનની એક શાખ–ડાળી અથવા ફળ છે. જો તેના કારણથી માની લો કે દુનિયાના લાભો કંઈક જતા પણ રહેતા હોય, તો આખિરતના

દરજ્જાઓ ખૂબ જ વધી જાય છે.

(۲۲٦) عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَیْهِ وَسَلَّمَ اَلْحَیَاءُ مِنَ الْاِیْمَانِ وَالْاِیْمَانُ فِی الْجَنَّةِ وَالْبَذَاءُ مِنَ الْجَفَاءِ وَالْجَفَاءُ فِی النَّارِ.

(رواه احمد والترمذی)

(૨૨૬) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'હયા ઈમાનની એક શાખ છે (અથવા ઈમાનનું ફળ છે) અને ઈમાનનું ઠેકાણું જન્નત છે અને બેશર્મી–બેહયાઇ દુરાચારમાંથી છે અને બુરાઇ દોઝખમાં લઇ જનારી છે.' (મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : આ અને એની ઉપરની હદીષમાં 'અલ્ હયાઉ મિનલ્ ઈમાન' ફરમાવવામાં આવ્યું છે. બ–ઝાહિર તેનો ભાવાર્થ એ જ છે કે શર્મ–હયા ઈમાનના વૃક્ષની વિશેષ શાખ અથવા તેનું ફળ છે. બુખારી અને મુસ્લિમની 'કિતાબુલ્ ઈમાન'ની હદીષમાં 'વલ્ હયાઉ શુઅ્બતુમ્ મિનલ્ ઈમાન' ફરમાવાયું છે (અને હયા ઈમાનની જ એક શાખ છે). સારાંશ કે હયા અને ઈમાનમાં એક ખાસ નિસ્બત અને વિશેષ રિશ્તો છે અને એ સૌ તેની જ તા'બીરો (વ્યાખ્યાઓ) છે અને તેની એક તા'બીર તે છે, જે આગામી હદીષમાં વર્ણવાઈ છે.

(۲۲۷) عَنِ ابْنِ عُمَرَ رضی الله عنه اَنَّ النَّبِیَّ صَلَّى اللهُ عَلَیْهِ وَسَلَّمَ قَالَ اِنَّ الْحَیَاءَ وَالْاِیْمَانَ قُرَنَاءُ جَمِیْعًا فَاِذَا رُفِعَ اَحَدُهُمَا رُفِعَ الْاٰخَرُ.

(رواه البیهقی فی شعب الإیمان)

(૨૨૭) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, હયા અને ઈમાન એ બન્નેય હંમેશા સાથે અને ભેગાં જ રહે છે, જ્યારે એ બન્નેમાંથી કોઇ એકને ઉઠાવી લેવામાં આવે છે, તો બીજાને પણ ઉઠાવી

લેવામાં આવે છે.

**ખુલાસો** : મતલબ એ છે કે ઈમાન અને હયામાં એવો ગાઢ સંબંધ છે કે, જો કોઈ વ્યક્તિ કે કૌમમાંથી એ બન્નેમાંથી એકને ઉઠાવી લેવામાં આવે તો બીજો પણ ઊઠી જશે. સારાંશ કે કોઈ માણસ અથવા જમાઅતમાં હયા અને ઈમાન યા તો બેઉ હશે અથવા બન્નેયમાંથી એક પણ ન હશે.

(۲۲۸) عَنْ عِمْرَانَ بْنِ حُصَيْنٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَلْحَيَاءُ لَا يَأْتِيْ اِلَّا بِخَيْرٍ. (رواه البخاری ومسلم)

(૨૨૮) **તરજુમો** : હઝરત ઈમરાન બિન હુસૈન (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : હયા–શર્મ ફક્ત ખૈર–ભલાઈને જ લાવે છે.'

(સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : ક્યારેક સરસરી કે ઉપલક નજરે એ શંકા થાય છે કે શર્મ–હયાના લઈને માનવીને કદી કદી નુકસાન પણ પહોંચી જાય છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષમાં એ શંકાને દૂર કરી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈરશાદનો મતલબ આ છે કે શર્મ–હયાના પરિણામે ક્યારેય કોઈ અહિત નથી થતું, બલકે કાયમ લાભ જ થાય છે. ત્યાં સુધી કે જે પ્રસંગોએ એક સામાન્ય માનવીને આમ દષ્ટિબિંદુથી નુકસાનનો શુબો–શંકા થાય છે, ત્યાં પણ જો ઈમાની અને ઈસ્લામી વિશાળ દષ્ટિકોણથી જોવામાં આવે તો નુકસાનના બદલે લાભ જ લાભ દેખાશે.

(۲۲۹) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ مَسْعُوْدٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ مِمَّا اَدْرَكَ النَّاسُ مِنْ كَلَامِ النُّبُوَّةِ الْاُوْلٰى اِذَا لَمْ تَسْتَحْيِ فَاصْنَعْ مَا شِئْتَ. (رواه البخاری)

(૨૨૯) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ

અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'આગલી નુબુવ્વતની વાતોમાંથી લોકોને જે કંઇ મળ્યું છે, તેમાંથી એક આ વાત પણ છે કે જ્યારે તમારામાં શર્મ–હયા ન હોય તો પછી જે ચાહો તે કરો.' (સહીહ બુખારી શરીફ)

**ખુલાસો** : આગલા નબીઓ (અલયહિમુસ્સલામ)ની સંપૂર્ણ તા'લીમાત જો કે સુરક્ષિત નથી રહી, પરંતુ તેમની સાચી–પાકી વાતો ઉક્તિઓ (કહેવતો)ની જેમ એવી લોકપ્રિય અને પ્રખ્યાત થઇ ગઇ કે સેંકડો–હજારો વર્ષ પસાર થવા છતાં પણ તે સચવાયેલી અને લોકજીભે રમતી રહી. તેમાંથી જ એક તા'લીમ આ પણ છે જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના યુગ સુધી કહેવતરૂપે લોકોની ઝબાન પર ચઢેલી હતી. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ હદીષમાં અનુમોદન આપ્યું કે એ હિકમતપૂર્ણ અને બોધદાયક ઉક્તિ આગળની નુબુવ્વતની તા'લીમાતમાંથી છે.

(۲۳۰) عَنْ عَبْدِ اللهِ بْنِ مَسْعُوْدٍ رَضِىَ اللهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ : اِسْتَحْيُوْا مِنَ اللهِ حَقَّ الْحَيَاءِ قُلْنَا اِنَّا نَسْتَحْيِىْ مِنَ اللهِ يَارَسُوْلَ اللهِ وَالْحَمْدُ لِلّٰهِ قَالَ لَيْسَ ذَالِكَ وَلٰكِنَّ الْاِسْتِحْيَاءَ مِنَ اللهِ حَقَّ الْحَيَاءِ اَنْ تَحْفَظَ الرَّاسَ وَمَا وَعٰى وَالْبَطْنَ وَمَاحَوٰى وَتَذْكُرَ الْمَوْتَ وَالْبِلٰى وَمَنْ اَرَادَالْاٰخِرَةَ تَرَكَ زِيْنَةَ الدُّنْيَا وَاٰثَرَ الْاٰخِرَةَ عَلَى الْاُوْلٰى فَمَنْ فَعَلَ ذَالِكَ فَقَدْ اِسْتَحْيٰى مِنَ اللهِ حَقَّ الْحَيَاءِ. (رواه الترمذى)

(૨૩૦) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાથી એવી હયા કરો, જેવી તેનાથી હયા કરવી જોઇએ. સાંભળનારાઓએ અરજ કરી : 'અલ્હમ્દુ લિલ્લાહ (સર્વ વખાણ અલ્લાહ તઆલાના માટે છે) ! અમે અલ્લાહ તઆલાથી શર્મ રાખીએ છીએ.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'એમ નહીં (અર્થાત્

હયાનો ભાવાર્થ એટલો સંકુલ નથી, જેટલો તમે સમજી રહ્યા છો), બલકે અલ્લાહ તઆલાથી હયા કરવાનો હક આ છે કે દિલો–દિમાગમાં જે વિચારો અને ખ્યાલાત છે, તે સૌની હિફાઝત કરો અને પેટની અને જે કંઇ તેમાં ભર્યું છે તે સૌની નિગરાની કે દેખરેખ રાખો (એટલે નબળા વિચારોથી મગજની અને હરામ ખોરાકથી પેટની હિફાઝત કરો) અને મૌત અને મૌત પછી કબ્રમાં જે હાલ થવાનો છે, તેને યાદ કરો.

અને જે માણસ આખિરત કે પરલોકને પોતાનો મકસદ–હેતુ બનાવે તે દુનિયાની શોભા–શણગાર અને મોજશોખથી હાથ ખેંચી લેશે અને આ થોડાક દિવસની જિંદગીનાં ઐશો–ઈશરતની સામે આખિરતની જિંદગીની કામિયાબીને પોતાના માટે પસંદ કરશે. તો જેણે આ બધું કર્યું, સમજો કે અલ્લાહ તઆલાથી હયા કરવાનો તેણે હક અદા કર્યો.' (જામિઅ્ તિરમિઝી)

## કનાઅત (સંતોષ) અને ઇસ્તિગ્ના (નિઃસ્પૃહતા) તથા હિર્સ (લાલચ) :

જે અખ્લાક કે સંસ્કારના કારણે માનવી અલ્લાહ તઆલાનો પ્રિય અને આ દુનિયામાં પણ ખૂબ ઉચ્ચ થઈ જાય છે અને દિલની બેચેની અને ઘુટનથી પણ તેને મુક્તિ મળી જાય છે, તેમાંથી એક સંતોષ અને દિલનું ગની હોવું પણ છે, જેનો મતલબ એ છે કે બંદાને જે કંઇ મળે, તેના પર તે રાજી અને સંતોષિત થઈ જાય અને વધારાનો લોભ ન રાખે. અલ્લાહ તઆલા પોતાના જે બંદાને કનાઅત–સંતોષની એ દોલત નસીબ ફરમાવે, નિઃશંક તેને મોટી દોલત મળી અને તે મહાન નેઅમતથી નવાઝવામાં આવ્યો.

એ સિલસિલાના હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના થોડાક ઈરશાદ નીચે પઢો.

(۲۳۱) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَمْرٍو رَضِيَ اللّٰهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَدْ اَفْلَحَ مَنْ اَسْلَمَ وَرُزِقَ كَفَافًا وَقَنَّعَهُ اللّٰهُ بِمَا اٰتَاهُ.

(رواه مسلم)

(૨૩૧) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'સફળ થયો અને મુરાદને પામ્યો તે બંદો, જેને ઈસ્લામની હકીકત નસીબ થઈ અને તેને રોઝી પણ જરૂર પૂરતી મળી અને અલ્લાહ તઆલાએ તેને તે થોડી રોઝી પર સંતોષિત પણ બનાવી દીધો.' (સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : બેશક, જે બંદાને ઈમાનની દોલત મળી અને સાથે જ આ દુનિયામાં ગુઝારા માટેનો જરૂરી સરસામાન પણ મળ્યો અને પછી અલ્લાહ તઆલા તેના દિલને કનાઅત–સંતોષ અને શાંતિની દોલત પણ નસીબ ફરમાવી દે, તો તેનું જીવન ઘણું મુબારક અને ખુશગવાર છે અને તેના પર અલ્લાહ તઆલાનો ઘણો જ ફઝલો કરમ છે. એ કનાઅત અને દિલી સંતોષ તે કીમિયો છે, જેનાથી ફકીરની જિંદગી બાદશાહની જિંદગીથી વધારે લઝ્ઝતવાળી અને ખુશીથી ભરપૂર થઈ જાય છે.

માનવીની પાસે જો ધનના ઢગલા હોય, પરંતુ તેમાં ઓર વધારાનો લોભ–લાલચ હોય અને તેમાં વધારો જ કરવાની ચિંતા અને કોશિશમાં લાગેલો રહે, તો તેને ક્યારેય દિલી સુકૂન નસીબ ન થશે અને તે દિલનો ફકીર જ રહેશે. એથી ઊલટું જો માનવીની પાસે ફક્ત જિંદગીનો જરૂરી સામાન જ હોય, પરંતુ તે તેના પર મુત્મઈન અને સંતોષિત હોય, તો ગરીબી અને તંગદસ્તી છતાં તે દિલનો ગની રહેશે અને તેની જિંદગી ખૂબ ઈત્મીનાન અને આરામની હશે.

આ હકીકતને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક અન્ય હદીષમાં આ શબ્દોમાં ઈરશાદ ફરમાવી છે :

(٢٣٢) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضى الله عنه عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لَيْسَ الْغِنٰى عَنْ كَثْرَةِ الْعُرُوْضِ وَلٰكِنَّ الْغِنٰى غِنَى النَّفْسِ. (رواه البخارى)

(૨૩૨) **તરજુમો** : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ

ફરમાવ્યો : 'અમીરી ધન–દોલતથી પ્રાપ્ત થતી નથી, બલકે અસલી માલદારી દિલની બેનિયાઝી–માલદારી છે.' (સહીહ બુખારી શરીફ)

અને એથી પણ વધારે ખુલાસા અને વિગતની સાથે એ જ હકીકતને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એકવાર હઝરત અબૂ ઝર (રદિયલ્લાહુ અન્હૂ)ને સંબોધીને આમ સમજાવી :

(۲۳۳) عَنْ اَبِیْ ذَرٍّ رضی اللہ عنہ قَالَ قَالَ لِیْ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ یَا اَبَا ذَرٍّ تَقُوْلُ کَثْرَۃُ الْمَالِ الْغِنٰی قُلْتُ نَعَمْ ، قَالَ تَقُوْلُ قِلَّۃُ الْمَالِ اَلْفَقْرُ ؟ قُلْتُ نَعَمْ ، قَالَ ذَالِكَ ثَلَاثًا ، ثُمَّ قَالَ اَلْغِنٰی فِی الْقَلْبِ وَالْفَقْرُ فِی الْقَلْبِ.

(رواہ الطبرانی فی الکبیر)

(૨૩૩) **તરજુમો** : હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ મને ઈરશાદ ફરમાવ્યો : 'હે અબૂ ઝર ! શું તમે એમ સમજો છો કે માલ વધારે હોવાનું નામ તવંગરી છે ?' મેં અરજ કરી : 'હા, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! (એવું જ માનવામાં આવે છે).' પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'શું તમે એમ સમજો છો કે માલ ઓછો હોવાનું નામ ફકીરી અને મોહતાજી છે ?'

મેં અરજ કરી : 'હા, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! (એમ જ સમજવામાં આવે છે.) આ વાત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારાથી ત્રણ વાર ઈરશાદ ફરમાવી. તે પછી ઈરશાદ ફરમાવ્યો : 'મૂળ અમીરી દિલમાં હોય છે અને મૂળ મોહતાજી અને ગરીબી પણ દિલમાં જ હોય છે.' (મુઅ્જમે કબીર લિત્તબરાની)

**ખુલાસો** : હકીકત એ જ છે કે તવંગરી અને મોહતાજી, ખુશહાલી અને બદહાલીનો સંબંધ રૂપિયા–પૈસાથી વધીને માનવીના દિલ સાથે છે. જો દિલ ગની (નિ:સ્પૃહ) અને બેનિયાઝ છે, તો માનવી નચિંત અને ખુશહાલ છે અને જો દિલ લાલચનું શિકાર છે, તો દોલતના ઢગલા હોવા છતાં તે

ખુશહાલીથી મહરૂમ અને મોહતાજ–પરેશાનહાલ છે.

(૨૩૪) عَنْ اَبِىْ سَعِيْدٍ الْخُدْرِىِّ اَنَّ نَاسًا مِنَ الْاَنْصَارِ سَأَلُوْا رَسُوْلَ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَاَعْطَاهُمْ. ثُمَّ سَأَلُوْهُ فَاَعْطَاهُمْ حَتّٰى اِذَا نَفِدَ مَا عِنْدَهٗ قَالَ مَا يَكُوْنُ عِنْدِىْ مِنْ خَيْرٍ فَلَنْ اَدَّخِرَهٗ عَنْكُمْ وَمَنْ يَّسْتَعِفَّ يُعِفَّهُ اللهُ وَمَنْ يَسْتَغْنِ يُغْنِهِ اللهُ وَمَنْ يَّتَصَبَّرْ يُصَبِّرْهُ اللهُ وَمَا اُعْطِىَ اَحَدٌ مِنْ عَطَاءٍ اَوْسَعَ مِنَ الصَّبْرِ. (رواه ابوداود)

(૨૩૪) **તરજુમો :** હઝરત અબૂ સઈદ ખુદ્‌રી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, અન્સારમાંથી અમુક લોકોએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી એક વાર કંઈક માંગ્યું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને આપ્યું (પરંતુ તેમની માંગ પૂરી ન થઈ) અને તેમણે ફરીથી માંગ્યું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરી તેમને આપી દીધું. ત્યાં સુધી કે જે કંઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે હતું તે ખત્મ થઈ ગયું–કશું બાકી ન રહ્યું, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે અન્સારીઓને ફરમાવ્યું : 'સાંભળો ! જે માલ–દોલત પણ મારી પાસે હશે અને ક્યાંકથી આવશે, હું તેને તમારાથી બચાવીને નહિ રાખું અને પોતાની પાસે સંગ્રહ નહિ કરું (બલકે તમને આપતો રહીશ, પરંતુ આ વાત ખૂબ સમજી લો કે એ રીતે માંગી માંગીને મેળવવાથી આસૂદગી (ધરવ) અને ખુશહાલી ન મળશે, બલકે અલ્લાહ તઆલાનો નિયમ છે કે,) જે કોઈ બીજાઓની સામે હાથ ફેલાવવાથી પોતાને બચાવવા ચાહે છે, તો અલ્લાહ તઆલા તેમની સહાય કરે છે અને માંગવાની ઝિલ્લતથી તેને બચાવે છે.

અને જે કોઈ બંદાઓની સામે પોતાની મોહતાજી જાહેર કરવાથી બચવા ચાહે છે અર્થાત્ પોતાને બંદાઓનો મોહતાજ બનાવવા નથી ચાહતો, તો અલ્લાહ તઆલા તેને બંદાઓથી બેનિયાઝ બનાવી દે છે અને જે કોઈ કઠણ–નાજુક સમયે પોતાની તબિયત મજબૂત કરીને ધીરજ ધરવા ચાહે છે, તો અલ્લાહ તઆલા તેને સબ્રની તૌફીક આપી દે છે (સબ્રની હકીકત તેને

નસીબ થઈ જાય છે) અને કોઈ બંદાને પણ સબ્ર–ધૈર્યથી વધારે વિશાળ નેઅમત નસીબ નથી થઈ.' (સુનને અબી દાવૂદ)

**ખુલાસો :** હદીષનો વિશેષ બોધ એ જ છે કે બંદો જો ચાહતો હોય કે તે બીજાનો મોહતાજ ન થાય અને લોકો સામે હાથ ન ફેલાવવો પડે અને મુસીબતો તથા તકલીફો તેને પોતાની જગ્યાએથી હટાવી ન શકે, તો તેને જોઈએ કે તે પોતાની શક્તિ મુજબ પોતે તેવો બનવાની કોશિશ કરે. જો તે એવું કરશે તો અલ્લાહ તઆલા તેની પૂરી સહાય કરશે અને એ દરેક ચીજો તેને નસીબ થઈ જશે.

હદીષના અંતિમ ભાગમાં ફરમાવાયું છે કે, કોઈ બંદાને સબ્રથી વધારે વિશાળ કોઈ નેઅમત અતા નથી થઈ. વાસ્તવિકતા એ જ છે કે 'સબ્ર' દિલની જે કૈફિયતનું નામ છે, તે અલ્લાહ તઆલાની ખૂબ વિશાળ અને ઘણી મોટી નેઅમત છે. તેથી જ કુરઆને મજીદની આયત : **'વસ્તઇનૂ બિસ્સબ્રિ વસ્સલાતિ'**માં સબ્રને સલાત (નમાઝ)થી પણ પ્રાથમિકતા આપીને તેની મહત્તા દર્શાવવામાં આવી છે.

(٢٣٥)عَنْ حَكِيْمِ بْنِ حِزَامٍ قَالَ سَأَلْتُ رَسُوْلَ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَاَعْطَانِىْ ثُمَّ سَأَلْتُهُ فَاَعْطَانِىْ ثُمَّ قَالَ لِىْ يَاحَكِيْمُ اِنَّ هٰذَا الْمَالَ خَضِرٌ حُلْوٌ فَمَنْ اَخَذَهُ بِسَخَاوَةِ نَفْسٍ بُوْرِكَ لَهُ فِيْهِ وَمَنْ اَخَذَهُ بِاِشْرَافِ نَفْسٍ لَمْ يُبَارَكْ لَهُ فِيْهِ وَكَانَ كَالَّذِىْ يَأْكُلُ وَلَا يَشْبَعُ وَالْيَدُ الْعُلْيَا خَيْرٌ مِنَ الْيَدِ السُّفْلٰى قَالَ حَكِيْمٌ : فَقُلْتُ يَارَسُوْلَ اللهِ وَالَّذِىْ بَعَثَكَ بِالْحَقِّ لَا اَرْزَأُ اَحَدًا بَعْدَكَ شَيْئًا حَتّٰى اُفَارِقَ الدُّنْيَا. (رواه البخارى ومسلم)

(૨૩૫) **તરજુમો :** હઝરત હકીમ બિન હિઝામ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એકવાર મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી કંઈ માલ તલબ કર્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને આપ્યો. મેં ફરી માંગ્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

ફરી આપી દીધો. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને નસીહત ફરમાવી અને ઈરશાદ ફરમાવ્યો : હે હકીમ ! આ માલ સૌને ભાવતી અને મીઠી ચીજ છે, તો જે માણસ તેને લાલચ વિના સૈરચશ્મી (ભરેલી આંખે) અને મનની ઉદારતાની સાથે લે તો તેના માટે તેમાં બરકત આપવામાં આવશે અને જે માણસ દિલની લાલચની સાથે લેશે તો તેના માટે તેમાં બરકત ન થશે અને તેનો એ હાલ હશે કે તે ખાશે, પણ તૃપ્ત ન થશે–ધરાશે નહિ.

અને ઉપરવાળો (આપવાવાળો) હાથ નીચેવાળા (લેવાવાળા) હાથથી શ્રેષ્ઠ છે (એટલે દેનારનું સ્થાન ઉચ્ચ છે અને હાથ ફેલાવીને લેવું એક હલકી વાત છે, માટે શક્ય હોય ત્યાં સુધી તેનાથી બચવું જોઈએ). હકીમ (રદિયલ્લાહુ અન્હૂ) કહે છે કે (હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ બોધ અને ઉપદેશ સાંભળીને) મેં અરજ કરી : 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કસમ છે તે પાક ઝાતની જેણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને નબીએ બરહક બનાવીને મોકલ્યા છે, હવે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પછી મરતાં દમ સુધી હું કોઈથી કશું જ ન લઈશ.' (સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : બુખારી શરીફના કથન મુજબ હઝરત હકીમ (રદિયલ્લાહુ અન્હૂ)એ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જે વચન આપ્યું હતું, તેને એવું નિભાવ્યું કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પછી હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિયલ્લાહુ અન્હૂ) અને હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)એ પોતપોતાના ખિલાફતકાળમાં (જ્યારે કે સૌને જ વઝીફા–વર્ષાસન અને બખ્શિશ મળતા હતા) તેમને પણ બોલાવીને વારંવાર વઝીફા કે ભેટ આપવા ચાહયું, પરંતુ તેઓ એ લેવા રાજી જ ન થયા.

ફત્હુલ બારી નામની કિતાબમાં છે કે, પછી હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ અન્હૂ) અને હઝરત મુઆવિયહ (રદિયલ્લાહુ અન્હૂ)ની ખિલાફત અને ઈમારતકાળમાં પણ તેમણે વઝીફો કે ભેટ કંઈ જ ન સ્વીકાર્યા, ત્યાં સુધી કે હઝરત મુઆવિયહ (રદિયલ્લાહુ અન્હૂ)ના અમીરીકાળમાં ૧૨૦

વર્ષની ઉંમરે સને ૫૪ હિજરીમાં હઝરત હકીમ બિન હિઝામ (રદિયલ્લાહુ અન્હૂ) એ જ હાલતમાં વફાત પામ્યા.'

(૨૩૬) عَنْ عَبْدِ اللهِ بْنِ عَمْرٍو رَضِىَ اللهُ عَنْهُمَا قَالَ خَطَبَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ اِيَّاكُمْ وَالشُّحَّ فَاِنَّمَا هَلَكَ مَنْ كَانَ قَبْلَكُمْ بِالشُّحِّ اَمَرَهُمْ بِالْبُخْلِ فَبَخِلُوْا وَاَمَرَهُمْ بِالْقَطِيْعَةِ فَقَطَعُوْا وَاَمَرَهُمْ بِالْفُجُوْرِ فَفَجَرُوْا.

(رواه ابوداود)

(૨૩૬) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ ખુત્બો આપ્યો અને તેમાં ઈરશાદ ફરમાવ્યો કે, 'લોભ–લાલચથી બચો, કારણ કે તમારા પહેલાની કૌમો એ જ લાલચથી બરબાદ થઈ. તેણે જ તેમને બખીલાઈ–કંજૂસી કરવા કહ્યું, તો તેમણે બખીલાઈ અપનાવી લીધી. તેણે જ તેમને કત્એ રહ્મી (સગાઈના હકોની પાયમાલી)ના માટે કહ્યું, તો તેમણે કત્એ રહ્મી અપનાવી. તેણે જ તેમને બદકારી–કુકર્મના માટે કહ્યું, તો તેમણે બદકારીઓ કરી. (સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : એટલે લાલચ ફક્ત એક બુરી ટેવ જ નથી, બલકે તેના કારણે માનવ સમાજમાં બીજી પણ ઘણી ઘાતક ખરાબીઓ પેદા થઈ જાય છે, જે અંતે કૌમને લઈ ડૂબે છે, તેથી મુસ્લિમોને જોઈએ કે એ ભયાનક અને તબાહ કરનારી લાગણીથી પોતાનાં દિલો અને સીનાઓને સંપૂર્ણ બચાવે.

(૨૩૭) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضى الله عنه قَالَ سَمِعْتُ رَسُوْلَ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ شَرُّ مَافِىْ رَجُلٍ شُحٌّ هَالِعٌ وَجُبْنٌ خَالِعٌ. (رواه أبوداود)

(૨૩૭) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈરશાદ ફરમાવતા હતા કે : 'માનવીમાં સૌથી ખરાબ વાત બળાપો કરાવનારી લાલચ અને ગભરાવી નાખનારી

બુઝદિલી કે ડરપોકપણું છે.' (સુનને અબી દાવૂદ)

**ખુલાસો** : એ હકીકત છે કે લોભી–લાલચી માણસ હરઘડી એ રંજગમમાં પીડાય છે અને બળાપે છે કે આ નથી મળ્યું, તે નથી મળ્યું. ફલાણાની પાસે આ છે અને મારી પાસે આ નથી. એ જ રીતે વધારે ડરપોક માનવી વિના કારણે વહેમી ખતરાઓથી પણ દરેક પળે ગભરાતો રહે છે અને તેને સંતોષના શ્વાસ નસીબ નથી થતા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માનવ દિલની એ બન્નેય કૈફિયતોને બદતરીન કૈફિયત બતાવી અને ખરેખર એ બદતરીન અને અતિ ઝલીલ ટેવો છે.

## સબ્ર–ધૈર્ય અને શુક્ર :

આ દુનિયામાં દુ:ખ અને રંજ પણ છે અને રાહત અને ખુશી પણ. શાદી પણ છે અને ગમી પણ, મીઠાશ પણ છે અને કડવાશ પણ, શરદી પણ છે અને ગરમી પણ, ખુશગવારી પણ છે અને ના–ગવારી પણ અને એ સઘળું અલ્લાહ તઆલાના જ તરફથી અને તેના જ હુકમ અને ફેંસલાથી થાય છે. માટે અલ્લાહ તઆલા પર ઈમાન રાખનાર બંદાઓનો હાલ એ હોવો જોઈએ કે જ્યારે કોઈ દુ:ખ અને મુસીબત પેશ આવી જાય તો તે માયૂસી અને હેરાનીના શિકાર ન થાય, બલકે ઈમાની ધીરજ અને જમાવની સાથે તેનું સ્વાગત કરે અને દિલમાં એ યકીનને તાજું કરે કે આ સઘળું અલ્લાહ તઆલાના તરફથી છે, જે અમારા હિકમતવાળા અને કૃપાળુ રબ છે અને તે જ અમને આ દુ:ખ અને મુસીબતથી મુક્તિ–નજાત આપનાર છે.

એ જ પ્રમાણે જ્યારે તેમના સંજોગો અનુકૂળ હોય અને તેમની ચાહતો પૂરી થઈ રહી હોય, ખુશી–આનંદના સાધનો પ્રાપ્ત હોય, તો તેને પણ તેઓ પોતાનો કમાલ અને બાહુબળ–હોશિયારીનું પરિણામ ન સમજે, બલકે ત્યારે પોતાના દિલમાં એ વિશ્વાસને તાજો કરે કે, આ સઘળું ફક્ત અલ્લાહ તઆલાનો કરમ અને બખ્શિશ છે અને તે જ્યારે ચાહે પોતાની આપેલી હરેક નેઅમતને છીનવી પણ શકે છે, તેથી પ્રત્યેક નેઅમત પર તેનો શુક્ર (અદા) કરે.

એ ઈસ્લામની ખાસ તા'લીમાતમાંથી છે અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અનેક પ્રકારે તેની તા'લીમ અને શોખ અપાવ્યો છે. એ તા'લીમ પર અમલનો નતીજો એ આવે છે કે બંદો હર હાલતમાં અલ્લાહ તઆલાની સાથે સંલગ્ન–જોડાઈ જાય છે અને અન્ય લાભ એ થાય છે કે તે ક્યારેય મુસીબતો અને નિષ્ફળતાઓથી નાસિપાસ–નિરાશ નથી થતો અને લગાતાર રંજોગમથી પણ તેનો જીવ નથી ગભરાતો અને માયૂસી તથા દિલ તૂટવાથી તેની કાર્યશક્તિઓ ખત્મ નથી થતી.

એ સિલસિલાના હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના થોડાક ઈરશાદો નીચે વાંચો :

(૨૩૮) عَنْ صُهَيْبٍ رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ عَجَبًا لِاَمْرِ الْمُؤْمِنِ اِنَّ اَمْرَهٗ كُلَّهٗ لَهٗ خَيْرٌ وَلَيْسَ ذَالِكَ لِاَحَدٍ اِلَّا لِلْمُؤْمِنِ اِنْ اَصَابَتْهُ سَرَّاءُ شَكَرَ فَكَانَ خَيْرًا لَهٗ وَاِنْ اَصَابَتْهُ ضَرَّاءُ صَبَرَ فَكَانَ خَيْرًا لَهٗ.

(رواه مسلم)

(૨૩૮) **તરજુમો** : હઝરત સુહૈબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'મુઅ્મિન બંદાનો મુઆમલો પણ અજીબ છે. તેના દરેક મુઆમલા અને દરેક હાલમાં તેના માટે ભલાઈ જ ભલાઈ છે. જો તેને ખુશી અને રાહત પહોંચે તો તે પોતાના પાલનહારનો શુક્ર અદા કરે છે અને એ તેના માટે ખૈર જ ખૈર છે અને જો તેને દુ:ખ અને રંજ પહોંચે છે તો તે (તેને પણ પોતાના હિકમતવાળા કૃપાળુ રબનો ફૈસલો અને તેની હિકમત–મશિય્યતનું યકીન કરીને) તેના પર ધીરજ ધરે છે અને એ સબ્ર પણ તેના માટે સાંગોપાંગ ભલાઈ અને બરકતનો સબબ બને છે.' (મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : આ દુનિયામાં તકલીફ અને રાહત તો સૌના જ માટે છે, પરંતુ એનાથી અલ્લાહ તઆલાનો કુર્બ–નજદીકી અને રઝામંદી પ્રાપ્ત કરવી એ ફક્ત ઈમાનવાળાઓનો જ હિસ્સો છે અને કેમ કે સુખ–દુ:ખ અને

ખુશી–ગમી એવી ચીજો છે, જેમનાથી માનવીય જીવન ક્યારેય ખાલી નથી રહેતું, તેથી અલ્લાહ તઆલાના એવા બંદાઓનાં દિલો પણ સબ્ર અને શુક્રની કેફિયતોથી સદાય આબાદ રહે છે.

(٢٣٩) عَنْ اَبِىْ اُمَامَةَ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ يَقُوْلُ اللهُ تَبَارَكَ وَتَعَالٰى يَا ابْنَ اٰدَمَ اِنْ صَبَرْتَ وَاحْتَسَبْتَ عِنْدَ الصَّدْمَةِ الْاُوْلٰى لَمْ اَرْضَ لَكَ ثَوَابًا دُوْنَ الْجَنَّةِ. (رواه ابن ماجه)

(૨૩૯) **તરજુમો** : હઝરત અબૂ ઉમામહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : 'હે આદમ (અલયહિસ્સલામ)ના ફરઝંદ ! જો તેં સદમાની શરૂઆતમાં સબ્ર કરી અને મારી રઝા અને સવાબની નિય્યત કરી, તો હું પસંદ ન કરીશ કે જન્નતથી કમ અને તેના સિવાય કોઈ સવાબ તને આપવામાં આવે.' (ઈબ્ને માજહ)

**ખુલાસો** : માનવીને કોઈ સદમો પહોંચે છે, તો તેની વધારે અસર શરૂઆતમાં જ થાય છે, નહિતર અમુક સમય પસાર થયા પછી તો તે અસર આપોઆપ દૂર થઈ જાય છે, તેથી સબ્ર ખરેખર તે જ છે, જે સદમો પહોંચે ત્યારે જ અલ્લાહ તઆલાનો ખ્યાલ કરીને તેની રઝા–ખુશી અને સવાબ અર્થે કરવામાં આવે. તેની જ ફઝીલત–મહિમા છે અને તેના પર જ સવાબનો વાયદો છે. પાછળથી કુદરતી રીતે જે સબ્ર આવી જાય છે, તેની અલ્લાહ તઆલાને ત્યાં કશી કિંમત નથી.

આ હદીષનો અંદાઝ – અલ્લાહુ અકબર ! – કેટલો કૃપાળુ છે. સીધું બંદાને સંબોધન કરીને અલ્લાહ તઆલા ફરમાવે છે કે, 'હે આદમના ફરઝંદ ! જ્યારે મારી તકદીરથી તને કોઈ સદમો પહોંચે અને ત્યાં તું મારી રઝા અને સવાબની આશાએ તેનું ધીરજથી સ્વાગત કરે, તો તને જન્નત આપ્યા વિના હું રાજી ન થઈશ.' જાણે આ સબ્રના કારણથી જ બંદાની સાથે અલ્લાહ તઆલાનો એવો વિશેષ સંબંધ કાયમ થઈ જશે કે તે બંદાને જન્નત આપ્યા વિના અલ્લાહ તઆલા રાજી ન થશે.

**ફાયદો :** જ્યારે અલ્લાહ તઆલાના કોઈ બંદાને સદમો પહોંચે અને તે અલ્લાહ તઆલાના આ કૃપાળુ વાયદાને યાદ કરીને સબ્ર કરી લે, તો ઈન્શાઅલ્લાહ એ સબ્રમાં એક ખાસ લઝ્ઝત અને મીઠાશ મળશે અને આખિરતમાં અલ્લાહ તઆલાના તરફથી બેશક જન્નત પણ મળશે.

(٢٤٠) عَنِ ابْنِ عَبَّاسٍ رَضِيَ اللهُ عَنْهُمَا رَفَعَهُ مَنْ اُصِيْبَ بِمُصِيْبَةٍ فِيْ مَالِهٖ اَوْفِيْ نَفْسِهٖ فَكَتَمَهَا وَلَمْ يَشْكُهَا اِلَى النَّاسِ كَانَ حَقًّا عَلَى اللهِ اَنْ يَغْفِرَلَهٗ.

(رواه الطبرانى فى الاوسط)

(૨૪૦) **તરજુમો :** હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, 'જે બંદો કોઈ જાની અથવા માલી મુસીબતમાં સપડાય અને તેને કોઈની સામે જાહેર ન કરે અને ન તો લોકોથી ફરિયાદ કરે, તો અલ્લાહ તઆલાની ઝિમ્મેદારી છે કે તેને બખ્શી દેશે.' (મુઅ્જમે અવ્સત તબરાની)

**ખુલાસો :** સબ્રનો ઉચ્ચ પ્રકાર એ છે કે પોતાની પરેશાની અને તકલીફને કોઈની સામે પણ જાહેર ન કરે અને એવા સાબિરો–ધૈર્યવાનોના માટે આ હદીષમાં નજાતનો પાકો વાયદો કરવામાં આવ્યો છે. અલ્લાહ તઆલા આ વાયદાઓનો વિશ્વાસ અને તેનાથી લાભ ઉઠાવવાની આપણ સૌને નેક તૌફીક આપે, આમીન !

(٢٤١) عَنْ اُسَامَةَ بْنِ زَيْدٍ قَالَ اَرْسَلَتْ اِبْنَةُ النَّبِيِّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ اِلَيْهِ اَنَّ اِبْنًا لِيْ قُبِضَ فَأْتِنَا فَاَرْسَلَ يَقْرَءُ السَّلَامَ وَ يَقُوْلُ اِنَّ لِلّٰهِ مَا اَخَذَ وَلَهٗ مَا اَعْطٰى وَكُلٌّ عِنْدَهٗ بِأَجَلٍ مُسَمًّى فَلْتَصْبِرْ وَلْتَحْتَسِبْ فَاَرْسَلَتْ اِلَيْهِ تُقْسِمُ عَلَيْهِ لَيَأْتِيَنَّهَا فَقَامَ وَمَعَهٗ سَعْدُ بْنُ عُبَادَةَ وَمُعَاذُ بْنُ جَبَلٍ وَاُبَيُّ بْنُ كَعْبٍ وَ زَيْدُ بْنُ ثَابِتٍ وَّرِجَالٌ فَرُفِعَ اِلٰى رَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ الصَّبِيُّ وَنَفْسُهٗ يَتَقَعْقَعُ فَفَاضَتْ عَيْنَاهُ فَقَالَ سَعْدٌ يَا رَسُوْلَ اللهِ مَا هٰذَا ؟ فَقَالَ هٰذِهٖ رَحْمَةٌ جَعَلَهَا اللهُ فِيْ قُلُوْبِ عِبَادِهٖ فَاِنَّمَا يَرْحَمُ اللهُ مِنْ عِبَادِهِ الرُّحَمَاءَ. (رواه البخارى ومسلم)

(૨૪૧) **તરજુમો :** હઝરત ઉસામહ બિન ઝૈદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાહિબઝાદી (હઝરત ઝય્નબ રદિયલ્લાહુ અન્હા)એ આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે કહેવડાવ્યું કે, 'મારા બચ્ચાનો આખરી સમય છે, માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ લઈ આવો.' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેના જવાબમાં સલામ કહેવડાવી પયગામ–સંદેશ આપ્યો કે, 'બેટી ! અલ્લાહ તઆલા કોઈથી જે કંઈ લે તે પણ તેનું જ છે અને કોઈને જે કંઈ આપે તે પણ તેનું જ છે (જો કોઈને આપે છે, તો પોતાની ચીજ આપે છે અને કોઈથી લે છે તો પોતાની ચીજ લે છે) અને પ્રત્યેક વસ્તુના માટે તેના તરફથી એક મુદત અને સમય નિશ્ચિત છે, તો જોઈએ કે તમે સબ્ર કરો અને અલ્લાહ તઆલાથી એ સદમાના સવાબના તલબગાર બનો.

સાહિબઝાદીએ ફરીથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પયગામ મોકલ્યો અને કસમ આપી કે, 'અત્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અવશ્ય તશરીફ લઈ આવો.' તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઊઠીને ચાલવા માંડયા અને આપના સાથીઓમાંથી હઝરત સઅદ બિન ઉબાદહ અને મુઆઝ બિન જબલ અને ઉબય બિન કઅબ અને ઝૈદ બિન સાબિત અને બીજા કેટલાક સહાબા (રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન) પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે ચાલ્યા, તો તે બાળકને ઉઠાવીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખોળામાં મૂકવામાં આવ્યો અને તેનો શ્વાસ ઊખડી–નીકળી રહ્યો હતો.

તેનો એ હાલ જોઈને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આંખોમાંથી આંસૂ વહેવા લાગ્યા. તેના પર હઝરત સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)એ અરજ કરી : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આ શું ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, એ રહમ–દયાની તે લાગણીનું પરિણામ કે અસર છે, જે અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓનાં દિલોમાં નાખી છે અને અલ્લાહ તઆલાની રહમત તે જ બંદાઓ પર થશે,

જેમનાં દિલોમાં રહમ–દયાની એ લાગણી હશે.' (અને જેમનાં દિલ સખત અને રહમ–દયાની લાગણીથી સંપૂર્ણ કોરા–ખાલી હશે તેઓ અલ્લાહ તઆલાની રહમતના હકદાર ન ઠરશે.) (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : હદીષના અંતિમ ભાગથી જણાયું કે કોઇ સદમાથી દિલનું પ્રભાવિત થવું અને આંખોથી આંસૂ વહેવા એ સબ્રની વિરુદ્ધ નથી. સબ્રનો તકાઝો ફક્ત એટલો છે કે બંદો મુસીબત અને સદમાને અલ્લાહ તઆલાનો ઈરાદો યકીન કરીને બંદગીની શાનથી બરદાશ્ત કરે અને અલ્લાહ તઆલાની રહમતથી માયૂસ અને ફરિયાદ કરનાર ન બને અને તેની બાંધેલી હદોનો પાબંદ રહે. હઝરત સઅદ બિન ઉબાદહ (રદિયલ્લાહુ અન્હૂ)એ સવાલ એટલા માટે કર્યો કે, ત્યારે તેમને જાણ ન હતી કે દિલનો એ તઅષ્ષુર કે અનુભૂતિ અને આંખોથી આંસૂ વહેવા એ સબ્ર–ધૈર્યથી વિરુદ્ધ નથી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(૨૪૨) عَنْ مُعَاذٍ رضی اللہ عنہ اَنَّهٗ مَاتَ لَهٗ ابْنٌ فَكَتَبَ اِلَيْهِ النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَلتَّعْزِيَةَ "بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○ مِنْ مُحَمَّدٍ رَّسُوْلِ اللّٰهِ اِلٰى مُعَاذِ بْنِ جَبَلٍ سَلَامٌ عَلَيْكَ فَاِنِّىْ اَحْمَدُ اِلَيْكَ اللّٰهَ الَّذِىْ لَا اِلٰهَ اِلَّا هُوَ اَمَّا بَعْدُ فَاَعْظَمَ اللّٰهُ لَكَ الْاَجْرَ وَاَلْهَمَكَ الصَّبْرَ وَرَزَقَنَا وَاِيَّاكَ الشُّكْرَ فَاِنَّ اَنْفُسَنَا وَ اَمْوَالَنَا وَاَهْلَنَا مِنْ مَوَاهِبِ اللّٰهِ الْهَنِيْئَةِ وَعَوَارِيْهِ الْمُسْتَوْدَعَةِ مَتَّعَكَ اللّٰهُ بِهٖ فِىْ غِبْطَةٍ وَسُرُوْرٍ وَقَبَضَهٗ مِنْكَ بِاَجْرٍ كَبِيْرٍ، اَلصَّلٰوةُ وَ الرَّحْمَةُ وَالْهُدٰى اِنِ احْتَسَبْتَهٗ فَاصْبِرْ وَلَا يُحْبِطُ جَزَعُكَ اَجْرَكَ فَتَنْدَمَ وَاعْلَمْ اَنَّ الْجَزَعَ لَا يَرُدُّ مَيِّتًا وَّلَا يَدْفَعُ حَزَنًا وَمَا هُوَ نَازِلٌ فَكَانَ قَدْ. وَالسَّلَامُ. (رواه الطبرانى فى الكبير والاوسط)

(૨૪૨) **તરજુમો** : હઝરત મુઆઝ બિન જબલ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, તેમના એક દીકરાની વફાત થઇ, તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને આ તઅ્ઝિયતનામું કે દિલાસાપત્ર લખાવ્યો :

બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ

અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તરફથી (હઝરત) મુઆઝ બિન જબલ (રદિયલ્લાહુ અન્હૂ)ના નામે.

હું પ્રથમ તે અલ્લાહ તઆલાની તમારી સમક્ષ હમ્દ–વખાણ કરું છું, જેના સિવાય કોઈ મઅ્બૂદ કે પૂજ્ય નથી. (તે પછી) દુઆ કરું છું કે, અલ્લાહ તઆલા તમને મહાન સવાબ આપે અને તમારા દિલને સબ્ર અતા ફરમાવે અને અમને અને તમને નેઅમતો પર શુક્રની તૌફીક બખ્શે, આમીન !

હકીકત એ છે કે, આપણાં જાન અને આપણા માલ અને આપણાં બાલ–બચ્ચાં એ સૌ અલ્લાહ તઆલાની દેન છે અને તેણે સોંપેલી અમાનતો. (એ નિયમ પ્રમાણે તમારો દીકરો પણ અમાનતે ઈલાહી કે ખુદાઈ થાપણ હતી.)

અલ્લાહ તઆલાએ જ્યાં સુધી ચાહ્યું, ખુશી અને એશની સાથે તમને તેનાથી લાભ ઉઠાવવાનો અને દિલ બેહલાવવાનો મોકો આપ્યો અને જ્યારે તેણે ચાહ્યું તો પોતાની એ અમાનત તમારાથી પાછી લઈ લીધી અને તે તમને તેનો મોટો સવાબ દેનાર છે. અલ્લાહ તઆલાની ખાસ મહેરબાની અને રહમત–કૃપા અને તેના તરફથી હિદાયત(ની તમને ખુશખબરી છે), જો તમે સવાબ અને અલ્લાહ તઆલાની ખુશ્નૂદીના ઈરાદાથી સબ્ર કરી.

તો હે મુઆઝ (રદિયલ્લાહ અન્હૂ) ! ધીરજ ધરો અને એવું ન થાય કે શિકવા–શિકાયત તમારા અજ્રને બરબાદ કરી દે અને પછી શરમિંદગી થાય (કે સદમો પણ પહોંચ્યો અને સવાબ પણ ગયો) અને યકીન રાખો કે હાય–વોયથી કોઈ મરનાર પાછું નથી આવતું અને તેનાથી દિલનો રંજોગમ દૂર થાય છે અને અલ્લાહ તઆલા તરફથી જે હુકમ ઊતરે છે, તે થઈને રહેનાર છે; બલકે વિશ્વાસપૂર્વક થઈ ચૂક્યો છે.'

વસ્સલામ

(મુઅ્જમે કબીર અને મુઅ્જમે અવ્સત)

**ખુલાસો** : કુરઆને મજીદમાં મુસીબતો પર સબ્ર કરનાર બંદાઓને ત્રણ ચીજોની ખુશખબરી આપવામાં આવી છે, ઈરશાદ છે : **'ઊલાઈ–ક અલય્હિમ્ સલવાતુમ્ મિર્રબ્બિહિમ્ વ રહ્મતુંવ્ વ ઊલાઈ–ક હુમુલ્ મુહ્તદૂન.'** તરજુમો : તે લોકો પર અલ્લાહ તઆલાની વિશેષ મહેરબાની હશે અને તેઓને રહમતથી નવાઝવામાં આવશે અને તેઓ હિદાયત પામેલા હશે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ દિલાસાપત્રમાં એ જ કુરઆની બશારતની તરફ સંકેત કરતાં ઈરશાદ ફરમાવ્યો છે કે, 'જો તમે સવાબ અને રઝાએ ઈલાહીની નિય્યતથી એ સદમા પર ધીરજ ધરી તો તમારા માટે અલ્લાહ તઆલાની ખાસ નવાઝિશ અને તેની રહમત અને હિદાયતની ખુશખબરી છે.'

**ફાયદો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ દિલાસાપત્રમાં પ્રત્યેક મુઅ્મિન બંદાના માટે દિલસોઝી અને શિખામણ તથા આશ્વાસનનો પૂરતો સામાન છે. કાશ, પોતાની મુસીબતોમાં આપણે આ ઈમાનવર્ધક તઅ્ઝિયત અને નસીહતથી બોધ પ્રાપ્ત કરીએ અને સબ્ર અને શુક્રને પોતાનો શિઆર કે ઓળખચિહ્ન બનાવીએ.

(۲۴۳) عَنْ اُمِّ الدَّرْدَاءِ قَالَتْ سَمِعْتُ اَبَا الدَّرْدَاءِ يَقُوْلُ سَمِعْتُ اَبَا الْقَاسِمِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ : اِنَّ اللّٰهَ تَبَارَكَ وَتَعَالٰى قَالَ يَاعِيْسٰى اِنِّىْ بَاعِثٌ مِنْ بَعْدِكَ اُمَّةً اِذَا اَصَابَهُمْ مَايُحِبُّوْنَ حَمِدُوا اللّٰهَ وَ اِنْ اَصَابَهُمْ مَايَكْرَهُوْنَ اِحْتَسَبُوْا وَصَبَرُوْا وَلَا حِلْمَ وَلَا عَقْلَ فَقَالَ يَارَبِّ كَيْفَ يَكُوْنُ هٰذَا لَهُمْ وَلَا حِلْمَ وَلَا عَقْلَ قَالَ اُعْطِيْهِمْ مِنْ حِلْمِىْ وَعِلْمِىْ.

(رواه البيهقى فى شعب الايمان)

(૨૪૩) **તરજુમો** : હઝરત અબુ દર્દાઅ્ (રદિયલ્લાહુ અન્હૂ)નાં બીબી ઉમ્મે દર્દાઅ્ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે, તેઓ કહે છે કે

મારાથી મારા ખાવિન્દ અબુ દર્દાઅ્ (રદિયલ્લાહુ અન્હૂ)એ બયાન કર્યું કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું કે, અલ્લાહ તઆલાએ હઝરત ઈસા (અલયહિસ્સલામ)ને ફરમાવ્યું કે, 'હે ઈસા (અલયહિસ્સલામ) ! હું તમારા પછી એક ઉમ્મત પેદા કરીશ, જેની સીરત–ચરિત્ર આ હશે કે, જ્યારે તેમને તેમની ઈચ્છા મુજબ નેઅ્મતો મળશે, તો તે શુક્રની લાગણીથી ભરપૂર થઈને અલ્લાહ તઆલાની હમ્દો–સના (ગુણગાન) કરશે અને જ્યારે તેમના પર નાપસંદ સંજોગો આવશે, તો તેઓ સબ્રથી તેમનું સ્વાગત કરશે અને અલ્લાહ તઆલાથી અજ્ર–સવાબના તાલિબ કે ચાહક બનશે, જ્યારે કે તેમનામાં (કોઈ વિશેષ પ્રકારની) સહનશીલતા અને અકલમંદી ન હશે.'

હઝરત ઈસા (અલયહિસ્સલામ)એ અરજ કરી કે, 'જ્યારે તેમનામાં બરદાશ્ત અને સમજદારી ન હશે, તો તેમનાથી સારા હાલાતમાં શુક્ર અને મુસીબતો પર સબ્ર શી રીતે થશે ?' અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : 'હું તેમને પોતાના હુકમ અને ઈલ્મથી કંઈક અંશ આપીશ.'

(બય્હકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : મુસીબતમાં નિરાશ, હૃદયભંગ અને અવાચક થઈ જવું અને નેઅમત અને ખુશહાલીમાં છકી જઈને પોતાની મૂળ હકીકત અને અલ્લાહ તઆલાને પણ ભૂલી જવું માનવીની સામાન્ય નબળાઈ છે, તેને જ કુરઆને મજીદમાં ફરમાવવામાં આવ્યું છે : **'ઇન્નલ્ ઇન્સા–ન ખુલિ–ક હલૂઅન્ ઇઝા મસ્સહુશ્શર્રુ જઝૂઅન્ વ ઇઝા મસ્સહુલ્ ખય્રૂ મનૂઅન્ !'** હવે જો કોઈ ઉમ્મત કે વર્ગનું ચારિત્ર્ય એવું હોય કે તે મુસીબતોમાં સબ્ર કરનાર અને નેઅમતો પર શુક્રગુઝાર હોય, તો અલ્લાહ તઆલાનો તેના પર ખાસ ફઝલ છે અને તેનો મોટો ઈમ્તિયાઝ કે વિશેષતા છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આમ સહાબા અને તે પછીના યુગોના નેક મુઅ્મિનોને અલ્લાહ તઆલાએ જે ખાસ રૂહાની–આત્મિક ગુણો આપ્યા; તેમાંથી એક આ પણ છે કે તેમને

સબ્ર–શુક્રના ગુણોથી નવાઝ્યા અને તેમના સબ્રો–શુક્રનું ઝરણું તેમની બુદ્ધિ તથા જ્ઞાનની વિશાળતા નથી; બલકે અલ્લાહ તઆલાનો વિશેષ કરમ છે કે તેણે પોતાના ઈલ્મ તથા બુર્દબારીના થોડાક કણ તે બંદાઓને આપી દીધા છે અને સબ્ર–શુક્ર તેનાં જ ફળ છે.

જે રીતે આ ઉમ્મતની બીજી અનેક વિશેષતાઓ અને ખુસૂસિય્યતોનો ઝિક્ર અલ્લાહ તઆલાએ અમુક આગલા નબીઓથી ફરમાવ્યો, એ જ રીતે સબ્ર–શુક્રમાં તેમની વિશેષતાનો ઉલ્લેખ અલ્લાહ તઆલાએ હઝરત ઈસા (અલયહિસ્સલામ)થી ફરમાવ્યો, જેથી તેમને મા'લૂમ થાય કે માનવીની રૂહાની તરબિયત અને વ્યક્તિત્વ–ઘડતરનાં જે કામ તેમણે અને તેમનાથી પહેલાં અલ્લાહ તઆલાના બીજા પયગમ્બરોએ કર્યાં, તેમની પૂર્ણાહુતિ તેમના પછી આવનાર પયગમ્બરની મારફત થનાર છે અને તેના પરિણામે એક એવી ઉમ્મત પ્રકટ થનારી છે, જે ધૈર્ય અને કૃતજ્ઞતા (સબ્રો–શુક્ર)ના સ્થાને બિરાજશે અને અલ્લાહ તઆલાના ઈલ્મ તથા બરદાશ્તથી તે નસીબવંત થશે.

## તવક્કુલ–યકીન અને અલ્લાહ તઆલાના ફેંસલા પર રાજી રહેવું :

આપણે માનવીને જે હકીકતો હઝરાતે અમ્બિયા–એ–કિરામ (અલયહિમુસ્સલામ)ની મારફતે મા'લૂમ થઈ છે, તેમાંથી એક અગત્યની હકીકત આ પણ છે કે આ સૃષ્ટિમાં જે કંઈ થાય છે અને જેને જે કંઈ મળે છે કે નથી મળતું, તે સૌ સીધું અલ્લાહ તઆલાના આદેશ અને નિર્ણયથી થાય છે અને જાહેરી અસ્બાબ કે બાહ્ય કાર્યકારણોની પોઝીશન એથી અધિક કંઈ નથી કે તે ચીજોના આપણાં સુધી પહોંચવાના અલ્લાહ તઆલાએ જ ઠરાવેલા ફક્ત માધ્યમો અને માર્ગો છે, જેમ કે ઘરોમાં પાણી જે નળ દ્વારા પહોંચે છે તે પાણીના ફક્ત વાહક છે, પાણીની વહેંચણીમાં તેમની પોતાની કોઈ દખલ કે રૉલ નથી. એ જ રીતે આ અસ્તિત્વ જગતમાં અસ્બાબની અસર તદ્દન નથી, બલકે કાર્યશીલ અને પ્રભાવક ફક્ત અલ્લાહ તઆલાની ઝાત અને તેનો

આદેશ છે.

એ હકીકત પર યકીન રાખીને પોતાનાં સર્વે હેતુઓ અને કાર્યોમાં માત્ર અલ્લાહ તઆલાની ઝાત પર વિશ્વાસ રાખવો, તેનાથી જ લગની રાખવી, તેની જ શક્તિ અને તેની જ કૃપા પર નજર રાખવી, તેનાથી આશા અને ડર રાખવો અને તેનાથી જ દુઆ કરવી, બસ આ જ કાર્યપદ્ધતિનું નામ દીનની પરિભાષામાં તવક્કુલ છે. તવક્કુલની મૂળ હકીકત બસ આટલી જ છે. જાહેરી અસ્બાબ અને તદબીરોનું છોડવું તવક્કુલના માટે અનિવાર્ય નથી.

હઝરાતે અમ્બિયા (અલયહિમુસ્સલામ) સવિશેષ અમ્બિયાના સરદાર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) અને પ્રત્યેક યુગના કામિલ આરિફો કે અલ્લાહ તઆલાના પરિપૂર્ણ જ્ઞાતાઓનો તવક્કુલ એ જ હતો અને તેઓ અસ્બાબના ઉપયોગમાં પણ અલ્લાહ તઆલાની રઝામંદી અને તેના આદેશોના પાલનનો સંપૂર્ણ ખ્યાલ રાખતા હતા. ઉપરાંત, આ પણ વિશ્વાસ ધરાવતા હતા કે અલ્લાહ તઆલાની કુદરત એ અસ્બાબની પાબંદ નથી. તે (સર્વશક્તિમાન) ચાહે તો તેમના વિના પણ બધું જ કંઈ કરી શકે છે અને ક્યારેક તેઓ અલ્લાહ તઆલાની એ શક્તિના દર્શન અને અનુભવ પણ કરતા હતા.

સારાંશ કે તવક્કુલના માટે અસ્બાબને છોડવું, ન તો શર્ત છે, ન તેની હકીકતમાં દાખલ છે. હા, જો હાલના દબાવથી કોઈ અલ્લાહ તઆલાનો યકીનવાળો બંદો અસ્બાબ છોડી દે તો વાંધો નથી; બલકે તેના હકમાં એ કમાલ જ હશે. એ જ રીતે જો સાધનોથી દિલનો સંબંધ તોડવા માટે અને કાર્યકારણોના બદલે અલ્લાહ તઆલા પર યકીન પેદા કરવા માટે અથવા બીજાઓને તેમનું દર્શન અને અનુભવ કરાવવા માટે કોઈ અલ્લાહ તઆલાનો બંદો અસ્બાબ છોડવાનો રવૈયો અપનાવી લે, તો એ પણ સંપૂર્ણ ઠીક–સહીહ હશે.

અલબત્ત, તવક્કુલની મૂળ હકીકત એ જ છે, જે પહેલાં વર્ણવાઈ. કુરઆન–હદીષમાં તેની જ પ્રેરણા તથા આમંત્રણ અપાયાં છે અને તેના પર

ચાલનારાઓના વખાણ કરવામાં આવ્યા છે અને નિ:શંક, એ તવક્કુલ ઈમાન અને વહ્દાનિયતના કમાલનું અનિવાર્ય ફળ છે, જેને તવક્કુલ નથી નસીબ થયું, નિ:શંક તેનું ઈમાન અને વહ્દાનિય્યત કામિલ કે પરિપૂર્ણ નથી.

પછી તવક્કુલથી પણ આગળ રઝા બિલ્ કઝા કે અલ્લાહ તઆલાના ફેંસલા પર રાજી રહેવાનું સ્થાન છે. સંજોગો અનુકૂળ હોય કે પ્રતિકૂળ, એમ સમજીને કે તે મારા માલિકના જ મોકલેલા છે તેમના પર દિલથી ખુશ રહે અને રાહત–આફિયતના દિવસોની જેમ તકલીફ–પરેશાનીના સમયમાં પણ તેના અલ્લાહને ઓળખતા દિલની પુકાર આ જ હોય કે, 'દોસ્ત પાસેથી જે પણ પહોંચે, તે સારું જ છે.'

આ પ્રાસંગિક લખાણ પછી તવક્કુલ–વિશ્વાસ અને રઝા બિલ્ કઝા–નિયતિ પર રાજીપો–ના સિલસિલાના થોડાક નબવી ઈરશાદાત વાંચો :

(٢٤٤) عَنِ ابْنِ عَبَّاسٍ رَضِيَ اللهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَدْخُلُ الْجَنَّةَ مِنْ اُمَّتِيْ سَبْعُوْنَ اَلْفًا بِغَيْرِ حِسَابٍ هُمُ الَّذِيْنَ لَا يَسْتَرْقُوْنَ وَلَا يَتَطَيَّرُوْنَ وَعَلٰى رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ. (رواه البخارى ومسلم)

(૨૪૪) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, મારી ઉમ્મતમાંથી સિત્તેર હજાર હિસાબ વિના જન્નતમાં જશે. તેઓ તે અલ્લાહ તઆલાના બંદાઓ હશે, જેઓ મંત્ર–તંત્ર નથી કરાવતા; ખરાબ શુગૂન (અપશુકન) નથી લેતા અને પોતાના પરવરદિગાર પર વિશ્વાસ ધરાવે છે.' (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જ્યારે નબી બનાવાયા ત્યારે આરબોમાં બીજી અનેક નાની–મોટી સુધારાપાત્ર ખરાબીઓ ઉપરાંત આ બે ખરાબીઓ પણ સામાન્ય રીતે પ્રચલિત હતી : (૧) જ્યારે તેઓ પોતે અથવા તેમનાં બાળકો કોઈ રોગ કે દર્દમાં સપડાતાં, તો તે સમયે મંત્ર ભણનારાઓથી મંત્ર–તંત્ર કરાવીને તેઓ સમજતા કે દુ:ખ અને રોગ

ભગાડવાની એ એક સરળ રીત છે (અને સામાન્યતઃ એ જંતર મંતર જહાલત–કાળનાં જ છે).

(૨) તેઓ જ્યારે કોઈ એવું કામ કરવાનો ઈરાદો કરતા, જેમાં નફા–નુકસાન કે હાર–જીત બન્નેની શક્યતા રહેતી, તો શુગૂન–શુકન લેતા અને જો શુગૂન ખરાબ નીકળતો, તો સમજતા કે એ કામ અમને રાસ–માફક નહીં આવે. તેથી ફરીથી તેને ન કરતા. મતલબ કે શુગૂન (શુભ–અશુભ)ને પણ તેઓ અહિત કે નુકસાનથી બચવાનો સરળ ઉપાય સમજી તેના પર અમલ કરતા હતા.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ બન્નેય બુરાઈઓની વિવિધ પ્રસંગોએ બુરાઈ ફરમાવી અને તા'લીમ આપી કે બીમારી દૂર કરાવવાના માટે મંત્ર–તંત્ર ન કરાવવામાં આવે અને બુરા શુકન લેવાની અને તેની અસર લેવાની એ રીત પણ છોડવામાં આવે અને યકીન રાખવામાં આવે કે, બીમારી અને તંદુરસ્તી અને નફો–નુકસાન સઘળું અલ્લાહ તઆલાના જ અધિકારમાં છે. માટે તેના પર યકીન રાખવામાં આવે અને પોતાનાં ધ્યેયો અને જરૂરતોના માટે ફક્ત તે જ સાધનો અને ઉપાયો ઉપયોગમાં લે, જે તેની મરજીની વિરુદ્ધ ન હોય, કારણ કે મૂળ કાર્યકર્તા અને પ્રભાવક અસ્બાબ નથી, બલકે અલ્લાહ તઆલાની ઝાત અને તેનો હુકમ છે, તેથી કોઈ હેતુના માટે એવા અસ્બાબ–કાર્યકારણો અપનાવવા, જે અલ્લાહ તઆલાને નાપસંદ છે એ નરી મૂર્ખતાની વાત છે.

તો હદીષ શરીફનો મતલબ એ જ છે કે જન્નતમાં હિસાબ વિના જનારા અલ્લાહ તઆલાના તે બંદાઓ હશે, જેમણે અલ્લાહ જલ્લ શાનુહૂ પર યકીન રાખીને મંતર અને બૂરા શુકનના એ ખોટા રસ્તાઓને ત્યજી–છોડી દીધા હશે.

આ હદીષ શરીફ ફક્ત પેશીનગોઈ–આગાહી અને આખિરતમાં પેશ આવનારા બનાવની ફક્ત ખબર જ નથી; બલકે હદીષનો મૂળ હેતુ એ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જે ઉમ્મતીઓને આ હદીષ પહોંચે,

તેઓ પોતાનાં જીવનને તવક્કુલ (અલ્લાહ તઆલા પર વિશ્વાસ)વાળું જીવન બનાવવાનો પ્રયાસ કરે, જેથી અલ્લાહ જલ્લ શાનુહૂના ફઝલો–કરમથી જન્નતમાં હિસાબ–કિતાબ વિના જનારાઓની યાદીમાં તેમનાં નામ પણ આવી જાય. આ હદીષમાં જે સિત્તેર હજારનો ઉલ્લેખ છે, તેઓ એ ફઝીલતના પ્રથમ કક્ષાએ હકદાર હશે, નહિતર બીજી હદીષમાં એટલો વધારો પણ આવ્યો છે કે તેઓ (સિત્તેર હજાર)માંથી દરેકની સાથે સિત્તેર–સિત્તેર હજાર બીજા પણ હિસાબ વિના જન્નતમાં દાખલ કરવામાં આવશે.

(٢٤٥) عَنْ عُمَرَ بْنِ الْخَطَّابِ رضي الله عنه قَالَ سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ لَوْ اَنَّكُمْ تَتَوَكَّلُوْنَ عَلَى اللهِ حَقَّ تَوَكُّلِهٖ لَرَزَقَكُمْ كَمَا يَرْزُقُ الطَّيْرَ تَغْدُوْا خِمَاصًا وَتَرُوْحُ بِطَانًا. (رواه الترمذى وابن ماجه)

(૨૪૫) **તરજુમો** : હઝરત ઉમર બિન ખત્તાબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈરશાદ ફરમાવતા હતા કે, 'જો તમે લોકો અલ્લાહ તઆલા પર એવો તવક્કુલ–ભરોસો રાખો, જેવો કે તેના પર તવક્કુલ કરવાનો હક છે, તો તમને તે એવી રીતે રોઝી આપે જેમ કે પક્ષીઓને આપે છે; તેઓ સવારનાં ભૂખ્યા પોતાના માળામાંથી નીકળે છે અને સાંજે પેટ ભરીને પાછા ફરે છે.' (તિરમિઝી, ઈબ્ને માજહ)

**ખુલાસો** : માનવી જો રોઝીના મામલામાં અલ્લાહ તઆલા પર એવો વિશ્વાસ રાખે, જેવો રાખવો જોઈએ, તો જેમ તે પક્ષીઓને સહૂલતથી રોઝી આપે છે કે તેમને માનવીની જેમ મહેનત–મશક્કત કર્યા વિના સામાન્ય હલનચલન કરવાથી રોઝી મળી જાય છે, એ જ રીતે અલ્લાહ તઆલા માનવીને પણ આસાનીથી રોઝી આપે અને તેમને બીજાઓની જેમ વધારે વેઠ–મહેનત કરવી ન પડે.

(٢٤٦) عَنْ عَمْرِو بْنِ الْعَاصِ رَضِیَ اللّٰہُ عَنْہُ قَالَ قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ اِنَّ لِقَلْبِ ابْنِ اٰدَمَ بِکُلِّ وَادٍ شُعْبَۃً فَمَنْ اَتْبَعَ قَلْبَہُ الشُّعَبَ کُلَّھَا لَمْ یُبَالِ اللّٰہُ بِاَیِّ وَادٍ اَھْلَکَہٗ وَمَنْ تَوَکَّلَ عَلَی اللّٰہِ کَفَاہُ الشُّعَبَ. (رواہ ابن ماجہ)

(૨૪૬) **તરજુમો** : હઝરત અમ્ર બિન આસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'માનવીના દિલના માટે દરેક મેદાનમાં એક શાખ છે (અર્થાત્ પ્રત્યેક મેદાનમાં માનવીના દિલની ઇચ્છાઓ ફેલાયેલી છે). તો જો માણસ પોતાના દિલને એ સઘળી શાખો અને ખ્વાહિશોમાં લગાવી દેશે અને વિચારના ઘોડાઓ દરેક દિશાએ દોડાવશે, તો અલ્લાહ તઆલાને પરવા ન હશે કે કઇ વાડી અને કયા મેદાનમાં તે બરબાદ થાય અને જે માનવી અલ્લાહ તઆલા પર વિશ્વાસ કરે (અને પોતાની જરૂરતો તેને સોંપી દે અને પોતાના જીવનને તેના હુકમને આધીન બનાવી દે), તો અલ્લાહ તઆલા તેની દરેક જરૂરતોના માટે કાફી થઇ જશે.' (અને તેના દિલને શાંતિ અને સંતોષની તે દોલત નસીબ થશે, જે આ જગતની સૌથી કિંમતી દોલત અને નેઅમત છે.)

**ખુલાસો** : બંદો પોતાની જરૂરિયાત અલ્લાહ તઆલા પર યકીન અને તવક્કુલ રાખીને તેને સોંપી દે અને તેના હુકમોનો પાબંદ થઇને જીવન વિતાવે, દુન્યવી કોશિશને પણ તેના હુકમને તાબે કરી દે, તો તે તેની જરૂરતો માટે કાફી થઇ જશે.

(٢٤٧) عَنِ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ عَنْھُمَا قَالَ کُنْتُ خَلْفَ رَسُوْلِ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ یَوْمًا فَقَالَ یَا غُلَامُ اِحْفَظِ اللّٰہَ یَحْفَظْکَ، اِحْفَظِ اللّٰہَ تَجِدْہُ تِجَاھَکَ وَاِذَا سَاَلْتَ فَاسْئَلِ اللّٰہَ وَاِذَا اسْتَعَنْتَ فَاسْتَعِنْ بِاللّٰہِ وَاعْلَمْ اَنَّ الْاُمَّۃَ لَوِ اجْتَمَعَتْ عَلٰی اَنْ یَنْفَعُوْکَ بِشَیْءٍ لَمْ یَنْفَعُوْکَ اِلَّا بِشَیْءٍ قَدْ کَتَبَہُ اللّٰہُ لَکَ، وَلَوِ اجْتَمَعُوْا عَلٰی اَنْ یَّضُرُّوْکَ بِشَیْءٍ لَمْ یَضُرُّوْکَ اِلَّا بِشَیْءٍ قَدْ کَتَبَہُ اللّٰہُ عَلَیْکَ رُفِعَتِ الْاَقْلَامُ وَجَفَّتِ الصُّحُفُ. (رواہ احمد والترمذی)

(૨૪૭) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, એક દિવસ હું હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે એક જ સવારી પર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ સવાર હતો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને સંબોધીને ઈરશાદ ફરમાવ્યો : 'હે લડકા ! તું અલ્લાહ તઆલાનો ખ્યાલ રાખ (અર્થાત્ તેના આદેશોના પાલન અને તેના હક્કોની અદાયગીથી બેપરવા ન થા), તો અલ્લાહ તઆલા તારો ખ્યાલ ફરમાવશે અને દુનિયા તથા આખિરતની બલાઓ–મુસીબતોથી તારી હિફાઝત કરશે. તું અલ્લાહ તઆલાને યાદ રાખ જેવી રીતે કે યાદ રાખવો જોઈએ, તો તેને તું પોતાની સામે પામીશ.'

અને જ્યારે તું કોઈ ચીજને માંગવા ચાહે, તો બસ અલ્લાહ તઆલાથી જ માંગ અને જ્યારે તું મદદનો મોહતાજ અને ચાહક હોય, તો અલ્લાહ તઆલાથી મદદ માંગ અને એ વાત દિલમાં ઠસાવી લે કે જો આખો માનવ સમાજ પણ એકત્ર થઈને (એમ) ચાહે કે તને કશી વસ્તુથી લાભ પહોંચાડે તો ફક્ત તે જ ચીજથી તને લાભ પહોંચાડી શકશે, જે અલ્લાહ તબારક વ તઆલાએ તારા માટે નિર્માણ કરી દીધી છે; તે વિના કોઈ ચીજથી નહીં.

એ જ રીતે જો આખું માનવ જગત તને કોઈ વસ્તુથી નુકસાન પહોંચાડવા ચાહે તો ફક્ત તે જ ચીજથી નુકસાન પહોંચાડી શકે છે, જે અલ્લાહ તઆલાએ પ્રથમથી જ તારા માટે નિર્માણ કરી દીધી છે, તે વિના કશી ચીજથી નહીં. કલમ (લખીને) ઊઠી ચૂક્યા અને (લખાયેલા) કાગળો સુકાઈ પણ ગયા.' (મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : જ્યારે વસ્તુસ્થિતિ એ છે જે આ હદીષમાં વર્ણવાઈ, તો એવી હાલતમાં પોતાની જરૂરતોના માટે કોઈ મખલૂક–સર્જનથી સવાલ કરવો અને મદદ માંગવી ફક્ત મૂર્ખાઈ અને માર્ગ ભૂલવો છે. માટે જે માંગવું હોય, તે અલ્લાહ તઆલાથી (જ) માંગો અને પોતાની હાજતો માટે તેની જ સામે

હાથ ફેલાવો, અને તેનાથી પામવાની રીત આ છે કે તેને, તેના આદેશો અને હક્કોને યાદ રાખો; તે તમને યાદ રાખશે અને તમારી જરૂરતો પૂરી કરશે અને દુનિયા અને આખિરતમાં તમારા પર ફઝલો–કરમ ફરમાવશે.

**નોંધ** : તકદીર (નિયતિ)નો મતલબ તથા તેને માનવા છતાં તદબીરની જરૂરત વિશે મઆરિફુલ્ હદીષ, ભાગ–૧માં તકદીરનું વર્ણન વાંચી જવું.

(٢٤٨) عَنِ ابْنِ مَسْعُوْدٍ رَضِىَ اللهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ لَيْسَ مِنْ شَيْئٍ يُقَرِّبُكُمْ اِلَى الْجَنَّةِ وَيُبَاعِدُكُمْ مِنَ النَّارِ اِلَّا قَدْ اَمَرْتُكُمْ بِهٖ وَلَيْسَ شَيْئٌ يُقَرِّبُكُمْ مِنَ النَّارِ وَيُبَاعِدُكُمْ مِنَ الْجَنَّةِ اِلَّا قَدْ نَهَيْتُكُمْ عَنْهُ وَاِنَّ الرُّوْحَ الْاَمِيْنَ (وَفِىْ رِوَايَةٍ وَاِنَّ رُوْحَ الْقُدُسِ) نَفَثَ فِىْ رَوْعِىْ اَنَّ نَفْسًا لَنْ تَمُوْتَ حَتّٰى تَسْتَكْمِلَ رِزْقَهَا اَلَا فَاتَّقُوا اللهَ وَاَجْمِلُوْا فِى الطَّلَبِ، وَلَا يَحْمِلَنَّكُمْ اِسْتِبْطَاءُ الرِّزْقِ اَنْ تَطْلُبُوْهُ بِمَعَاصِى اللهِ فَاِنَّهٗ لَا يُدْرَكُ مَا عِنْدَ اللهِ اِلَّا بِطَاعَتِهٖ. (رواه البغوى فى شرح السنة والبيهقى فى شعب الايمان)

(૨૪૮) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, 'હે લોકો ! નથી કોઇ ચીજ એવી જે જન્નતથી તમને નજીક અને દોઝખથી તમને દૂર કરે, પરંતુ તેનો આદેશ હું તમને આપી ચૂક્યો છું અને એવી જ રીતે નથી કોઇ ચીજ એવી જે જહન્નમથી તમને નજીક અને જન્નતથી દૂર કરે, પરંતુ હું તમને તેનાથી મનાઇ કરી ચૂક્યો છું (એટલે નેકી અને સવાબ તથા બદી અને ગુનાહની જાણ અને કરવા તથા ન કરવાના કામ અને ઈચ્છિત તથા નિષિદ્ધ સઘળા આદેશો જે મને મળ્યા, તે હું તમને પહોંચાડી ચૂક્યો છું).'

અને 'અર્રૂહુલ્ અમીન' કે 'રૂહુલ્ કુદ્સ' (બન્નેયથી મુરાદ હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ છે) એ હમણાં મારા દિલમાં આ વાત નાખી છે

(એટલે કે અલ્લાહ તઆલા તરફથી આ વહી પહોંચાડી છે) કે કોઇ શ્વાસ લેનાર ત્યાં સુધી નથી મરી શકતો, જ્યાં સુધી કે પોતાની રોઝી પૂરી ન કરી લે. માટે હે લોકો ! અલ્લાહ તઆલાથી ડરો અને રોઝીની તલાશમાં નેકી અને પરહેઝગારીનો રવૈયો અપનાવો અને રોઝીમાં કંઇક ઢીલ થવી તમને એ (વાત) પર ન ઉભારે કે તમે અલ્લાહ તઆલાની નાફરમાની અને ગેર શરઇ રીતોથી તેને મેળવવાની ચિંતા અને કોશિશ કરવા લાગો, કારણ કે જે કંઇ અલ્લાહ તઆલાના કબજામાં છે, તે તેની (જ) તાબેદારી અને બંદગીથી તેનાથી પ્રાપ્ત કરી શકાય છે.' (શર્હુસ્સુન્નહ, બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પ્રાસંગિક વાતથી પ્રથમ હાજરજનોને માનસિક રીતે જાગૃત કરીને પછી મૂળ વાત સમજાવી કે, પ્રત્યેક માનવીની રોઝી લખાઇ અને નિર્માણ થઇ ચૂકી છે, તે મૃત્યુ પહેલાં તેને મળીને જ રહેશે. જ્યારે મુઆમલો આમ છે, તો માનવીને જોઇએ કે રોઝીમાં કંઇક તંગી અને ઢીલ પણ થાય ત્યારે પણ તેને મેળવવામાં કોઇ કદમ એવો ન ઉઠાવે, જે અલ્લાહ તઆલાની મરજી વિરુદ્ધ હોય, બલકે અલ્લાહ તઆલાની રઝ્ઝાકિયત પર વિશ્વાસ–ભરોસો રાખીને ફક્ત હલાલ અને શરઇ રાહે જ પ્રાપ્ત કરવાની કોશિશ કરે, કારણ કે અલ્લાહ તઆલાનો ફઝલ અને ઇનામ ફરમાંબરદારીના રસ્તે જ મેળવી શકાય છે.

(૨૪૧) عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی اللہ عنہ قَالَ: دَخَلَ رَجُلٌ عَلٰی اَهْلِهٖ فَلَمَّا رَاٰی مَا بِهِمْ مِنَ الْحَاجَةِ خَرَجَ اِلَی الْبَرِیَّةِ فَلَمَّا رَاَتِ امْرَاَتُهٗ قَامَتْ اِلَی الرَّحٰی فَوَضَعَتْهَا وَاِلَی التَّنُّوْرِ فَسَجَّرَتْهُ ثُمَّ قَالَتْ اَللّٰهُمَّ ارْزُقْنَا فَنَظَرَتْ فَاِذَا الْجَفْنَةُ قَدِ امْتَلَأَتْ قَالَ وَذَهَبَتْ اِلَی التَّنُّوْرِ فَوَجَدَتْهُ مُمْتَلِئًا قَالَ : فَرَجَعَ الزَّوْجُ قَالَ اَصَبْتُمْ بَعْدِیْ شَیْئًا قَالَتِ امْرَاَتُهٗ نَعَمْ مِنْ رَّبِّنَا وَقَامَ إِلَی الرَّحٰی فَذَكَرَ ذَالِكَ لِلنَّبِیِّ صَلَّی اللهُ عَلَیْهِ وَسَلَّمَ فَقَالَ اَمَا اَنَّهٗ لَوْ لَمْ یَرْفَعْهَا لَمْ تَزَلْ تَدُوْرُ اِلٰی یَوْمِ الْقِیٰمَةِ.

(رواہ احمد)

(૨૪૯) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સમયમાં) અલ્લાહ તઆલાનો એક બંદો પોતાનાં બાલ–બચ્ચાં પાસે પહોંચ્યો. જ્યારે તેણે તેઓને ભૂખ અને તંગીમાં જોયાં (તો કાકલૂદી સહિત અલ્લાહ તઆલાથી દુઆ કરવાના માટે) જંગલની તરફ ચાલી નીકળ્યો. જ્યારે તેની એક બીબીએ જોયું કે (ખાવિંદ અલ્લાહ તઆલાથી માંગવાના માટે ગયા છે, તો અલ્લાહ જલ્લ શાનુહૂ પર ભરોસો રાખીને તેણે (ખાણું) પકાવવાની અને તેના સામાનની તૈયારી આરંભી દીધી).

તે ઊઠીને ચક્કી પાસે આવી અને તેને ઠીકઠાક કરી (જેથી અલ્લાહ તઆલાના હુકમથી ક્યાંકથી થોડુંક અનાજ આવે, તો જલદીથી તેને દળી શકાય). પછી તે તન્નૂર પાસે ગઈ અને તેને ગરમ કર્યું (જેથી આટો દળાયા પછી રોટી પકાવવામાં મોડું ન થાય). પછી તેણે પોતે પણ દુઆ માંગી કે, 'હે માલિક ! અમને રોઝી આપ.' તે પછી તેણે જોયું કે ચક્કીનું થાળું લોટથી ભરેલું છે. પછી તન્નૂર પાસે ગઈ તો તેણે જોયું કે તન્નૂર પણ રોટીઓથી ભરેલું છે (જેટલી રોટીઓ તેમાં આવી શકે છે તેટલી ભરાય ગઈ છે).

તે પછી તે બીબીના શોહર પાછા આવ્યા અને તેણીને પૂછયું : 'મારા ગયા પછી તમને કંઈક મળ્યું ?' બીબીએ બતાવ્યું કે, 'હા, અમને અમારા પરવરદિગારના તરફથી મળ્યું છે (એટલે પ્રત્યક્ષ કે સીધું ગૈબી ખઝાનાથી આ રીતે મળ્યું છે). એ સાંભળીને તેઓ પણ ઘંટી પાસે ગયા (અને તેને ઉઠાવીને જોઈ અર્થાત્ હૈરત અને શોખમાં મહદ્ અંશે તેનું પડ ઉઠાવીને જોયું). પછી જ્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)સમક્ષ એ બનાવનું વર્ણન કરવામાં આવ્યું, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, 'જાણવું જોઈએ કે જો તેઓએ એને ઉઠાવીને જોયું ન હોત તો ઘંટી કિયામત સુધી આમ જ ચાલતી રહેત અને તેમાંથી આટો નીકળતો રહેત.'

(મુસ્નદે અહમદ)

**ખુલાસો** : આ રિવાયતમાં જે કિસ્સો વર્ણવાયો છે, તે મુઅ્જિઝાતના પ્રકારમાંથી છે. આ જગતમાં સામાન્ય રીતે અલ્લાહ તઆલાની બખ્શિશો

અસ્બાબ–કાર્યકારણોના દ્વારા જ મળે છે, પરંતુ ક્યારેક અલ્લાહ તઆલાની કુદરતનું એ પ્રદર્શન પણ દેખાય છે કે કાર્યકારણીય જગત કે આલમે અસ્બાબના સામાન્ય નિયમથી વિરુદ્ધ સીધા અલ્લાહ તઆલાની કુદરતથી આવા બનાવો બને છે. નિઃશંક, અલ્લાહ તઆલા જે જમીન અને આસમાનને પેદા કરનાર છે, તેના માટે એ કંઈ પણ મુશ્કેલ નથી. એવા બનાવો જો અલ્લાહ તઆલાના નબીના હાથે જાહેર થાય તો મુઅ્જિઝહ અને વલીના હાથે જાહેર થાય તો તેને કરામત કહે છે.

આ બન્નેય મિયાં–બીબીએ અલ્લાહ તઆલા પર પૂરા વિશ્વાસ કે યકીન રાખીને તેનાથી રોઝી માંગી હતી. અલ્લાહ તઆલાએ તેમની દુઆ એ રીતે કબૂલ ફરમાવી કે સામાન્ય આદતથી અલગ રીતે રોઝીનો સામાન મોકલ્યો. ગૈબથી ચક્કીમાં આટો અને તન્નૂરમાં રોટીઓ લાગી ગઈ. અલ્લાહ તઆલાનું એ'લાન છે : **'વ મંય્ યતવક્કલ્ અલલ્લાહિ ફહુ–વ હસ્બુહૂ** –અને જે કોઈ અલ્લાહ તઆલા પર તવક્કુલ કરે (જેવો કે તવક્કુલનો હક છે) તો અલ્લાહ તઆલા તેના માટે અને તેનાં કામો બનાવવાના માટે કાફી–પૂરતો છે.' (સૂર–એ–તલાક)

(۲۵۰) عَنْ سَعْدٍ رضی اللہ عنہ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مِنْ سَعَادَةِ ابْنِ اٰدَمَ رِضَاهُ بِمَا قَضَى اللّٰهُ لَهٗ وَمِنْ شَقَاوَةِ ابْنِ اٰدَمَ تَرْكُهٗ اِسْتِخَارَةَ اللّٰهِ وَمِنْ شَقَاوَةِ ابْنِ اٰدَمَ سَخَطُهٗ بِمَا قَضَى اللّٰهُ لَهٗ. (رواہ احمد والترمذی)

(૨૫૦) **તરજુમો** : હઝરત સઅદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, 'માનવીની ખુશનસીબીમાંથી આ વાત પણ છે કે અલ્લાહ તઆલાના તરફથી તેના માટે જે ફેંસલો થાય, તેના પર રાજી રહે અને આદમીની બદનસીબીમાંથી આ વાત પણ છે કે, તે અલ્લાહ તઆલાથી પોતાના માટે ભલાઈ ન માંગે અને તેની બદબખ્તી આ પણ છે કે તે પોતાની બાબતમાં અલ્લાહ તઆલાના ફેંસલાથી નારાજ થાય.' (મુસ્નદે અહમદ, જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : અલ્લાહ તઆલાના ફેંસલા અને તકદીરથી કેટલીક વાર બંદા પર એવા હાલાત આવે છે, જે તેની તબિયત અને પસંદગીની વિરુદ્ધ હોય છે. એવા સમયે બંદાની નેકબખ્તી એ છે કે અલ્લાહ તઆલાને સર્વજ્ઞાની, હર હાલતમાં હિકમતવાળો અને બંદાઓ પર સૌથી વધુ કૃપાળુ યકીન કરીને તેના ફેંસલા પર રાજી રહે. કુરઆન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : તરજુમો : 'થઈ શકે છે કે તમે એક ચીજને બુરી માનો અને હકીકત તથા પરિણામના લિહાઝથી તેમાં તમારી ભલાઈ હોય. એ જ રીતે શક્ય છે કે તમે એક વસ્તુને પસંદ કરો અને હકીકત તથા પરિણામની રૂએ તેમાં તમારી ખરાબી હોય. હકીકી ઈલ્મ–જ્ઞાન ફક્ત અલ્લાહ જલ્લ શાનુહૂને છે અને તમે બેખબર–અજાણ છો.'

બીજી નસીહત હદીષ શરીફમાં આ છે કે બંદાના માટે જરૂરી છે કે તે બરાબર અલ્લાહ તઆલાથી એ દુઆ કરતો રહે કે તેના નજીક બંદાના માટે જે બેહતર હોય, તેનો જ તેના માટે ફેંસલો કરવામાં આવે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, 'બંદાની પોતાના માટે અલ્લાહ તઆલાથી ખૈર ન માંગવી એ બંદાની મોટી બદનસીબી છે.'

એ જ રીતે એ પણ બદબખ્તી છે કે બંદો અલ્લાહ તઆલાની કઝા અને કદ્ર અને તેના ફેંસલાઓથી નારાજ થાય.

દેખીતું છે કે તકદીર પર રાજીપાનું સ્થાન ત્યાં સુધી બંદાને પ્રાપ્ત નથી થઈ શકતું જ્યાં સુધી તેને અલ્લાહ તઆલાના તે કમાલ (પરિપૂર્ણતા) અને જમાલ (મોહકતા) (અને નવાલ–એહસાન)ના ગુણો પર સંપૂર્ણ ઈમાન અને યકીન પ્રાપ્ત ન થાય, જેને કુરઆન અને હદીષે બતાવ્યા છે અને પછી તેની મઅ્રિફત–ઓળખના નતીજામાં અલ્લાહ રબ્બુલ્ આલમીનની મુહબ્બત તેના દિલમાં રચી–વસી ન જાય.

## ઈખ્લાસ–લિલ્લાહિય્યત અને નામો–નમૂદ–ખ્યાતિ :

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મારફત માનવીય જગતને અખ્લાકે હસનહ કે સુસંસ્કારની જે તા'લીમ અને માર્ગદર્શન મળ્યાં છે, આ

આજિઝના નજીક તેની પૂર્ણતા ઈખ્લાસ–નિખાલસતાની તા'લીમથી થાય છે. અર્થાત્ ઈખ્લાસ અને લિલ્લાહિય્યત, અખ્લાક કે નૈતિક મૂલ્યોની કિતાબનો અંતિમ પાઠ અને રૂહાની–આત્મિક બુલંદીનું છેલ્લું પગથિયું છે.

એ ઈખ્લાસનો મતલબ આ છે કે પ્રત્યેક સારું કાર્ય કે કોઈની સાથેનો સદ્‌વર્તાવ ફક્ત એ માટે કરવામાં આવે કે આપણને પેદા કરનાર અને પાલનહાર આપણાથી રાજી થાય, આપણા પર રહમ ફરમાવે અને તેમની નારાજગી અને ગઝબથી આપણે સલામત રહીએ.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બતાવ્યું છે કે, સઘળા સારા આ'માલ અને અખ્લાકની રૂહ એ જ ખાલિસ–નિર્ભેળ નિય્યત છે. જો બાહ્ય રીતે ઉમદાથી ઉમદા કાર્યો અને અખ્લાક કે સંસ્કાર તેનાથી કોરા હોય, અલ્લાહ તઆલાને રાજી કરવાનો ધ્યેય ન હોય; બલકે નામો–નમૂદ, દેખાડો અથવા એવી જ કોઈ નફસાની લાગણી તેનું કારણ હોય, તો અલ્લાહ તઆલાના નજીક તેની કશી કિંમત નથી અને તેમના પર કશો સવાબ મળનાર નથી.

અને એ યોગ્ય જ છે. પોતાના મામલાતમાં ખુદ આપણો સિદ્ધાંત પણ એ જ છે. માની લો કે કોઈ માણસ આપની ખૂબ સેવા કરે છે, આપને દરેક રીતે રાહત પહોંચાડવા અને ખુશ રાખવાની કોશિશ કરે છે, પછી કોઈ રીતે આપને એ જાણ થઈ જાય છે કે તેને આપની સાથે કોઈ લાગણી નથી, બલકે તેનો એ વર્તાવ પોતાના ફલાણા અંગત સ્વાર્થ માટે છે, તો પછી આપના દિલમાં તેની અને તેના વર્તાવની કંઈ જ કિંમત નથી રહેતી.

બસ, એ જ મામલો અલ્લાહ તઆલાનો છે. ફર્ક એટલો છે કે આપણે બીજાનાં દિલોનો હાલ નથી જાણતા અને અલ્લાહ તઆલા સૌનાં દિલો અને ઈરાદાઓને જાણે છે. તો જે બંદાઓ તેની ખુશનૂદી અને રહમતની તલબમાં સારા આ'માલ કરે છે, તેઓના તે અમલોને કબૂલ કરીને અલ્લાહ તઆલા તેમનાથી રાજી થાય છે અને રહમતો ઉતારે છે અને આખિરત–જે બદલાનું ઘર છે–તેમાં તેની રઝા અને રહમતનું સંપૂર્ણ પ્રાકટ્ય (ઝુહૂર) થશે.

જયારે જે લોકો સારા આ'માલ અને અખ્લાકનો દેખાવ દુનિયાવાળાઓની દાદ અને વખાણ મેળવવા માટે તથા ખ્યાતિ અને નેકનામી અથવા એવા કોઈ સ્વાર્થ અને હેતુઓ માટે કરે છે, તેમને એ અન્ય હેતુઓ ભલે દુનિયામાં પ્રાપ્ત થઈ જાય, પરંતુ તેઓ અલ્લાહ તઆલાની રઝા અને રહમતથી મહરૂમ–વંચિત રહેશે અને તેમની મહરૂમીનું સંપૂર્ણ પ્રાકટ્ય પણ આખિરત–પરલોકમાં જ થશે.

અત્રે એ સિલસિલાની થોડીક હદીષો લખવામાં આવે છે અને એ જ હદીષો પર મઆરિફુલ્ હદીષનો આ બીજો ભાગ સમાપ્ત થઈ રહ્યો છે.

(૨૫૧) عَنْ اَبِىْ هُرَيْرَةَ ؓ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ اللّٰهَ لَا يَنْظُرُ اِلٰى صُوَرِكُمْ وَاَمْوَالِكُمْ وَلٰكِنْ يَّنْظُرُ اِلٰى قُلُوْبِكُمْ وَاَعْمَالِكُمْ.

(رواه مسلم)

(૨૫૧) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'અલ્લાહ તઆલા તમારી સૂરતો (રૂપ)ને અને તમારી દોલતને નથી જોતો, પરંતુ (તે) તમારાં દિલો અને તમારા અમલોને જુએ છે.' (સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : અલ્લાહ તઆલાને ત્યાં મકબૂલિયતનું ધોરણ કોઈનું રંગરૂપ અને માલદારી નથી, બલકે દિલની દુરુસ્તી અને નેકઅમલી છે અને દિલથી મુરાદ અમલ પાછળની નિય્યત અને આશય છે. તો અમલ પણ ઠીક હોય અને નિય્યત પણ સહીહ હોય, ત્યારે કોઈ બંદા માટે રઝા અને રહમતનો ફેંસલો થાય છે.

## ઈખ્લાસની બરકત અને તેની તાષીર અને શક્તિ :

(૨૫૨) عَنِ ابْنِ عُمَرَ رَضِىَ اللّٰهُ عَنْهُمَا عَنِ النَّبِىِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ بَيْنَمَا ثَلٰثَةُ نَفَرٍ يَتَمَاشَوْنَ اَخَذَهُمُ الْمَطَرُ فَمَالُوْا اِلٰى غَارٍ فِى الْجَبَلِ فَانْحَطَّتْ عَلٰى فَمِ غَارِهِمْ صَخْرَةٌ مِّنَ الْجَبَلِ فَاَطْبَقَتْ عَلَيْهِمْ فَقَالَ بَعْضُهُمْ لِبَعْضٍ

أُنْظُرُوا أَعْمَالًا عَمِلْتُمُوهَا لِلّٰهِ صَالِحَةً فَادْعُوا اللّٰهَ بِهَا لَعَلَّهُ يُفَرِّجُهَا . فَقَالَ أَحَدُهُمْ اَللّٰهُمَّ إِنَّهُ كَانَ لِي وَالِدَانِ شَيْخَانِ كَبِيرَانِ وَلِي صِبْيَةٌ صِغَارٌ كُنْتُ أَرْعَى عَلَيْهِمْ فَإِذَا رُحْتُ عَلَيْهِمْ فَحَلَبْتُ بَدَأْتُ بِوَالِدَيَّ أَسْقِيهِمَا قَبْلَ وُلْدِي وَأَنَّهُ قَدْ نَاءَ بِيَ الشَّجَرُ فَمَا أَتَيْتُ حَتّٰى أَمْسَيْتُ فَوَجَدْتُّهُمَا قَدْ نَامَا فَحَلَبْتُ كَمَا كُنْتُ أَحْلُبُ فَجِئْتُ بِالْحِلَابِ فَقُمْتُ عِنْدَ رُءُوسِهِمَا أَكْرَهُ أَنْ أُوقِظَهُمَا وَأَكْرَهُ أَنْ أَبْدَأَ بِالصِّبْيَةِ قَبْلَهُمَا وَالصِّبْيَةُ يَتَضَاغَوْنَ عِنْدَ قَدَمَيَّ فَلَمْ يَزَلْ ذٰلِكَ دَأْبِي وَدَأْبُهُمْ حَتّٰى طَلَعَ الْفَجْرُ فَإِنْ كُنْتَ تَعْلَمُ أَنِّي فَعَلْتُ ذٰلِكَ ابْتِغَاءَ وَجْهِكَ فَافْرُجْ لَنَا فُرْجَةً نَرَى مِنْهَا السَّمَآءَ فَفَرَّجَ اللّٰهُ لَهُمْ حَتّٰى يَرَوْنَ السَّمَآءَ . قَالَ الثَّانِي اَللّٰهُمَّ إِنَّهُ كَانَتْ لِي بِنْتُ عَمٍّ أُحِبُّهَا كَأَشَدِّ مَا يُحِبُّ الرِّجَالُ النِّسَآءَ فَطَلَبْتُ إِلَيْهَا نَفْسَهَا فَأَبَتْ حَتّٰى اٰتِيَهَا بِمِائَةِ دِينَارٍ فَسَعَيْتُ حَتّٰى جَمَعْتُ بِمِائَةِ دِينَارٍ فَلَقِيتُهَا بِهَا فَلَمَّا قَعَدْتُ بَيْنَ رِجْلَيْهَا قَالَتْ يَا عَبْدَ اللّٰهِ اِتَّقِ اللّٰهَ وَلَا تَفْتَحِ الْخَاتَمَ فَقُمْتُ عَنْهَا اَللّٰهُمَّ فَإِنْ كُنْتَ تَعْلَمُ أَنِّي فَعَلْتُ ذٰلِكَ ابْتِغَاءَ وَجْهِكَ فَافْرُجْ لَنَا مِنْهَا فَفَرَّجَ لَهُمْ فُرْجَةً . وَقَالَ الْاٰخَرُ اَللّٰهُمَّ إِنِّي كُنْتُ اسْتَأْجَرْتُ أَجِيرًا بِفَرَقِ أَرُزٍّ فَلَمَّا قَضٰى عَمَلَهُ قَالَ أَعْطِنِي حَقِّي فَعَرَضْتُ عَلَيْهِ حَقَّهُ فَتَرَكَهُ وَرَغِبَ عَنْهُ فَلَمْ أَزَلْ أَزْرَعُهُ حَتّٰى جَمَعْتُ مِنْهُ بَقَرًا وَرَاعِيَهَا فَجَاءَنِي فَقَالَ اِتَّقِ اللّٰهَ وَلَا تَظْلِمْنِي وَأَعْطِنِي حَقِّي فَقُلْتُ اِذْهَبْ إِلَى الْبَقَرِ وَرَاعِيهَا فَقَالَ اِتَّقِ اللّٰهَ وَلَا تَهْزَأْ بِي فَقُلْتُ إِنِّي لَا أَهْزَأُ بِكَ فَخُذْ ذٰلِكَ الْبَقَرَ وَرَاعِيَهَا فَأَخَذَهُ فَانْطَلَقَ بِهَا فَإِنْ كُنْتَ تَعْلَمُ أَنِّي فَعَلْتُ ذٰلِكَ ابْتِغَاءَ وَجْهِكَ فَافْرُجْ مَا بَقِيَ فَفَرَّجَ اللّٰهُ عَنْهُمْ . (رواه البخاری ومسلم)

(૨૫૨) **તરજુમો** : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ત્રણ માણસો ક્યાંક જઈ રહ્યા હતા કે વરસાદ આવી ચડયો. તેઓ (બચવા) પહાડની એક ગુફામાં ચાલ્યા ગયા. (એવામાં) ગુફાના મોઢા પર એક પથ્થરની શિલા (ચટાન) આવી પડી અને ગુફાને બંધ કરી દીધી. ત્રણમાંથી એકે બીજાઓને કહ્યું, પોતાના તે નેક અમલો પર નજર નાખો, જે ખાસ અલ્લાહ તઆલાની રઝામંદી માટે કર્યા હોય અને તેમના વસીલાથી અલ્લાહ તઆલાથી દુઆ માંગો. ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા આ પથ્થર અથવા આ મુસીબતને દૂર કરી દે.

(તે પછી) તેમાંથી એકે કહ્યું કે, 'હે અલ્લાહ તઆલા ! મારાં મા–બાપ ખૂબ ઘરડાં હતાં અને મારાં કેટલાય નાનાં બાળકો હતાં. હું બકરીઓ વગેરે જાનવરો ચરાવતો હતો, જેથી તેમનું દૂધ તે સૌને પિવડાવી શકું. જ્યારે સાંજ થઈ જતી તો હું ઘરે આવતો અને દૂધ દોહતો અને સૌ પ્રથમ પોતાનાં મા–બાપને પિવડાવતો. પછી બાળકોને આપતો. એક દિવસ એવું બન્યું કે ગોચરનાં ઝાડ મને દૂર લઈ ગયાં (અર્થાત્ બકરીઓને ચરાવતો ચરાવતો હું દૂર નીકળી ગયો) અને સમય પર હું ઘરે પાછો ન ફરી શક્યો, ત્યાં સુધી કે સાંજ થઈ ગઈ.

જ્યારે ઘરે પહોંચ્યો તો જોયું કે, મારાં મા–બાપ બન્નેય સૂઈ ગયાં છે. મેં ટેવ મુજબ દૂધ દોહ્યું અને દૂધનું વાસણ લઈને મા–બાપ પાસે ગયો અને તેમના સિરાણે ઊભો થઈ ગયો. મને તેમને જગાડવાનું પણ ઉચિત ન લાગ્યું અને બાળકોને મા–બાપથી પહેલાં દૂધ પિવડાવવાનું પણ. બાળકો મારા બન્ને પગ પાસે ભૂખથી રડતાં અને ચિલ્લાતા હતાં અને હું દૂધ લઈને ઊભો હતો. સવાર સુધી એ જ હાલતમાં રહ્યો. અર્થાત્ હું દૂધ લઈને ઊભો થઈ રહ્યો અને બાળકો રડતાં રહ્યાં અને મા–બાપ સૂતાં રહ્યાં.

'હે અલ્લાહ તઆલા ! તું જાણે છે કે મેં એ કામ ફક્ત તારી રઝા અને ખુશ્નૂદીના માટે કર્યું હતું, તો તું આ પથ્થરને એટલો હટાવી દે કે અમે

આકાશને જોઈ શકીએ.' તો અલ્લાહ તઆલાએ પથ્થરને એટલો હટાવી દીધો કે આકાશ દેખાવા લાગ્યું.

બીજા માણસે કહ્યું કે, હે અલ્લાહ તઆલા ! મારા કાકાની એક દીકરી હતી. હું તેનાથી ખૂબ જ મુહબ્બત રાખતો હતો. એવી મુહબ્બત કે જેવી કોઈ મર્દને કોઈ ઔરતથી વધુથી વધુ હોઈ શકે છે. મેં તેનાથી સંભોગની ઈચ્છા જાહેર કરી. તેણે કહ્યું કે, જ્યાં સુધી ૧૦૦ અશરફીઓ (સોના–મહોરો) ન દેશો, એવું નથી થઈ શકતું. મેં મહેનત કરીને સો અશરફીઓ ભેગી કરી લીધી અને તેને લઈને તેણીની પાસે પહોંચ્યો. પછી જ્યારે હું તેના બન્નેય પગની વચ્ચે (અર્થાત્ સંભોગ માટે) બેસી ગયો તો તેણીએ કહ્યું કે, હે બંદ–એ–ખુદા ! અલ્લાહ તઆલાથી ડર અને મોહરને ન તોડ.' હું અલ્લાહ તઆલાના ડરથી તરત જ ઊભો થઈ ગયો (એટલે તેણીથી સંભોગ ન કર્યો).

'હે અલ્લાહ જલ્લ શાનુહૂ ! જો તારા નજીક મારું એ કામ ફક્ત તને રાજી કરવા માટે હતું, તો આ પથ્થરને હટાવી દે અને અમારા માટે રસ્તો ખોલી આપ.' અલ્લાહ તઆલાએ પથ્થરને થોડો વધુ હટાવી દીધો.

ત્રીજા માણસે કહ્યું : 'હે અલ્લાહ રબ્બુલ્ આલમીન ! મેં એક માણસને મજૂરી પર લગાડયો હતો–એક માપ ચાવલના મહેનતાણા પર. જ્યારે તે માણસે પોતાનું કામ પૂરું કર્યું તો કહ્યું કે મને મારી મજૂરી અપાવો. હું મજૂરી આપવા લાગ્યો, તો તે મૂકીને ચાલ્યો ગયો અને પછી તે પોતાના હકને લેવા માટે ન આવ્યો. તો મેં તેની મજૂરીના ચાવલની વાવણી શરૂ કરી અને હંમેશા વાવણી કરતો રહ્યો. ત્યાં સુધી કે તે ચાવલની કિંમતમાંથી ઘણાં બધાં બળદ અને તેમને ચરાવનારા ભેગા કરી લીધાં.

પછી લાંબી મુદત પછી તે મજૂર મારી પાસે આવ્યો અને કહ્યું : 'અલ્લાહ તઆલાથી ડર અને મારા પર જુલ્મ ન કર અને મારો હક મને આપી દે.' મેં કહ્યું કે, આ બળદો અને ચારનારાઓને લઈ જા (કે એ તારો હક છે).' તેણે કહ્યું : હે બંદા ! અલ્લાહ તઆલાથી ડર અને મારી મજાક ન કર.' મેં કહ્યું : હું તારી મજાક નથી કરતો. આ બળદો અને ચારનારાઓને લઈ જા !

એ સૌ તારાં જ છે. પછી તેણે તે સૌને સમેટ્યાં અને લઈને ચાલ્યો ગયો.

હે અલ્લાહ તઆલા ! જો તારા નજીક મારું એ કામ ફક્ત તારી ખુશનૂદી માટે હતું તો તું આ પથ્થરને પૂરો હટાવી દે. તો અલ્લાહ તઆલાએ પથ્થર પૂરેપૂરો હટાવી દીધો અને રસ્તો ખોલી નાખ્યો.' (સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : બ–ઝાહિર આ ત્રણેય કોઈ આગલા નબીના ઉમ્મતી હતા, જેમનો કિસ્સો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની ઉમ્મતને બોધ આપવા માટે સંભળાવ્યો. આ કિસ્સામાં અલ્લાહ તઆલાના તે બંદાઓએ પોતાના જે આ'માલ પેશ કરીને તેની હુઝૂરમાં દુઆ કરી છે, તેમની કેટલીક વિશેષતાઓ ધ્યાનમાં લેવા જેવી છે.

સૌથી પ્રથમ અને સૌથી અગત્યની વિશેષતા–જેનો હદીષમાં સ્પષ્ટ ઉલ્લેખ પણ છે–એ કે ત્રણેય અમલ ફક્ત અલ્લાહ તઆલાની રઝા પ્રાપ્ત કરવા માટે જ કરવામાં આવ્યા હતા અને તેમની એ ખુસૂસિય્યતની બુનિયાદ પર જ તે બંદાઓએ તેમને અલ્લાહ તઆલાની બારગાહમાં પેશ કર્યા હતા.

બીજી એક વિશેષતા એ છે કે એ ત્રણેય અમલ અલ્લાહ તઆલાની મરજી અને હુકમની સામે પોતાના દિલની ચાહતને દબાવવા અને કુરબાન કરવાની આ'લા મિષાલ કે શ્રેષ્ઠ નમૂનો અને આદર્શ છે. જરા વિચારો ! પ્રથમ માનવીના નફસનો મુજાહદહ કે તપશ્ચર્યા કેટલા સખત છે. આખો દિવસ તે જાનવરોને ચરાવવા જંગલમાં રઝળે છે અને સાંજે મોડેથી થાકીને લોથપોથ ઘરે આવે છે. સ્વાભાવિક રીતે જ તેનો જીવ આરામ માટે તડપતો હશે, પરંતુ મા–બાપ દૂધ પીધા વિના સૂઈ ગયાં છે અને તે અલ્લાહ તઆલાની ખુશનૂદી એમાં સમજતો હતો કે જ્યારે ઊંઘમાંથી તેમની આંખ ખૂલે, તો એમને દૂધ પિવડાવી દે. તેથી એ માણસ દૂધનું વાસણ લઈ તેમના સિરાણે ઊભો રહ્યો. તદુપરાંત, તેનાં બાળકો તેના પગોમાં ભૂખથી તડપતાં રહ્યાં, પરંતુ તેણે મા–બાપના હકને આગળ જાણીને અલ્લાહ તઆલાની જ રઝામંદી મેળવવા માટે એ રિયાઝત પણ કરી કે ઘરડાં મા–બાપથી પહેલાં પોતાનાં લાડલાં બચ્ચાંઓને પણ દૂધ ન પિવડાવ્યું, ત્યાં સુધી કે એ જ હાલતમાં

સવાર થઈ ગઈ.

એ જ રીતે બીજા માણસના અમલની એ વિશિષ્ટતા પણ જાહેર છે. એક યુવાન એક લડકીથી પ્રેમ ધરાવે છે અને જ્યારે એક મોટી રકમ નક્કી થઈ જાય છે અને કોઈ રીતે તે રકમ એકત્ર કરીને તેને આપી પણ દે છે અને જ્યારે જીવનની સૌથી મોટી આરઝૂ પૂરી કરવાનો તેને કશી રુકાવટ વિના મોકો મળી ગયો, બરાબર તે જ ઘડીએ અલ્લાહ તઆલાનું મુબારક નામ વચમાં આવે છે અને તરત તે બંદો પોતાના દિલની તમન્ના પૂરી કર્યા વિના અલ્લાહ તઆલાથી ડરીને અને તેને રાજી કરવા માટે ઊભો થઈ જાય છે.

નફ્સ ધરાવતો પ્રત્યેક માનવી અંદાજ લગાવી શકે છે કે એ કેટલો સંગીન મુજાહદહ છે અને અલ્લાહ તઆલાની રઝામંદીના મુકાબલામાં નફ્સની ખ્વાહિશ કે મનેચ્છાને કુરબાન કરવાની કેટલી આ'લા મિષાલ કે શ્રેષ્ઠ આદર્શ છે.

એ જ પ્રમાણે ત્રીજા માણસના અમલની આ વિશેષતા પણ જાહેર છે. એક માણસની પાસે એક મજૂરના થોડાક શેર ચાવલ રહી ગયા. તેણે એ જ ચાવલને પોતાની જમીનમાં વાવી દીધા. પછી જે પાક અને ઊપજ થઈ, તેને તે મજૂરની મિલકત ઠરાવી તેના હિસાબમાં તેને લગાડતો અને વધારતો રહ્યો; ત્યાં સુધી કે આટલી દોલત ભેગી થઈ ગઈ (જાનવરો અને ભરવાડોનું આખું ટોળું). એ બધી જ દોલત જે તે અમાનતદાર અને નેક બંદાની પોતાની મહેનત અને કોશિશનું ફળ હતી, તે મજૂરને સોંપી દીધી.

દરેક માણસ અંદાઝ કરી શકે છે કે ત્યારે શયતાને દિલમાં કેવા કેવા વસવસા નાખ્યા હશે ? અને પોતાના નફ્સની કેટલી તીવ્ર ઈચ્છા હશે કે આ દોલત જે ફક્ત પોતાની મહેનતથી પેદા કરવામાં આવી છે અને જેની મજૂરને કશી ખબર પણ નથી, તેને પોતાની પાસે જ રાખવામાં આવે, પરંતુ અલ્લાહ તઆલાના એ (નેક દિલ) બંદાએ પોતાના પરવરદિગારની ખુશ્નૂદી માટે પોતાના નફ્સની એ ચાહતને કુરબાન કરી દીધી અને તે સઘળી દોલત તે બીચારા મજૂરના હવાલે કરી દીધી.

આ ત્રણેય અમલોની એક વિશેષતા આ પણ ધ્યાનમાં લેવા જેવી છે કે એમાંથી કોઈપણ પારિભાષિક અને ઉર્ફી ઈબાદત નથી, બલકે એકનો સંબંધ મુઆશરત (રહેણી–કરણી)થી છે. એકનો મુઆમલાત (લેવડ–દેવડ)થી અને એકનો પ્રકાર એ છે કે અલ્લાહ તઆલાના એક બંદાએ તેનાથી ડરીને અને તેની રઝા પ્રાપ્ત કરવા માટે એક એવા ગુનાહને છોડયો છે, જે તેની અંતિમ કક્ષાની આરઝૂ અને ખ્વાહિશ હતી અને જેનાં સર્વે સાધનો પણ તેણે ઉપલબ્ધ કરી લીધાં હતાં.

આ હદીષથી એક વાત આ પણ માલૂમ પડી કે જો બંદો પોતાના કોઈ નેક અમલ વિશે આ અનુમાન ધરાવતો હોય કે તે ઈખ્લાસની કૈફિયતની સાથે થયો છે, તો પોતાની દુઆમાં વસીલારૂપે તેને અલ્લાહ તઆલાની હુઝૂરમાં પેશ કરી શકે છે.

## રિયા–દેખાડો એક પ્રકારનું શિર્ક અને એક પ્રકારનો નિફાક છે :

ખુલૂસ અને લિલ્લાહિય્યત (એટલે પ્રત્યેક અમલને અલ્લાહ તઆલાની રઝા અને રહમતની તલબમાં કરવું) જેમ ઈમાન અને તવ્હીદ (અલ્લાહની એકી)નો તકાઝો અને અમલનો જાન છે, એ જ રીતે રિયા અને સુમ્અહ (એટલે મખ્લૂકને દેખાડવા અને દુનિયામાં ખ્યાતિ અને નામવરી)ના માટે નેક અમલ કરવા એ ઈમાન અને તવ્હીદની વિરુદ્ધ અને એક પ્રકારનું શિર્ક છે.

(٢٥٣) عَنْ شَدَّادِ بْنِ اَوْسٍ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ مَنْ صَلّٰى يُرَائِىْ فَقَدْ اَشْرَكَ وَمَنْ صَامَ يُرَائِىْ فَقَدْ اَشْرَكَ وَمَنْ تَصَدَّقَ يُرَائِىْ فَقَدْ اَشْرَكَ. (رواه احمد)

(૨૫૩) **તરજુમો :** હઝરત શદાદ બિન ઔસ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ ફરમાવતા

સાંભળ્યા : 'જેણે દેખાડા માટે નમાઝ પઢી, તેણે શિર્ક કર્યું, જેણે દેખાડા માટે રોઝા રાખ્યા, તેણે શિર્ક કર્યું અને જેણે દેખાડા માટે સદકહ–ખૈરાત કર્યાં, તેણે શિર્ક કર્યું.' (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : હકીકી શિર્ક તો એ છે કે અલ્લાહ તઆલાની ઝાત અને ગુણો અથવા તેનાં કાર્યો અને તેના ખાસ હક્કોમાં બીજાને ભાગીદાર અથવા અલ્લાહ તઆલાના સિવાય કોઈ બીજાની પણ બંદગી કરવામાં આવે, તેને 'શિર્કે હકીકી', 'શિર્કે જલી' અને 'શિર્કે અકબર' કહે છે, જેના વિશે કુરઆને મજીદમાં એ'લાન ફરમાવવામાં આવ્યું છે અને અમ મુસલમાનોની માન્યતા છે કે તેનું આચરણ કરનારની કદાપિ માફી નહીં થાય, પરંતુ કેટલાક આ'માલ અને અખ્લાક એવા પણ છે, જે ભલે ઉપરોક્ત અર્થમાં શિર્ક નથી, પરંતુ તેમાં એ શિર્કની મિલાવટ છે.

તેમાંથી જ એક આ પણ છે કે કોઈ માણસ અલ્લાહ તઆલાની ઈબાદત અથવા કોઈ બીજું નેક કામ અલ્લાહ તઆલાની ખુશ્નૂદી અને રહમત મેળવવાના બદલે લોકોને દેખાડવા માટે કરે, જેથી લોકો તેને ઈબાદતગુઝાર અને નેક સમજી તેનાથી અકીદત કે અહોભાવ રાખે, તેને જ રિયા કહે છે, જે ભલે શિર્કે હકીકી નથી, પરંતુ એક દરજ્જાનું શિર્ક અને એક પ્રકારનો નિફાક અને સખત દરજ્જાનો ગુનાહ છે. એક અન્ય હદીષમાં તેને 'શિર્કે ખફી' અને એક બીજી હદીષમાં તેને 'શિર્કે અસ્ગર' કહેવામાં આવ્યું છે, જે આગળ આવી રહી છે.

હદીષ શરીફમાં નમાઝ, રોઝહ અને સદકહ–ખૈરાતનો ઉલ્લેખ ફક્ત ઉદાહરણરૂપે છે, નહિતર જે પણ નેક અમલ લોકોને દેખાડીને પ્રતિષ્ઠા વધારવા અથવા આર્થિક લાભ લેવાના આશયે કરવામાં આવશે, તો તે પણ એક દરજ્જાનું શિર્ક જ લેખાશે અને તેનું આચરણ કરનાર સવાબના બદલે અલ્લાહ તઆલાના સખ્ત અઝાબને પાત્ર ઠરશે.

(٢٥٤) عَنْ اَبِیْ سَعِیْدِ الْخُدْرِیِّ رضی اللہ عنہ قَالَ خَرَجَ عَلَیْنَا رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ وَنَحْنُ نَتَذَاکَرُ الْمَسِیْحَ الدَّجَّالَ فَقَالَ اَلَا اُخْبِرُکُمْ بِمَا هُوَ اَخْوَفُ

عَلَيْكُمْ عِنْدِىْ مِنَ الْمَسِيْحِ الدَّجَّالِ فَقُلْنَا بَلٰى يَارَسُوْلَ اللّٰهِ! قَالَ الشِّرْكُ الْخَفِىُّ اَنْ يَّقُوْمَ الرَّجُلُ يُصَلِّىْ فَيَزِيْدُ صَلٰوتَهٗ لِمَا يَرٰى مِنْ نَظَرِ رَجُلٍ. (رواه ابن ماجة)

(૨૫૪) **તરજુમો** : હઝરત અબૂ સઈદ ખુદ્રી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક દિવસ (પોતાના હુજરા મુબારકથી) નીકળીને અમારી પાસે તશરીફ લાવ્યા, ત્યારે અમે લોકો આપસમાં મસીહે દજ્જાલનો કંઈક ઝિક્ર કરી રહ્યા હતા. તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને ફરમાવ્યું : 'શું હું તમને તે ચીજ બતાવું, જે મારા નજીક તમારા માટે દજ્જાલથી પણ વધારે ખતરનાક છે ?' અમે અરજ કરી કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જરૂર બતાવો, તે શી વસ્તુ છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તે શિર્કે ખફી છે, (જેની એક મિષાલ આ છે) કે માણસ નમાઝ પઢવા માટે ઊભો થાય, પછી પોતાની નમાઝને એટલા માટે લાંબી કરી દે કે કોઈ માનવી તેને નમાઝ પઢતાં જોઈ રહ્યો છે. (સુનને ઈબ્ને માજહ)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મતલબ બનતા સુધી આ હતો કે દજ્જાલ–જે ખુલ્લા શિર્ક અને કુફ્રની દાવત કે આમંત્રણ આપશે અને જેના માટે તે લોકોને લાચાર કરશે–મને તેનો વધારે ખતરો નથી કે મારો કોઈ સાચો ઉમ્મતી તેની વાત માનવા માટે તૈયાર થશે; પરંતુ મને એનો ડર અવશ્ય છે કે શયતાન તમને કોઈ એવા શિર્કમાં સપડાવી દે, જે સંપૂર્ણ ખુલ્લું શિર્ક ન હોય, બલકે ખફી–છૂપા પ્રકારનું શિર્ક હોય. જેની મિષાલ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ આપી કે નમાઝ એટલા માટે લાંબી અને સારી પઢવામાં આવે કે જોનારા અકીદતમંદ થઈ જાય.

ઈબ્ને માજહની એક ઓર હદીષમાં છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વાર પોતાની ઉમ્મત વિશે શિર્કગ્રસ્ત થવાનો ખતરો જાહેર ફરમાવ્યો, તો અમુક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું એવું થશે કે આપના પછી આપની ઉમ્મત શિર્કમાં સપડાઈ જાય ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ)એ ફરમાવ્યું : 'એનું તો ઈત્મીનાન છે કે મારા ઉમ્મતી ચાંદ–સૂરજને અને પથ્થરો અને બૂતોને નહીં પૂજે, પરંતુ એવું થઇ શકે છે અને થશે કે 'રિયા'વાળા શિર્ક–દેખાડામાં લાગી જાય.'

(૨૫૫) عَنْ مَحْمُوْدِ بْنِ لَبِيْدٍ اَنَّ النَّبِيَّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِنَّ اَخْوَفَ مَا اَخَافُ عَلَيْكُمُ الشِّرْكُ الْاَصْغَرُ قَالُوْا يَارَسُوْلَ اللهِ ! وَمَا الشِّرْكُ الْاَصْغَرُ ؟ قَالَ الرِّيَاءُ. (رواه احمد)

(૨૫૫) **તરજુમો** : હઝરત મહમૂદ બિન લબીદ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'મને તમારા વિશે સૌથી મોટો ખતરો 'શિર્કે અસ્ગર'નો છે.' કેટલાક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! 'શિર્કે અસ્ગર'નો શું મતલબ છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'રિયા' (એટલે કોઇ નેક કામ લોકોને દેખાડવા માટે કરવું.) (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ઈર્શાદાતનો મૂળ હેતુ પોતાના ઉમ્મતીઓને ચેતવવાનો છે કે ક્યાંક તેમને શયતાન આ છૂપા શિર્કમાં સંડોવીને તબાહ ન કરી દે, બલકે એનાથી ચેતે.

## જે અમલમાં શિર્કની સહેજ પણ મિલાવટ હશે, તે કબૂલ નહીં થાય :

(૨૫૬) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اللهُ تَعَالٰى اَنَا اَغْنَى الشُّرَكَاءِ عَنِ الشِّرْكِ فَمَنْ عَمِلَ عَمَلًا اَشْرَكَ فِيْهِ مَعِىَ غَيْرِىْ تَرَكْتُهٗ وَشِرْكَهٗ ـ وَفِىْ رِوَايَةٍ فَاَنَا مِنْهُ بَرِىْءٌ هُوَ لِلَّذِىْ عَمِلَهٗ. (رواه مسلم)

(૨૫૬) **તરજુમો** : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું

કે, 'અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે, 'હું શિર્ક અને શિર્કતથી સૌથી વધારે બેનિયાઝ છું (એટલે જેમ બીજા ભાગીદારો શિર્કત પર રાજી થઇ જાય છે અને પોતાની સાથે બીજાની ભાગીદારી સ્વીકારી લે છે, એ રીતે હું રાજી નથી થતો અને કોઇની સહેજ પણ ભાગીદારી બરદાશ્ત નથી કરી શકતો. દરેક પ્રકારની ભાગીદારીથી સંપૂર્ણ બેનિયાઝ અને સખ્ત બેઝાર છું).'

તો જે માણસ કોઇ અમલ (ઈબાદત વગેરે) કરે, જેમાં મારી સાથે કોઇ બીજાને પણ શરીક કરે (એટલે તેનાથી તેનો હેતુ મારી રઝા અને રહમત ઉપરાંત કોઇ બીજાથી પણ કંઈક મેળવવાનો અથવા તેને અકીદતમંદ બનાવવાનો આશય હોય), તો હું તેને તથા તેના શિર્ક બન્નેને છોડી દઉં છું.' અને એક રિવાયતમાં છે કે, હું તેનાથી બેઝાર અને અસંબંધ છું. તે અમલ (મારા માટે બિલકુલ નથી, બલકે) તે ફક્ત બીજાના માટે છે, જેના માટે તેણે (અમલને) કર્યો અર્થાત્ જેને તેણે શરીક કર્યો). (સહીહ મુસ્લિમ)

(૨૫૭) عَنْ اَبِیْ سَعِیْدِ بْنِ اَبِیْ فَضَالَةَ عَنْ رَسُوْلِ اللهِ صَلَّی اللهُ عَلَیْهِ وَسَلَّمَ قَالَ: اِذَا جَمَعَ اللهُ النَّاسَ یَوْمَ الْقِیٰمَةِ لِیَوْمٍ لَا رَیْبَ فِیْهِ نَادٰی مُنَادٍ مَنْ كَانَ اَشْرَكَ فِیْ عَمَلٍ عَمِلَهٗ لِلّٰهِ اَحَدًا فَلْیَطْلُبْ ثَوَابَهٗ مِنْ عِنْدِ غَیْرِ اللهِ فَاِنَّ اللهَ اَغْنَی الشُّرَكَاءِ عَنِ الشِّرْكِ. (رواه احمد)

(૨૫૭) **તરજુમો** : હઝરત અબૂ સઈદ બિન અબી ફુઝાલહ (રદિયલ્લાહુ અન્હૂ) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જ્યારે અલ્લાહ તઆલા કિયામતના દિવસે–જેના આવવામાં શંકા નથી–સૌ (આગલા–પાછલા) માણસોને ભેગા કરશે, તો એક પુકારનાર આ એ'લાન કરશે કે, 'જે માણસે પોતાના કોઈ અમલમાં જે તેણે અલ્લાહ તઆલાના માટે કર્યો, પરંતુ કોઈ બીજાને પણ ભાગીદાર કર્યો હતો, તો તેનો સવાબ તે બીજાથી જ જઈને માંગે, કારણ કે અલ્લાહ તઆલા સઘળા શરીકો (પાર્ટનરો)થી વધારે શિર્કથી બેનિયાઝ છે.' (મુસ્નદે અહમદ)

**ખુલાસો** : આ અંજામ તો તે આ'માલનો છે, જે અલ્લાહ તઆલાના માટે કરવામાં આવે, પરંતુ નિય્યતમાં પૂરો ખુલૂસ કે નિર્ભેળતા ન હોય, બલકે અલ્લાહ તઆલાની સાથે કોઇ બીજાની મિલાવટ પણ હોય. જ્યારે જે 'નેક આ'માલ' ફક્ત દેખાડો કરીને તેમનાથી દુન્યવી લાભ જ ઉઠાવાય, તો તે રદ–બાતિલ જ નહીં થાય, તેને જહન્નમમાં પણ લઇ જશે.

## રિયાકારોને રુસ્વાઈ અને ફજેતીની સજા :

(૨૫૮) عَنْ جُنْدُبٍ رضي الله عنه قَالَ قَالَ النَّبِيُّ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ سَمَّعَ سَمَّعَ اللهُ بِهِ وَمَنْ يُرَائِي يُرَائِي اللهُ بِهِ. (رواه البخاری ومسلم)

(૨૫૮) **તરજુમો** : હઝરત જુન્દુબ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જે માણસ કોઇ અમલ સંભળાવવા અને મશહૂર કરવાના માટે કરશે, તો અલ્લાહ તઆલા તેને ખૂબ દેખાડશે.' (સહીહ બુખારી, સહીહ મુસ્લિમ)

**ખુલાસો** : મતલબ એ છે કે દેખાડા અને ખ્યાતિ માટે નેક અમલ કરનારાઓને એક સજા તેમના અમલની મુનાસબતથી એ પણ આપવામાં આવશે કે તેમની એ રિયાકારી અને મુનાફકતને ખૂબ મશહૂર કરવામાં આવશે અને બતાવી દેવામાં આવશે કે આ બદનસીબ લોકો આ નેક આ'માલ અલ્લાહ તઆલાના માટે કરતા ન હતા, બલકે નામવરી અને દેખાડા અને ખ્યાતિના માટે કરતા હતા. તાત્પર્ય એ કે જહન્નમના અઝાબથી પ્રથમ તેમને એક સજા એ મળશે કે ભર મેહશરમાં તેમની રિયાકારી અને નિફાક (દ્વિમુખતા)નો પરદો ચીરીને સૌને તેમની આંતરિક ખરાબી દેખાડી દેવામાં આવશે. હે અલ્લાહ રબ્બુલ આલમીન ! અમારા સૌની એનાથી હિફાઝત ફરમાવજે, આમીન !

## દીનના નામ પર દુનિયા કમાનારા રિયાકારોને સખત ચેતવણી :

(۲۵۹) عَنْ اَبِیْ هُرَیْرَةَ ؓ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ یَخْرُجُ فِیْ اٰخِرِ الزَّمَانِ رِجَالٌ یَخْتِلُوْنَ الدُّنْیَا بِالدِّیْنِ یَلْبَسُوْنَ لِلنَّاسِ جُلُوْدَ الضَّانِ مِنَ اللِّیْنِ اَلْسِنَتُهُمْ اَحْلٰی مِنَ السُّکَّرِ وَ قُلُوْبُهُمْ قُلُوْبُ الذِّئَابِ یَقُوْلُ اللّٰهُ اَبِیْ یَغْتَرُّوْنَ اَمْ عَلَیَّ یَجْتَرِؤُنَ فَبِیْ حَلَفْتُ لَاَبْعَثَنَّ عَلٰی اُولٰئِكَ مِنْهُمْ فِتْنَةً تَدَعُ الْحَلِیْمَ فِیْهِمْ حَیْرَانَ. (رواه الترمذی)

(૨૫૯) **તરજુમો** : હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'આખરી જમાનામાં કેટલાક એવા મક્કાર લોકો પેદા થશે, જેઓ દીનની આડમાં દુનિયાનો શિકાર કરશે. તેઓ લોકો પર પોતાની દુરવેશી અને મિસ્કીનીને જતાવીને તેમને પ્રભાવિત કરવા ઘેટાઓના ઊનનો પોશાક પહેરશે. તેમની ઝબાન–બોલી ખાંડથી વધારે મીઠી હશે, પરંતુ તેમની છાતીઓમાં વરૂ જેવાં દિલ હશે. (તેમના વિશે) અલ્લાહ તઆલાનું ફરમાન છે : 'શું એ લોકો મારી ઢીલથી ધોકો ખાઇ રહ્યા છે અથવા મારાથી નીડર બનીને મારા મુકાબલામાં હિંમત કરી રહ્યા છે ? તો મને પોતાના સોગંદ છે કે હું એ મક્કારો પર તેઓમાંથી જ એવો ફિત્ના ઉઠાવીશ, જે તેઓમાંના અક્કલવાનો અને દાનાઓને પણ હેરાન બનાવીને રહેશે.' (જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : આ હદીષથી જણાયું કે રિયાકારીનો આ ખાસ પ્રકાર કે આબિદો–ઝાહિદોની સૂરત–શકલ બનાવીને અને પોતાની આંતરિક હાલતથી તદ્દન વિરુદ્ધ તે અલ્લાહવાળાઓના જેવી નરમ અને મીઠી વાતો કરી કરીને અલ્લાહ તઆલાના ભલા–ભોળા બંદાઓને પોતાની અકીદતની જાળમાં ફસાવીને તેમનાથી દુનિયા કમાવામાં આવે એ સૌથી કનિષ્ઠ પ્રકારની રિયાકારી છે. એવા લોકોને અલ્લાહ તઆલાની ચેતવણી છે કે તેઓને મૃત્યુથી પહેલાં આ દુનિયામાં પણ સખત ફિત્નાઓમાં સપડાવવામાં આવશે.

## રિયાકાર આબિદો તથા આલિમોને જહન્નમનો સખ્તતરીન અઝાબ :

(٢٦٠) عَنْ اَبِىْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ تَعَوَّذُوْا بِاللّٰهِ مِنْ جُبِّ الْحُزْنِ ! قَالُوْا يَارَسُوْلَ اللّٰهِ ! وَمَا جُبُّ الْحُزْنِ ؟ قَالَ وَادٍ فِىْ جَهَنَّمَ يَتَعَوَّذُ مِنْهُ جَهَنَّمُ كُلَّ يَوْمٍ اَرْبَعَ مِائَةِ مَرَّةٍ ، قِيْلَ يَارَسُوْلَ اللّٰهِ وَمَنْ يَدْخُلُهَا ؟ قَالَ اَلْقُرَّاءُ الْمُرَاءُوْنَ بِاَعْمَالِهِمْ. (رواه الترمذى)

(૨૬૦) **તરજુમો** : હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'તમે લોકો જુબ્બુલ્ હુઝ્ન' (ગમનો કૂવો અથવા ગમની ખાઈ)થી પનાહ માંગ્યા કરો.' અમુક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ અરજ કરી : 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જુબ્બુલ્ હુઝ્ન શી વસ્તુ છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'જહન્નમમાં એક વાડી (અથવા ખાઈ) છે (જેનો હાલ એટલો ભૂંડો છે કે) જહન્નમ પોતે દરરોજ ચાર સો વાર તેનાથી પનાહ માંગે છે.' અરજ કરવામાં આવી, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તેમાં કોણ લોકો જશે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તે મોટા ઈબાદતગુઝાર અથવા વધારે કુરઆન પઢનારા, જેઓ બીજાઓને દેખાડવા માટે સારા આ'માલ કરે છે.' (જામિઅ્ તિરમિઝી)

**ખુલાસો** : જહન્નમની એ ખંદક 'જુબ્બુલ્ હુઝ્ન'માં નાખવામાં આવનારાઓના માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ 'અલ્ કુર્રાઅ્'નો શબ્દ પ્રયોજ્યો છે. તેનો અર્થ વધારે ઈબાદત કરનારાઓના પણ થઈ શકે છે અને કુરઆનના ઈલ્મ અને કુરઆન પઢવામાં વિશેષતા અને ઈમ્તિયાઝ રાખનારાઓના પણ થઈ શકે છે. તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈરશાદનો મતલબ આ છે કે જહન્નમના એ ખાસ કૂવા અથવા ખાઈમાં તે લોકોને હડસેલવામાં આવશે, જે જાહેરમાં ઉચ્ચ કોટિના દીનદાર,

કુર્આની ઈલ્મના સરમાયાદારો કે પૂંજીપતિઓ અને મોટા ઈબાદતગુઝાર હશે, પરંતુ વાસ્તવમાં અને બાતિન–આંતરિકતાના લિહાઝથી તેમની એ સઘળી દીનદારી અને ઈબાદતગુઝારી, રિયાકારી–દેખાડવા માટેની હશે.

**કિયામતના દિવસે દોઝખમાં નાખવાનો પ્રથમ ફેંસલો રિયાકાર આલિમ અને આબિદ, રિયાકાર મુજાહિદ (ધર્મયોદ્ધો) અને શહીદ અને રિયાકાર (દંભી) સખીની બાબતમાં કરવામાં આવશે :**

(٢٦١) عَنْ اَبِىْ هُرَيْرَةَ ؓ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ اَوَّلَ النَّاسِ يُقْضٰى عَلَيْهِ يَوْمَ الْقِيٰمَةِ رَجُلٌ اُسْتُشْهِدَ فَاُتِىَ بِهٖ فَعَرَّفَهٗ نِعْمَتَهٗ فَعَرَفَهَا فَقَالَ فَمَا عَمِلْتَ فِيْهَا ؟ قَالَ قَاتَلْتُ فِيْكَ حَتّٰى اسْتُشْهِدْتُّ قَالَ كَذَبْتَ وَلٰكِنَّكَ قَاتَلْتَ لِاَنْ يُّقَالَ جَرِئٌ فَقَدْ قِيْلَ ، ثُمَّ اُمِرَ بِهٖ فَسُحِبَ عَلٰى وَجْهِهٖ حَتّٰى اُلْقِىَ فِى النَّارِ وَرَجُلٌ تَعَلَّمَ الْعِلْمَ وَعَلَّمَهٗ وَقَرَأَ الْقُرْاٰنَ فَاُتِىَ بِهٖ فَعَرَّفَهٗ نِعَمَهٗ فَعَرَفَهَا قَالَ فَمَا عَمِلْتَ فِيْهَا ؟ قَالَ تَعَلَّمْتُ الْعِلْمَ وَعَلَّمْتُهٗ وَقَرَأْتُ فِيْكَ الْقُرْاٰنَ، قَالَ كَذَبْتَ وَلٰكِنَّكَ تَعَلَّمْتَ الْعِلْمَ لِيُقَالَ إِنَّكَ عَالِمٌ وَقَرَأْتَ الْقُرْاٰنَ لِيُقَالَ هُوَ قَارِئٌ فَقَدْ قِيْلَ ثُمَّ اُمِرَ بِهٖ فَسُحِبَ عَلٰى وَجْهِهٖ حَتّٰى اُلْقِىَ فِى النَّارِ ، وَرَجُلٌ وَسَّعَ اللّٰهُ عَلَيْهِ وَاَعْطَاهُ مِنْ اَصْنَافِ الْمَالِ كُلِّهٖ فَاُتِىَ بِهٖ فَعَرَّفَهٗ نِعَمَهٗ فَعَرَفَهَا قَالَ فَمَا عَمِلْتَ فِيْهَا قَالَ مَا تَرَكْتُ مِنْ سَبِيْلٍ تُحِبُّ اَنْ يُنْفَقَ فِيْهَا اِلَّا اَنْفَقْتُ فِيْهَا لَكَ قَالَ كَذَبْتَ وَلٰكِنَّكَ فَعَلْتَ لِيُقَالَ هُوَ جَوَادٌ فَقَدْ قِيْلَ ثُمَّ اُمِرَ بِهٖ فَسُحِبَ بِهٖ عَلٰى وَجْهِهٖ ثُمَّ اُلْقِىَ فِى النَّارِ . (رواه مسلم)

(૨૬૧) **તરજુમો** : હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'સૌથી

પ્રથમ માનવી જેનાં વિરુદ્ધ કિયામતના દિવસે (દોઝખમાં નાખવાનો) ફેંસલો ખુદાઈ અદાલત તરફથી કરી દેવામાં આવશે; એક માનવી હશે, જેને (જિહાદના મેદાનમાં) શહીદ કરવામાં આવ્યો હશે. તેને અલ્લાહ તઆલાની સામે લાવવામાં આવશે. પછી અલ્લાહ તઆલા તેને બતાવશે કે મેં તને કઈ કઈ નેઅમતો આપી હતી ? તે અલ્લાહ તઆલાએ આપેલ સઘળી નેઅમતોનો ઈકરાર કરશે. પછી અલ્લાહ તઆલા તેને પૂછશે : 'બતાવ, તેં એ નેઅમતોથી શું કામ લીધું ? (અને કયા હેતુઓ માટે તેમનો ઉપયોગ કર્યો ?).'

તે કહેશે : (મેં આખરી અમલ એ કર્યો છે) કે તારી રાહમાં જિહાદ કર્યો; ત્યાં સુધી કે મને શહીદ કરી દેવાયો (અને આ રીતે મેં સૌથી પ્યારી અને કિંમતી ચીઝ–પોતાનો જાન પણ તારા રસ્તામાં કુરબાન કરી દીધો). (તેના જવાબમાં) અલ્લાહ તઆલા ફરમાવશે : તું જૂઠ કહે છે. તેં જિહાદમાં ભાગ એ નિય્યતથી લીધો હતો કે તારી બહાદુરીની ચર્ચાઓ થાય, તો તારી બહાદુરીની ચર્ચાઓ થઈ ચૂકી. પછી તેના માટે અલ્લાહ તઆલાનો હુકમ થશે અને તેને ઊંધા મોંએ ઢસડીને જહન્નમમાં નાખી દેવામાં આવશે.

તેની સાથે એક બીજો માણસ હશે, જેણે ઈલ્મે દીન પ્રાપ્ત કર્યો હશે અને બીજાઓને તેની તા'લીમ પણ આપી હશે અને કુરઆન શરીફ પણ ખૂબ પઢયું હશે. તેને પણ અલ્લાહ તઆલાની સામે હાજર કરવામાં આવશે. અલ્લાહ તઆલા તેને પણ પોતે અતા કરેલી નેઅમતો બતાવશે. તે સૌનો ઈકરાર કરશે. પછી અલ્લાહ તઆલા તેને પૂછશે : 'બતાવ, તેં મારી એ નેઅમતોથી શું કામ લીધું ? (અને તેમને કયા હેતુઓના માટે ઉપયોગ કર્યો ?). તે કહેશે : 'ખુદાવંદા ! મેં આપનો ઈલ્મ હાસિલ કર્યો અને બીજાઓને શિખવાડયો અને આપની રઝામંદીના માટે આપની કિતાબ–કુરઆને પાકમાં મશગૂલ રહ્યો.'

અલ્લાહ તઆલા ફરમાવશે : 'તેં આ વાત જૂઠ કહી. તેં ઈલ્મે દીન એટલા માટે હાસિલ કર્યો હતો અને કુરઆન તું એટલા માટે પઢતો હતો કે, તને આલિમ, કારી અને ઈબાદતગુઝાર કહેવામાં આવે. તો તારા આલિમ,

આબિદ અને કુરઆનના કારી હોવાની ખૂબ ચર્ચા થઈ ચૂકી. પછી તેના માટે પણ અલ્લાહ તઆલાનો હુકમ થશે અને તેને પણ ઊંધા મોંએ ઢસડીને જહન્નમમાં નાખી દેવામાં આવશે.

તેની સાથે એક ત્રીજો માણસ પણ હશે, જેને અલ્લાહ તઆલાએ દુનિયામાં ભરપૂર દોલત આપી હશે અને દરેક પ્રકારનો માલ અતા ફરમાવ્યો હશે. તેને પણ અલ્લાહ તઆલાની સામે પેશ કરવામાં આવશે. અલ્લાહ તઆલા તેને પણ પોતાની નેઅમતો ગણાવશે (કે મેં તને દુનિયામાં આ...આ નેઅમતો આપી હતી). તે તમામનો સ્વીકાર કરશે. પછી અલ્લાહ તઆલા તેને પણ પૂછશે કે, 'તેં મારી આ નેઅમતોથી શું કામ લીધું (અને કયા હેતુઓ માટે તેમનો ઉપયોગ કર્યો ?).' તે અરજ કરશે : 'ખુદાવંદા ! જે જે રસ્તે અને જે જે કામોમાં ખર્ચ કરવો તને પસંદ છે, મેં તારા આપેલ માલને તે બધાંમાં જ ખર્ચ કર્યો છે અને ફક્ત તારી રઝામંદી અર્થે વાપર્યો છે.'

અલ્લાહ તઆલા ફરમાવશે : 'તેં એ જૂઠ કહ્યું. વાસ્તવમાં તેં એ બધું એટલા માટે કર્યું હતું કે, તું દુનિયામાં દાનવીર અને સખી તરીકે મશહૂર થાય (અને તારી દરિયાદિલી તથા સખાવતોની બધેબધ ચર્ચાઓ થાય), તો (તારો એ હેતુ તને મળી ગયો અને દુનિયામાં તારી ફય્યાઝી અને બખ્શિશોની ખૂબ ખૂબ ચર્ચાઓ થઈ ચૂકી.' પછી અલ્લાહ તઆલાના તરફથી તેના માટે પણ હુકમ થશે અને તેને પણ ઊંધા મોંએ ઢસડીને દોઝખમાં ફંગોળી દેવામાં આવશે. (સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : અલ્ અઝ્મતુ લિલ્લાહિ તઆલા ! (સઘળી મહાનતા અલ્લાહ તઆલાના જ માટે છે). કેટલી કંપારી છોડાવી દેનારી છે આ હદીષ શરીફ ! એની કેટલીક રિવાયતોમાં છે કે, હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ) આ હદીષને બયાન કરતી વેળા ક્યારેક હોશ–ભાન ગુમાવી દેતા હતા. એ જ રીતે હઝરત મુઆવિયહ (રદિયલ્લાહુ અન્હૂ)થી નકલ કરવામાં આવ્યું છે કે, એકવાર તેમની સામે આ હદીષ બયાન કરવામાં આવી, તો તેઓ ખૂબ રડયા, ત્યાં સુધી રડતા રહ્યા કે બેહાલ થઈ ગયા.

આ હદીષ શરીફમાં જે ત્રણ અમલોનું વર્ણન છે અર્થાત્ ઈલ્મે દીન શીખવો અને શિખવાડવો, કુરઆને મજીદમાં મશગૂલી અને અલ્લાહ તઆલાના રસ્તામાં જાન અને માલની બાઝી લગાડવી. જાહેર છે કે આ ત્રણેય આ'લા દરજ્જાના નેક આ'માલ છે. જો ઈખ્લાસ સાથે એ આ'માલ થાય તો પછી તેમનો બદલો નિઃશંક અલ્લાહ તઆલાની ખુશ્નૂદી અને જન્નતના ઉચ્ચ દરજ્જાઓ છે; પરંતુ એ જ અમલ જ્યારે આડંબર અને ખ્યાતિ–દેખાડાના માટે અથવા એ જ પ્રકારના અન્ય દુન્યવી હેતુઓ માટે કરવામાં આવે, તો અલ્લાહ રબ્બુલ આલમીનના નજીક ઉપરના કિંમતી આ'માલ એ દરજ્જાના ગુનાહ બની જાય છે કે અન્ય સઘળા ગુનેહગારો (ચોરો, ધાડપાડુઓ અને ઝાનીઓ– વ્યભિચારીઓ)થી પણ પ્રથમ જહન્નમનો ફેંસલો તેમના જ માટે કરવામાં આવશે અને સૌથી પહેલાં તેઓને જ જહન્નમમાં હડસેલવામાં–ફંગોળવામાં આવશે. ઈલાહલ્ આલમીન ! અમારા સૌની હિફાઝત ફરમાવજે, આમીન !

## નેક આ'માલના કારણથી લોકોમાં નેકનામી અલ્લાહ તઆલાની એક નેઅમત છે :

(٢٦٢) عَنْ اَبِىْ ذَرٍّ قَالَ قِيْلَ لِرَسُوْلِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ أَرَأَيْتَ الرَّجُلَ يَعْمَلُ الْعَمَلَ مِنَ الْخَيْرِ وَيَحْمَدُهُ النَّاسُ عَلَيْهِ وَفِىْ رِوَايَةٍ وَيُحِبُّهُ النَّاسُ عَلَيْهِ قَالَ تِلْكَ عَاجِلُ بُشْرَى الْمُؤْمِنِ. (رواه مسلم)

(૨૬૨) **તરજુમો** : હઝરત અબૂ ઝર ગિફારી (રદિયલ્લાહુ અન્હૂ)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછવામાં આવ્યું કે, 'શું ઈરશાદ છે એવા માણસના વિશે જે કોઈ સારો અમલ કરે છે અને તેના કારણથી લોકો તેના વખાણ કરે છે ?' અને એક રિવાયતમાં છે કે પૂછનારે આમ અરજ કરી કે, શું ઈરશાદ છે એવા માણસના વિશે, જે કોઈ સારો અમલ કરે છે અને તેના કારણથી લોકો તેનાથી મુહબ્બત કરે છે ?' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : 'એ તો મુઅ્મિન બંદાની રોકડ

ખુશખબરી છે.' (સહીહ મુસ્લિમ શરીફ)

**ખુલાસો** : રિયા–દેખાડો અને ખ્યાતિની ભૂખની બાબતમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઉપરોક્ત પ્રકારના ઈર્શાદોએ સહાબ–એ–કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)ને એટલા ડરાવી દીધા હતા કે તેમનામાંથી અમુકને આ શંકા થવા લાગી કે જે નેક અમલ બદલ દુનિયાના લોકો અમલ કરનારના વખાણ કરે અને તેની નેકીની ચર્ચા થાય અને લોકો તેને અલ્લાહ તઆલાનો નેક બંદો સમજીને તેનાથી મુહબ્બત કરવા લાગે, તો કદાચ તે અમલ પણ અલ્લાહ તઆલાને ત્યાં કબૂલ ન થશે, કારણ કે તે અમલ કરનારને દુનિયામાં શોહરત અને મુહબ્બતનો બદલો તો મળી જ ગયો.

તેના જ વિશે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ સવાલ કરવામાં આવ્યો હતો, જેના જવાબમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે ફરમાવ્યું, તેનો મતલબ આ છે કે કોઈ માણસની નેક કાર્યની ખ્યાતિ–શોહરત થઈ જવી અને લોકોએ તેની તારીફ કરવી અથવા તેનાથી મુહબ્બત કરવી કોઈ બુરી વાત નથી, બલકે સમજવું જોઈએ કે એ પણ અલ્લાહ તઆલાના જ તરફથી આખિરતમાં મળનારા અસલ ઈનામથી પહેલાં આ દુનિયામાં રોકડ બદલો અને તે બંદાની મકબૂલિયત અને મહબૂબિયતની એક ખુશખબરી તથા નિશાની છે.

એ જ રીતે હઝરત અબૂ હુરય્રહ (રદિયલ્લાહુ અન્હૂ)ને એક વાર આ કિસ્સો પેશ આવ્યો કે તેઓ પોતાના ઘરમાં નમાઝ પઢી રહ્યા હતા. એવામાં એક માણસ આવ્યો અને તેણે તેઓને નમાઝ પઢતા જોયા. તેઓ (હઝરત અબૂ હુરય્રહ રદિયલ્લાહુ અન્હૂ) કહે છે કે, મારા દિલમાં એ વાતથી ખુશી પેદા થઈ કે, એ માણસે મને નમાઝ જેવા સારા કામમાં પ્રવૃત્ત કે મશગૂલ જોયો. તેઓએ એનો ઉલ્લેખ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે કર્યો (જેથી અલ્લાહ ન કરે, જો એ પણ રિયાકારી કે આડંબરની કોઈ શાખ હોય, તો તેનાથી તવબા–ઈસ્તિગ્ફાર–માફી–તલાફી કરવામાં આવે).

આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને સંતોષ અપાવ્યો કે એ રિયા–આડંબર નથી, બલકે તમને એ સૂરતમાં એકાંતની નેકીનો પણ સવાબ મળશે અને સમૂહની નેકીનો પણ. આ હદીષથી જણાયું કે જે નેક અમલો ઈખ્લાસ સહિત અલ્લાહ તઆલાના જ માટે કરવામાં આવે, પરંતુ અમલ કરવાવાળાના ઈરાદા અને કોશિશ વિના અલ્લાહ તઆલાના બીજા બંદાઓને તેની જાણ થઈ જાય અને પછી તેને તેનાથી ખુશી થાય, તો એ ઈખ્લાસની વિરુદ્ધ નથી.

એ જ રીતે જો કોઈ માણસ કોઈ નેક અમલ એટલા માટે લોકોની સામે કરે છે કે તેઓ તેની પેરવી કરે અને તેને શીખે, તો એ પણ રિયાકારી લેખાશે નહિ, બલકે એ સૂરતમાં અલ્લાહ તઆલાના તે બંદાને તા'લીમ અને તબ્લીગ (શિખવાડવા અને પહોંચાડવા)નો પણ સવાબ મળશે. ઘણી હદીષોથી જણાય છે કે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અનેક અમલોમાં એ મકસદનો પણ લિહાઝ રાખવામાં આવતો હતો.

અલ્લાહ તઆલા આપણ સૌને ઈખ્લાસની હકીકત નસીબ ફરમાવે તથા પોતાના મુખ્લિસ બંદા બનાવે. રિયા, સુમ્અહ (દેખાડા, સંભળાવવા)ની હલાક કરનારી આફતોથી આપણાં દિલોનું રક્ષણ કરે, અલ્લાહુમ્મ આમીન (હે અલ્લાહ તઆલા એવું જ થાય) !

**મઆરિફુલ્ હદીષ, ભાગ–૨**
**સમાપ્ત થયો.**

*ફલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી બિ ઈઝ્ઝતિહી વ જલાલિહી તતિમ્મુસ્સાલિહાત.*

* * *